# નાટકો : નવાં અને જૂનાં



**અર્વાચીના :**

શ્રી. ધનસુખલાલ મહેતા અને
શ્રી. અવિનાશ વ્યાસ કૃત
રંગભૂમિ રસિયાંની રંગલીલા

રૂા. ૧–૦–૦

**સરી જતું સૂરત :**

શ્રી. ધનસુખલાલ મહેતા કૃત
'અમે બધાં' ઉપરથી રમુજી નાટક

રૂા. ૧–૪–૦

**વરઘોડો :**

શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકનું જાગ્રત
સ્રીત્વનું બંડખોર નાટક

રૂા. ૧–૪–૦

**રંગલીલા :**

વિવિધ હાસ્ય લેખકોની વાનગી-
ઓના મિશ્રણરૂપ પ્રહસન

રૂા. ૦–૧૪–૦

**રસજીવન :**

શ્રી. યશવંત પંડ્યાની ન
ભજવાય તેવી નાટિકાઓ

રૂા. ૧–૦–૦

**સોવિયેટ નવજૂવાની :**

હાસ્ય અને કટાક્ષથી ભરપૂર નાટક

રૂા. ૧–૦–૦

શેક્સપીયરનાં બે મા...
શ્રી. હંસા મહેતા કૃત પ્રસાદી

**વેનીસનો વેપારી** રૂા. ૨–૦

**હેમ્લેટ** રૂા. ૨–૦



ત્રિપાઠી · બુકસેલર્સ · મુંબઇ

# પ્રારબ્ધના પાસા

રહસ્યપૂર્ણ સામાજીક નવલકથા




લેખિકા

વી. એમ. પી.




મ્હાડા ચાર રૂપિયા




એન. એમ. ત્રિપાઠી લિમિટેડ

બુકસેલર્સ : પબ્લિશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

શ્રીમતી માણેકબ્હેન એ. ઠાકરશીને

શ્રી સરસ્વતી અને સેવાભાવના
સુભગ ત્રિવેણીસંગમના પરિણામે
અખિલ ભારતવર્ષની અને વિશેષે
ગુજરાતની સ્ત્રી-પ્રવૃત્તિમાં આપને જે
અગ્રસ્થાન વર્યું છે તેની વંદના રૂપે
તેમ જ
પંદર પંદર વર્ષના આપના નિકટના
સહવાસમાં આપે મારા પ્રત્યે જે
મમતા અને વાત્સલ્યની એકધારી
અમીધારા વહાવી છે તેના યત્કિંચિત
ઋણસ્વીકાર તરીકે

અર્પણ

વી. એમ. પી.

धीरज, धर्म, मित्र अरु नारी ।
आपतकाल परखिये चारी ॥

गोस्वामी तुलसीदास

# વાર્તારસિયાંની સેવામાં

સાહિત્યના કોઇ પણ પ્રકાર કરતાં વાર્તાના વાચકોની સંખ્યા વધુ હોય છે. આવાં વાર્તારસિયાંની સેવામાં આ નવલકથા રજુ કરું છું.

દૈવી અને આસુરી શક્તિઓના પ્રતીક જેવા સજ્જનો અને દુર્જનો વચ્ચે સર્જનજુનો સનાતન સંગ્રામ ચાલ્યાં કરે છે. આવા સંઘર્ષની આ વાર્તા છે. ક્યારેક આ ગજગ્રાહ—ઘર્ષણ—ઉગ્ર બને છે અને તેમાંથી જન્મતાં ગુહ્રસ્ય કથા રમ્યા જેવાં રસ, રંગ અને રહસ્ય વાર્તાને રોમાંચક બનાવે છે.

પસીનો પાડી પ્રામાણિકપણે પૈસા પેદા કરવાને બદલે આજકાલ જ્યાં ત્યાં પારકાનું પચાવી પાડવાની વૃત્તિ વધુ દેખાય છે. આવા ઉજળા ઠગો પહેલાં તો ઝટ ઓળખાતા નથી અને જ્યારે તેમની જાણ થાય છે ત્યારે તેમણે બિછાવેલી જાળમાંથી છૂટવું મુશ્કેલ બની ગયું હોય છે. પ્રપંચીઓ એક પાપને છુપાવવા બીજાં અનેક પાપોની પરંપરા પાછું વાળીને જોયા વિના સર્જે છે. ઘડીભર આનો અંત દેખાતો નથી. આપણી શ્રદ્ધા, સહનશીલતા અને હીંમત ડગમગી ઊઠે છે. પણ આખરી અંજામમાં સત્ય જીતે છે અને અસત્ય હારે છે. પછી એને ઈશ્વરી ઈન્સાફ કહો કે પ્રારબ્ધના પાસા કહો. માનવની મેલી મુરાદો નહિ પણ માલીકની મરજી જ આખરે પ્રબળ પૂરવાર થાય છે.

સુજનતા અને શઠતાના ભાતીગળ વાર્તાપ્રવાહમાં કથાનાયક અરવિંદના મિત્ર શ્રીકાંત અને નાયિકા રજનીની સખી લવંગિકાનો મિત્રધર્મ અનેક આફતો અને વહેમનાં વમળો વચ્ચે માનવતાના ધ્રુવતારકની ગરજ સારે છે જગતમાંથી માણસાઇ કે મર્દાનગી

મરી પરવારી નથી એની પ્રતીતિ એ એના જીવનમાંથી મળે છે. પોતાનાં મિત્રોને દગાબાજ દુશ્મનોના દળબંધી હુમલાઓમાંથી બચાવવા તેઓ જાનના જોખમે ઝઝૂમે છે અને અપૂર્વ કુનેહ, તર્કશક્તિ, સાહસ તથા યુક્તિ પ્રયુક્તિથી પ્રપચીઓને પરાસ્ત કરે છે.

આ સામાજીક વાર્તામાં વચ્ચે ખલપાત્રોની ખટપટો અને શયતાની ષડ્યંત્રોની ધૂમશ્રક્રીને ભેદવા તથા ભોંયભેગી કરવા અમુક અંશે ડીટેકટીવ-જાસુસી-તત્વ ઉમેરાયું છે જે વાચકની ઉત્કંઠાને ઉત્તેજે છે અને જિજ્ઞાસાને જકડી રાખે છે. પરંતુ વધુ વિગતોમાં ન ઊતરતાં વાચકમિત્રો વાર્તા વાંચીને જાતે જ તેની પરીક્ષા કરે અને પોતાના રોજિંદા જીવનમાં મળતાં વિવિધ માનવીઓની પણ પરીક્ષા કરતાં શીખે એટલું ઇચ્છી વિરમું છું.

મુંબાઈ<br>૧-૬-૪૭

લેખિકા



# અનુક્રમ

# પ્રારબ્ધના પાસા

: ૧ :

## સ્ટેશન પર ચોરી

તેરી ગઠડીમેં લાગા ચોર
મુસાફીર જાગ જરા, જાગ જરા.
—ધૂપછાંવ

શિયાળાની એ ઠંડી રાત્રિ હતી. પવન પણ વાતો હતો. સૂર્યપુર ગામના લોકો આ ઠંડીમાં બહાર પણ નીકળતા ન હતા. દીવામાં બત્તી પડ્યા પછી તેઓ મકાનો વાસીને જ ઘરમાં રહ્યા હતા. ગામ આશરે હજારેક માણસની વસ્તીનું હતું. પણ અત્યારે લગભગ દશના શુમારે જાણે એમાં કોઈ વસતું જ ન હોય એવી સ્થિતિ જણાતી હતી.

સૂર્યપુર રેલ્વે સ્ટેશન હતું. નાનાં ગામડાંનાં સ્ટેશનો મુંબાઈ જેવાં મોટાં હોતાં નથી. ત્યાં સ્ટેશનની જગ્યા એટલે રેલ્વેના પાટાઓ, સ્ટેશન માસ્તરને ટીકીટો આપવાની એકાદ ઓરડી; કદાચ ઉતારૂઓને બેસવા માટે પતરાનું એકાદ છાપરૂં હોય અને ન પણ હોય; થોડાક બાંકડા અને એકાદ ઝાંપો.

સૂર્યપુરના રેલ્વે સ્ટેશને અત્યારે ફકત એક જુવાન બાળા સિવાય બીજું કોઈ ઊભું ન હતું. એક પણ ફાનસ ત્યાં સળગતું ન હતું. ફકત ટીકીટો આપવા માટેની ઓરડીથી લોકો જાણી શકતાં કે, આ રેલ્વે સ્ટેશન છે અને આ બાળા એવું જાણતી હોવાથી અહીં આવી હતી.

ચોગરદમ અંધકાર હતો. ઠંડો પવન પણ સુસવાટા મારતો હતો.

બાળા સ્હેજ કંપી. એને બહારગામ જવાનું હતું એટલે એ અહીં આવી હતી. દશ વાગે ગાડી ઊપડે છે એમ તે માનતી હતી પણ અહીં આવતાં તો તેણે બધું સૂમસામ દીઠું. આ રેલ્વે સ્ટેશન હતું એ તો ચોકકસ તે જાણતી હતી. કારણ કે, તે દિવસના ભાગમાં કોઈ કોઈવાર આ સ્થળે આવતી હતી. 'ઘેર પાછી જાઉં ?' તેના મનમાં સવાલ થયો; 'શું ગાડી જતી રહી હશે ?'

ઘડીવાર સુધી તે વિમાસણમાં ઊભી રહી. ફરીથી એના મનમાં સવાલ ઊઠયો: 'કદાચ ગાડી મોડી આવતી હશે તો?...પણ અહીં કેમ કોઈ પોર્ટર કે રેલ્વેના માણસો જણાતા નથી !'

એકાએક રેલ્વેના પાટાની બીજી બાજુએથી એક ફાનસ દેખાયું, ફાનસ ધીમે ધીમે તેના તરફ આવતું દેખાયું. પછી તો, એક માણુસનો આકાર દેખાયો. તે રેલ્વેનો પોર્ટર હતો. જ્યારે તે તેની નજદીક આવ્યો ત્યારે બાળાએ પૂછયું: 'મુંબાઈની ગાડી આવી ગઈ?'

'હમણાં આવશે.' પોર્ટર આમ કહીને ઝાંપા મારફત બહાર જતો રહ્યો. બાળાના હૃદયમાં શાંતિ વળી કે, ગાડી તો હજી ગઇ નથી. પણ 'હમણાં' એટલે ક્યારે? શું અહીં અંધારૂં જ રહેશે? અને મારે ટીકીટ લેવી છે તે કોણ આપશે ?

રખેને ગાડી ચૂકી જવાય, એ બ્હીકથી બાળા એક બાંકડા ઉપર બેઠી એની પાસે સરસામાનમાં ફકત નાની સરખી ચામડાની એક બેગ હતી. એ બેગ પોતાની નજદીક મૂકીને સુસવાતા વાયરામાં તે ટુંટીયું વાળીને બાંકડા પર બેસી રહી.

તેને અહીં બેઠે બેઠે સ્હેજ ઊંઘ આવી ગઈ. એને ખ્યાલ રહ્યો નહીં કે, એની બાજુમાં શું બની રહ્યું છે. કાળા અંધકારમાં ભળી જાય એવો એક કાળો આકાર બહુ જ ધીમે પગલે એના બાંકડા આગળ આવ્યો અને એને ખબર પડે નહીં એવી રીતે બાંકડા પર પડેલી એની બેગ ઉઠાવીને ચૂપચાપ પસાર થઈ ગયો !

સ્ટેશનની ઓરડી આગળનું અને બીજું એક ફાનસ, એમ બે

ફાનસો સળગ્યાં; પણ તેમ છતાં આ જુવાન સ્ત્રી ઉતારૂ ઊંઘતી હતી, 'ચાલો ટીકીટો લઈ જાઓ.' સ્ટેશન માસ્તરે બૂમ પાડી ત્યારે જ આ સ્ત્રી–ઉતારૂ સફાળી ચોંકી ઊઠી, પોતાની બેગ સંભાળવા તેણે બાજુમાં હાથ ફેરવ્યો અને તે વધારે ચોંકી. તે ઊઠીને ઊભી થઈ. બાંકડા ઉપર, નીચે, આગળ, પાછળ એમ ચારે બાજુ બ્હેબાકળી જોવા લાગી. એટલામાં પોર્ટર તેની પાસે આવ્યો.

'મારી બેગ કયાં ગઈ?' બાળાએ તેને પૂછ્યું.

'તમે બહારગામ જવાનાં છો? ટીકીટ કરાવી લ્યો હમણાં ગાડી આવશે.' પોર્ટરે તેના સવાલનો જવાબ દેવાને બદલે કહ્યું.

'એક પુરૂષ–ઉતારૂ આ વખતે ટીકીટ કઢાવીને ત્યાં આવી પહોંચ્યો.

'પણ મારી બેગ! અહીં મૂકીનેજ હું બેઠી હતી? કોઈ લઈ ગયું કે શું?' બાળા ગભરાઈને બોલી.

'અમે તો લીધી નથી. અમારે શું કામ લેવી પડે!' પોર્ટર એમ કહીને ત્યાંથી જતો રહ્યો. બાળા બાંકડા પર બેસીને રડવા લાગી.

પુરૂષ–ઉતારૂએ બાળાને પૂછ્યું: બાઈ, કેવડી બેગ હતી? અને રઝળતી શું કરવા મૂકી!'

'બેગ બહુ જ નાની હતી. મારી નજદીક મૂકીને હું કયારની અહીં બેસી રહી હતી, લગભગ દોઢ કલાક થયો હશે. એમાં મારા ભાડાના રૂપીઆ હતા. મારાં થોડાંક કપડાં હતાં, હવે મારૂં શું થશે? મારી કને તો બીજા રૂપીઆ પણ નથી.' આમ બોલતાં બોલતાં એની આંખમાંથી આંસુ ખર્યાં.

દીવાના પ્રકાશમાં ઉતારૂએ જોયું કે, તે બાળા કોઈ ખાનદાન કુટુંબની જણાતી હતી. તે ઘણી જ ખૂબસુરત હતી. તેણે સાદાં પણ સ્વચ્છ વસ્ત્રો પહેર્યાં હતાં.

'સ્ટેશન માસ્તરને ખબર આપો. અને બાઇ, દોઢ કલાક વહેલાં શું કામ આવીએ? જાણો છો ને કે, આ જંગલ જેવી

જગ્યા છે. લુચ્ચા બદમાશો ક્યાં ને ક્યાં છુપાઈ રહ્યા હોય અને ઉતારૂઓને બેફામ જોઇને તેમનો માલ લૂંટી જાય.' ઉતારૂએ શિખામણ દીધી.

સ્ટેશન માસ્તર પાસે તે બાળા ગઇ, અને પોતાની બૅગની થયેલી ચોરીની હકીકત તેને કહી. માસ્તરે બાઇનું અવલોકન કરીને કહ્યું: 'તમારી પાસે બૅગ હતી તેનો પુરાવો શો છે? અમે આ માટે કાંઈ જોખમદાર નથી. પૈસા હોય તો આપો. તમે કહેશો ત્યાંની ટીકીટ કાઢી આપીશ.

'મારા પૈસા તો બધા જ ચોરાઈ ગયા!'

'તો તેમાં અમે શું કરીએ? ઘેર પાછા જાઓ. હજી દશમિનિટ બાકી છે, બીજા પૈસા લઇ આવો.'

'પણ માસ્તર સાહેબ, આ બાઇની બૅગ કોણ ચોરી ગયું તે બદલ તપાસ તો કરાવો?' પુરૂષ–ઉતારૂએ સવાલ કર્યો.

'ભલા માણસ, હું ટીકીટો આપું કે તપાસ કરવા જાઉં? એ કામ પોલિસનું છે હમણાં એક પોલિસ–સિપાઈ આવશે. બાઇને ફરિયાદી નોંધાવવી હોય તો નોંધાવે; પણ ફરિયાદ નોંધાવીને તો એને આ ગામમાં જ રહેવું પડશે. બહારગામ નહીં જવાય'. માસ્તરે કહ્યું.

પુરૂષ–ઉતારૂ બબડતો બબડતો ત્યાંથી જતો રહ્યો, બાળાની આંખમાંથી ખળખળ વહેતાં આંસુ રોકાતાં નહતાં. સ્ટેશન માસ્તરે એના તરફ ધ્યાન આપ્યા વિના પોતાનું લખવાનું કામ ચાલુ રાખ્યું. ઉતારૂઓ તો બીજા કોઇ નહોતા એટલે એને ટીકીટો આપવાની ન હતી.

ગાડીની સિસોટી સંભળાઇ. પોર્ટર આવ્યો: 'સાહેબ ગાડી આવે છે.'

'બાઇ, તમારે ટીકીટ લેવાની છે કે'? માસ્તરે પૂછ્યું.

બિચારી! રોતી રોતી ઓરડી બહાર ગઈ, સ્ટેશન માસ્તર ઓરડીનું બારણું બંધ કરતો હતો ત્યાં એક મોટર ગાડી આવીને, સ્ટેશન બહાર ઊભી રહી. એમાંથી એક જુવાન પુરૂષ ઉતર્યો.

સ્ટેશન માસ્તર તેને ઓળખતો હતો. તેણે પૂછ્યું : 'ક્યાં જવું છે, રાવ સાહેબ ? બરાબર વખતસર આવ્યા છો. ટ્રેન બે મિનિટમાં આવી લાગશે.'

'સેકન્ડ ક્લાસ બોમ્બે સેંટ્રલ' યુવકે કહ્યું અને ખિસ્સામાંથી પાકીટ કાઢીને તેમાંથી કેટલીક નોટો બહાર કાઢી.

પેલો જે પુરૂષ–ઉતારૂ અગાઉ બબડતો બબડતો ચાલ્યો ગયો હતો તે આ વખતે યુવક પાસે આવ્યો અને સલામ કરીને બોલ્યો: 'આ બેનને આપ ઓળખો છો, રાવ સાહેબ ?'

યુવકની દૃષ્ટિ બાળા તરફ ગઈ, પળભર તેના તરફ જોઈ રહી ને બોલ્યો : 'કેમ, કાંઈ મુશ્કેલી ઊભી થઈ છે ?'

"એ બહેનની બેગ ચોરાઈ ગઈ છે. દોઢ કલાકથી અહીં આવેલાં, એમને પણ બહારગામ જવાનું છે. બેગમાં એમના બધા પૈસા હતા—"

"માસ્તર સાહેબ," યુવક સ્ટેશન માસ્તરને કહ્યુ : આવો જ તમારા સ્ટેશનનો બંદોબસ્ત છે કે ! મુસાફરો લુંટાઈ જાય છે છતાં તમે—"

"મને ઠપકો ના આપશો, મહેરબાન, વાંક તો ઉતારૂઓનો જ કે, તેઓ સંભાળ કેમ ન રાખે ? બીજું, એ બાઈએ ચોરી થતી વેળા બૂમ મારી નથી. અમે દોઢ કલાક દરમ્યાન કોઈ જાતનો શોરબકોર પણ સાંભળ્યો નથી. બાઈની બેગ ચોરાઈ હશે કે કેમ એ જ સવાલ છે. બાઈ બેગ લાવી જ નહીં હોય."

"ફરિયાદ, કરવા જનારને કહેવું કે, 'તું જ ચોર છે' એવી આપની આ રીત છે !" યુવકે કહ્યું અને બાળા તરફ જોઈ તેને વંદન કરીને તે બોલ્યો: "શ્રીમતી, જો તમને હરકત ન હોય તો મને કહેશો કે, તમારે ક્યાં જવાનું છે ?"

"મુંબાઈ"

"માસ્તર સાહેબ, એમની ત્રીજા વર્ગની એક સેંટ્રલની ટીકીટ પણ આપો." યુવકે આમ કહીને દશ દશની ત્રણ નોટો તેના હાથમાં મૂકી.

"શાબાશ છે, રાવસાહેબ" પેલો પુરૂષ–ઉતારૂ બોલ્યો: "હું જાણતો જ હતો કે, તમે આ બહેનને મદદ કરશો. દુઃખીને સહાય કરવાની તમારી પ્રકૃતિથી હું પૂરો વાકેફ છું." તેણે બાળા તરફ વળીને કહ્યું: "બહેન, હવે તમે મુંઝાશો નહીં. તમે આ ગામમાં રહો છો?"

"મારૂં નામ રજની. હું અહીં માતાજીને ટેકરે રહું છું."

આ વખતે પેલા યુવકે સેંટ્રલની એક ટીકીટ અને દશની એક નોટ તે બાળાને આપવા માંડયાં. બાળા બોલી: "ટીકીટ જ ફક્ત આપો. રૂપીઆ નહીં. ટીકીટના પૈસા હું પાછા ક્યાં મોકલી આપું તે માટે આપનું શરનામું આપો."

યુવક હસ્યો. એક વિઝિટિંગ કાર્ડ કાઢીને તેણે કહ્યું: આ મારૂં મુંબાઈનું શરનામું છે. ટીકીટના પૈસા તમે મોકલો તેની સાથે આ દશ રૂપીઆ પણ પાછા મોકલજો ને?"

"બરાબર છે." પુરૂષ ઉતારૂ બોલ્યો: "બહેન, તમારૂં તો બધું ચોરાઇ ગયું છે ને? મુંબાઈ પહોંચશો પછી જ્યાં જવાનાં હશો ત્યાં ગાડી, કે ટ્રામમાં તો જવું પડશે ને? પૈસાનો તો હાલતે ચાલતે ખપ પડે. પાસે રાખ્યા સારા. ઈશ્વરનો આભાર માનો કે, અમારા ગામના આ લખેશરી સાથે તમારો મેળાપ થયો."

આ વખતે ટ્રેન આવી પહોંચી. બાળાએ આનાકાની ખંખેરી નાંખી. દશની નોટ લઇને તેણે કહ્યું: "આ ઉછીનાં નાણાં આપવા માટે હું આપનો ઘણોજ આભાર માનું છું."

"એમાં આભાર શેનો? શું માણસની ફરજ નથી કે, માણસને મદદ કરવી? અને તેમાંયે આપ તો અબળા છો. સ્ત્રી જાતિ તરફના માનને ખાતર મારે કોઈપણ ભોગે મદદ કરવી જોઇએ." તે આમ કહીને ટ્રેન તરફ ગયો.

બાળાને પેલો પુરુષ–ઉતારૂ સ્ત્રી–વર્ગના ડબ્બામાં બેસાડીને પુરુષ વર્ગના ડબ્બામાં બેસવા જતો હતો ત્યાં રજનીએ પૂછયું: "વીરા, તમારૂં નામઠામ તો કહો? હું તમારો ઉપકાર પણ ભૂલું તેમ નથી."

રજની બહેન, હું તમને ઓળખું છું. કોઈવાર મારો ને તમારો મેળાપ થશે. અને ત્યારે, હું મારી ઓળખાણ આપીશ. આમ કહી તે માણસ પોતાની ઓળખાણ આપ્યા વિના બીજા ડબ્બામાં બેસી ગયો.

જ્યારે સૂર્યપૂર સ્ટેશનેથી ટ્રેન ઉપડી ત્યારે રજનીને થયેલો અત્યારનો અનુભવ વારંવાર યાદ આવવા લાગ્યો. એ સર્વ અનુભવોમાં એક ચહેરો એની આંખો આગળ તરવરતો હતો.

"ખરેખર, જગત કેવળ દુષ્ટોથી જ ભરેલું નથી. રેતીના રણમાં જેમ મીઠા પાણીની વીરડી પણ નીકળે છે તેમ સજ્જનોનો પણ જગતમાં કોઈ કોઈ વાર પરિચય થાય છે." તે બોલી.



## ૨

## સૂર્યપુરની રજની

સેકન્ડ કલાસના ડબ્બામાં બેઠેલો યુવક એક ઇનામદાર હતો. તેને રાવસાહેબનો ખિતાબ મળેલો હતો. તેનું નામ અરવિંદરાય હતું પણ લોકો તેને અરવિંદભાઈ કહેતા. તેની માતા તેને અરવિંદ કહેતી. અરવિંદને ટ્રેનમાં બેઠા પછી કંઈવાર સુધી રંજનીના વિચારો આવતા રહ્યા. તે કોણ હતી ! શા માટે એકલી આ રાતે મુસાફરી કરતી હતી ? મુંબાઇમાં તે કયાં જનાર હતી ? વગેરે વિચારો ઘડીભર તેના દિલમાં ઊઠ્યા અને તે સાથે તેનો ચંદ્રસમાન, રૂપ રૂપના અંબાર જેવો ચહેરો તેની આંખ આગળ તરવરી રહ્યો. હરણ જેવી એની

કાળી આંખો, પોપટ જેવું એનું નાક અને એમાં સોહી રહેલા લજ્જાળુપણાના ભાવો ઉપરાંત એનો રૂપેરી ઘંટડી જેવો મીઠો સ્વર; અરવિંદને વારંવાર સાંભરી રહ્યાં. "તે કોઈક સારા કુટુંબની પુત્રી હોવી જોઈએ. તેને હું કાંઈક અંશે પણ મદદગાર થયો અને તેની મુસાફરીની ઈચ્છા પૂરી કરી શકયો તેથી મને આનંદ થાય છે." તે મનમાં ગણગણ્યો.

અરવિંદની સમક્ષ એકાએક એક બીજો ચહેરો તરવરી રહ્યો. એ પણ સુન્દરીનો હતો. રજનીથી તો તે પરિચિત ન હતો ,પણ આ ચહેરાથી તે માહિતગાર હતો. એના મ્હોં ઉપર એ ચહેરાની યાદથી સહેજ સ્મિત ઉપજ્યું.

"અનુપમા !" તે બબડયો: "કયાં એક વખતના મારા લગ્ન નહીં કરવાના વિચારો અને કયાં આજ મારી પરિણીતા તરીકે અનુપમા તારી પસંદગી!" ટ્રેનના ડબ્બાની ગાદીવાળી બેઠકમાં પડયો પડયો તે અનુપમાને લગતા વિચારોમાં તલ્લીન થઈ ગયો.

અરવિન્દે અનુપમાને તેની માતા કાલિન્દી સાથે મુંબાઈમાં એક સિનેમાના ખેલ વખતે જોઈ હતી. તેઓ બેઉ અકસ્માત જોડાજોડ બેઠકમાં હતાં. 'ઇંટરવલ' પડયો ત્યારે તેઓ વચ્ચે વાતચીત થઈ; હૃદય ખેંચાયાં; અને પરિચય થયો. અરવિંદને અનુપમાએ પોતાનું શરનામું આપ્યું: 'મનહર-વિલા, માટુંગા.' અરવિંદ એક વખત અનુકુળતા મેળવી તેને ત્યાં ગયો. માલુમ પડયું કે, અનુપમા ગ્રેજ્યુએટ હતી. દેખાવમાં સુંદર હતી; તે બે એકજ જ્ઞાતિનાં હતાં. ત્રણેક માસના વધુ પરિચય પછી અરવિંદને લાગ્યું કે—અનુપમા જગતમાં એક અજોડ કન્યા છે; અને તેને પરણાવવામાં આવેલી ન હોવાથી તેની સાથે લગ્ન કરવા પોતે હક્કદાર છે. આવી સંસ્કારી બાળા સાથે પરણવું કોને ન ગમે ? અરવિંદે કાલિન્દીને વિનવી કે, અનુપમા સાથે લગ્ન કરવા મંજુરી આપો. કાલિન્દી ઘણી જ ખુશ થઈ અને તેણે મંજુરી આપી.

અરવિન્દની માતા કમળા વયોવૃદ્ધ હતી, બોરીવલીમાં આવેલા 'અરૂણકુંજ'માં પોતાના નાના દીકરા અરૂણ સાથે તે રહેતી હતી. અરવિન્દે ત્યાં જઇને પોતાના લગ્નની પરવાનગી માગી, કન્યાનો પરિચય આપ્યો, અનુપમા એના નામ જેવી જ છે એમ કહી એના રૂપ ગુણ વગેરેમાં કોઈ બીજાનો જોટો જડવો મુશ્કેલ છે, એમ જણાવ્યું. અનુપમાના સ્વભાવ સાથે પોતાનો સ્વભાવ મળી ગયો છે એમ પણ કહ્યું.

કમળાએ જવાબ દીધો : પુત્ર, તું સમજણો છે. તને ખબર છે કે તારે માથે કેવી જવાબદારીઓ છે. તું તને જે લાગે તે બેલાશક કર. તારા સુખમાં હું આડખીલી રૂપ નહીં થાઉં. પણ એક વાત સમજી લે. આજના જુવાનો પરણતાં પહેલાં રૂપથી અંજાઈ જાય છે તેમ તું ન કરીશ. મને તારામાં વિશ્વાસ છે, તારી પસંદગી ઉત્તમ જ હશે.'

માતાની મંજૂરીએ અરવિંદના હૃદયમાં ઉત્સાહ પૂર્યો. કાલિન્દીને ત્યાં માટુંગા ખાતે જઈને તેણે લગ્નની મિતિ ઠરાવી. દોઢ માસ પછી લગ્ન કર્યાં. દરમ્યાન સૂર્યપુર કે જે પોતાનું ફ્નામી ગામ હતું ત્યાં અરવિંદ કેટલાંક અગત્યનાં કામે જઈ આવ્યો. અત્યારે તે ટ્રેનમાં લગ્નની તૈયારીઓ કરવા માટે જ મુંબઈ જઈ રહ્યો હતો.

અરવિંદે જગત જોયું ન હતું. રૂપાના ચમચાથી દૂધ પીતાં ઉછરેલો એ, શ્રીમંતાઇને લીધે સર્વત્ર ઉજળું એટલું દૂધ જોતો હતો. એને ખબર ન હતી કે, સ્વાર્થી જગત, દૂધમાં પાણીનો પણ ભેગ કરે છે. ચોખાનો લોટ અને પાણીનું મિશ્રણ પણ··દૂધ જેવું હોય છે. પોતે ભલો અને ભોળો હતો તેથી જગતને પણ અરવિંદ એવું જ જોતો. કાલિન્દી અને અનુપમા, એ બેમાં કાલિન્દી જબરી વાચાળ હતી. એમાં પણ ખૂબ મીઠી. 'અરવિંદભાઇ, અરવિંદભાઈ' એમ બોલતાં જાણે એને હૃદયમાંથી અરવિંદ પર અનેરૂં વહાલ હોય એવો દેખાવ કરતી. એની વાણીમાંની મીઠાશ અરવિંદને ખાતર હતી

કે અરવિંદના પૈસાને ખાતર હતી, એવું જો કોઈ ઓળખીતાએ એને પૂછ્યું હોય તો એક નાગણની જેમ ફૂંફાડા મારીને તેણે વાત કરી હોત એ નિઃશંક હતું.

પણ અરવિંદને કાલિન્દીના અન્દરખાનેના સ્વભાવની કે હેતુની કશી જાણ નહતી. એ બન્ને મા–દીકરી લાયક માણસો છે અને સંસ્કારી છે. તેમાં યે વળી દીકરી ગ્રેજ્યુએટ થયેલી છે. આ એક જ બાબતે એને અનુપમા સાથે લગ્ન માટે પ્રેર્યો હતો.

"અહા, એ અત્યારે મારી સાથે મુસાફરી કરતી હોત તો કેવો આનંદ મળત ? સડસડાટ વહેતી ટ્રેન, બહાર પ્રસરેલી ચાંદની, કુદરતની શોભારૂપ જંગલનાં ઝાડનું ઝડપ ભેર પસાર થવું; દૂર દૂરના દેખાવો અને પવનની મંદ મંદ લહરીઓ, આ બધી મઝા અનુપમાના સહવાસથી મને ખૂબ પ્રસન્ન કરી દેત. "ટ્રેનની મુસાફરીમાં તે બોલ્યો. ઘડીભર ચૂપ રહ્યા પછી તેણે ઉમેર્યું: "એને જોયે મને એક અઠવાડીયું થયું. મુંબાઈ જઈને પહેલોજ એને મળવા જવાનો પત્ર લખીશ."

આ યુવાનને આ વિચારોમાંજ અંતે ઊંઘ આવી ગઈ. જ્યારે મુંબાઈનું સેંટ્રલ સ્ટેશન આવ્યું ત્યારે તે જાગૃત થયો. ટ્રેનમાંથી બહાર નીકળતાં એને એક નામ યાદ આવ્યું : "રજની."

"હં...એ બાળાને મેં સુર્યપુરમાંથી ટ્રેનમાં બેસાડી હતી." તે મનમાંજ બોલ્યોઃ "હું કેવો ભૂલકણો ? આખી રાતની મુસાફરી દરમ્યાન મેં ઊંઘ્યાજ કર્યું અને એકવાર પણ એના ડબ્બા પાસે જવાની કે તેની ખબર કાઢવાની કાળજી રાખી નહીં !" તે તરતજ ડબ્બાઓમાં ડોકીઆં કરવા લાગ્યો. સ્ત્રી વર્ગના ડબ્બામાં તે નહતી. બીજા ડબ્બા શોધી વળ્યો. તેમાં પણ તે ન હતી !

"હું કેવો સ્વાર્થી ! એ બિચારી અજાણી ગરીબ અને શરમાળ બાળાની મેં લગીરે ભાળ ન લીધી !"

અચાનક તેના ખભા ઉપર કોઈકે પાછળથી હાથ મૂક્યો.

અને કહ્યું: "મિત્ર, કઈ ગરીબ અને શરમાળ બાળા વિષે વિચાર કરે છે?"

"અહો, દોસ્ત શ્રીકાંત!" જે યુવકે અરવિંદના ખભા પર હાથ મૂક્યો હતો તેના બેઉ હાથ ઝાલી લઇને ખૂબ: સ્નેહપૂર્વક અરવિંદે વાત કરવા માંડી; "તું મને સત્કારવા આવ્યો છે કે?"

"હા, તારાં માતાજીએ મને મોકલ્યો છે. પહેલાં એ કહે કે, તું હમણાં કોઈ ગરીબ અને શરમાળ બાળા વિષે શું બોલતો હતો?"

અરવિંદે સૂર્યપુરમાં થયેલો રજનીનો મેળાપ; તેની ચોરાઇ ગયેલી કપડાંની અને નાણાંની બેગ અને તેને પોતે આપેલી ઉછીની રકમની વાત કરી; તેમજ પોતાનું વાલકેશ્વરનું સરનામું તે બાઇને આપ્યું છે તે હકીકત કહી અને સવાલ કર્યો: "હું આખી રાત ઊંઘ્યો અને તેને પૂછવા યે ગયો નહીં કે, કાંઈ અગવડ છે? હવે અહીં ઉતરતાં જોઉં છું કે, તે નથી? તેનું શું થયું હશે?"

"મિત્ર. તું તો ભલો ને ભલો જ રહ્યો!" શ્રીકાંતે હસીને કહ્યું: 'તે તારા કરતાં તો વહેલી ઉતરીને પ્લેટફોર્મ બહાર જતી રહી હશે? બીજું વળી એને શું થાય?'

'પણ મને એણે ખબર—'

'ગરીબ અને શરમાળ એવી તેની પ્રકૃતિ તો તેં જ વર્ણવી બતાવી ને? હવે મને કહીશ કે, એવી કઈ બાઇ તારા જેવા પૈસાદાર પાસે એકદમ આવે? ગરીબોના ક્ષોભનો અને તેમાંયે ખાસ કરીને અબળાઓના સંકોચનો તને કયાંથી ખ્યાલ હોય? તેઓને પૈસાદારોની એક જાતની બ્હીક લાગે છે! જગતમાં પૈસાદારો એટલે ગરીબોની દાઝ નહીં જાણનારા, એવી જાતની છાપ જ પડી ગયેલી હોય છે: એટલે ગરીબો એકદમ કદાપિ તેઓ પાસે જતા નથી.'

'પણ મેં તે બાળાને મદદ કરી હતી. શું હું સ્વાર્થી તરીકે એ કાર્યમાં દેખાયો?'.

'ભાઇ, અબળાઓના દિલનો સંકોચ તું નહીં સમજી શકે. તારી મદદ કોઈ બીજા મલિન હેતુથી હોય એમ તે માની લે એમાં નવાઈ નથી. ઘણીવાર એવું બને છે કે, રૂપઘેલા દુષ્ટબુદ્ધિના પૈસાદારો ગરીબ અને રૂપાળી યુવતીઓને મોહમાં આંજવા મદદ આપવાનો દેખાવ કરે છે, આમ તારા વિષે તેણે માની લીધું હોય એ સંભવિત છે.'

'ઓ પ્રભુ! મને તો આવો કિંચિતમાત્ર ખ્યાલ ન હતો! શ્રીકાંત, હું એવો દુષ્ટબુદ્ધિનો મલિન માનવ છું?'

શ્રીકાંત હસ્યો અને અરવિંદનો ખભો થાબડતાં બોલ્યો: 'ઈશ્વરનો આભાર માન કે તારામાં કળિ પ્રવેશ્યો નથી; અને જ્યાં સુધી હું તારો મિત્ર છું ત્યાં સુધી તારામાં તે કદિપણ ન પ્રવેશે એની હું કાળજી રાખીશ. ચાલ મિત્ર, હવે અહીં બહુ મોડું થયું. હજી તો આપણે બોરીવલી જવાનું છે.'

'બોરીવલી નહીં. હું તો વાલકેશ્વરને બંગલે જઈશ. એ બંગલાની તમામ પ્રકારની નવેસરથી સજાવટ કરવાની છે એટલે દિવસનો મોટો ભાગ અને કદાચ મોડી રાત સુધી દરરોજ ત્યાં રોકાવું પડશે. મને બોરીવલી રહેવું નહીં ફાવે.'

'ઠીક જેવી તારી ઇચ્છા.'

બેઉ મિત્રો પ્લેટફોર્મ બહાર નીકળ્યા શ્રીકાંત અરવિંદની મોટરમાં હતો. બેઉ મિત્રો તેમાં બેસી ગયા અને મોટર વાલકેશ્વરના અરવિંદ-કુંજ તરફ ચાલી.



:૩:

## સખીની શીળી ગોદમાં

રજનીને એમ્બે સેન્ટ્રલ ઉપર અરવિંદે દીઠી ન હતી તેનું કારણુ એ હતું કે, ટ્રેન ઊભી રહેતાંજ તે, પોતાની પાસે કાંઈપણ સરસામાન ન હોવાથી ટ્રેનમાંથી ઉતરીને સડસડાટ ચાલી ગઈ હતી. એક ભાડુતી ગાડીમાં બેસીને તે ભુલેશ્વર તરફ ગઈ હતી.

ભુલેશ્વરમાં રાઘવજીની ચાલીમાં રજનીની બ્હેનપણી લવંગિકા રહેતી હતી. લવંગિકા આશરે ૩૫ વર્ષની એક વિધવા હતી. મેટ્રીક સુધી ભણીને તેણે ચિત્રકામની પરીક્ષા આપી હતી અને તેને પરિણામે અત્યારે તે ચિત્રકલા દ્વારા પોતાનું જીવન નિભાવતી હતી. એનાં ઘણાં ચિત્રો ગુજરાતનાં માસિકો અને અઠવાડિકોમાં પ્રગટ થતાં અને તેમાંથી તેને પૈસા મળતા. ઉપરાંત, ચિત્રોના વેપારીઓને ત્યાંથી તેને કામ-કાજ મળતું. મુંબાઈ જેવા શહેરમાં અને ચિત્રકલાના વધતા જતા શોખના જમાનામાં ફક્ત કાગળો અને કેનવાસ ઉપરજ નહીં પણ મકાનો, થીએટરો વગેરેની દિવાલો ઉપર ચિત્રો પાડવાના અને જુદી જુદી રંગવાળી 'ડીઝાઈનો' દોરવાના કામકાજમાં પણ લવંગિકા પ્રવીણુ હોવાથી તેને લગતાં કામકાજ પણ મળી રહેતાં.

લવંગિકા કલાની પૂજારિણી હતી; ઉદ્યમી હતી; પ્રમાણિક, સચ્ચારિત્રશાળી અને બુદ્ધિમતી હતી. પરિણામે સ્હેજ માસિક રૂા. ૧૦૦ થી ૧૨૫ તેને મળી રહેતા. રાઘવજીની ચાલીમાં નં. ૧૫ ની ખોલીમાં તે રહેતી હતી; જેમાં બે ઓરડીઓ અને ત્રીજું રસોડું એમ ત્રણ રૂમો હતી. એને એકલીને માટે બે ઓરડીઓ પૂરતી હતી.

પ્રાતઃકાળમાં જ્યારે તે હમેશના નિયમ મુજબ વહેલી ઊઠી; ન્હાઈ ધોઈ પૂજન કરી પોતાના ચિત્રકામમાં પ્રવૃત્ત થઈ ગઈ ત્યારે તેની ઓરડીના ઉંબરથી સાદ સંભળાયો: "લવંગિકા બ્હેન!"

ચિત્ર દોરતાં દોરતાં લવંગિકાએ મ્હોં ઊંચુ કરીને ઉંબરમાં

નજર કરી. તેણે એક યુવતી દીઠી. તેનું મ્હોં મલકયું અને પીછી એક બાજુ મૂકી દઇને તે તરત જ ઊઠી. ઊઠતાં ઊઠતાં વ્હાલભર્યા સ્વરે તે બોલી : "કોણ, બ્હેન રજની!"

બેઉ સખીઓ ભેટી પડી. રજનીની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. જ્યારે ચોમેર દુ:ખનો દાવાનળ સળગી રહ્યો હતો, જ્યારે જીવન આકરૂં લાગી રહ્યું હતું ત્યારે વિસામારૂપ પોતાની આ એક સખી હતી. અને એને ત્યાં આવતાં તેને ખૂબ પ્રેમથી આવકાર મળ્યો.

'કંઇ સામાન નથી લાવી બહેન?' લવંગિકાએ પૂછ્યું.

'ના.' રજનીએ જવાબ દીધો.

'ત્યારે રસોડામાં ચાલ, હું તારે માટે ચ્હા બનાવું અને પછી આપણે વાતો કરીએ.' લવિંગકાએ કહ્યું.

'બહેન, હું ચ્હા બનાવી લઇશ. તમે તમારા કામમાંથી શું કરવા ખોટી થાવ?'

'કામ અને કાજ! એ તો રોજનું છે અને હું તો અત્યારે ફુરસદનું કામકાજ કરતી હતી. લે, અંદર ચાલ હવે.'

લવંગિકાની ઓરડીનું નિરીક્ષણ કરતી રજની તેની પાછળ ચાલી. પહેલી ઓરડીમાં ચિત્રો અને ચિત્રો જ હતાં. જો કે એમાં એક બાજુએ બેસવા માટે ત્રણેક ખુરશીઓ હતી અને એક નાનું સરખું સ્ટુલ હતું પણ એ પ્રથમ ઓરડી એટલે ચિત્ર કલાનું પ્રદર્શન એમ કહીએ તો ચાલે. દિવાલો પર પુષ્કળ ચિત્રો હતાં. જમીન ઉપર પણ કેટલાંયે અર્ધા અને થોડે ભાગે દોરેલાં ચિત્રો અને વિવિધ ડીઝાઇનનાં સાધનો હતાં.

બીજી ઓરડી લવંગિકાએ પોતાના સુવાના ખંડ તરીકે રાખી હતી. એમાં એક બાજુ એક મચ્છરદાની વાળો પલંગ હતો. તેની પાછળની દિવાલ ઉપર એક બુક-કેસ હતું જેમાં કેટલીક ચોપડીઓ હતી. દિવાલની ઉપર અનેક માસિકો અને અઠવાડિકોના થોક હતા.

અને તે ઓરડીમાં પણ થોડીક મઝાની તસ્વીરો દિવાલો ઉપર લટકાવેલી હતી.

ત્રીજી ઓરડી પહેલી બે કરતાં ઘણી વધારે ન્હાની હતી પણ તે રસોડું હતું. તેમાં છાજલીઓ ઉપર અનાજ, લોટ વગેરેના ડબ્બાઓ હતા અને એક બાજુ બે સઘડીઓ સ્ટવ વગેરે પડેલાં હતાં.

એક પાટલા પર રજનીને બેસાડીને લવંગિકાએ સેઈફ્ટી-સ્ટવ સળગાવ્યો. રજનીએ કહ્યું: 'આ સ્ટવ કંઈક જુદી જાતનો છે, ખરૂં બહેન?'

લવંગિકાએ જવાબ દીધો; 'અકસ્માત ન થાય તેવી સગવડવાળો આ સ્ટવ છે. આપણા ગુજરાતી લોકોમાં સ્ટવથી બળી મરવાના અકસ્માતો ઘણા થાય છે અને તે પણ આ મુંબઈ શહેરમાં! આનું કારણ આપણા સ્ત્રી-વર્ગનો રઘવાટ હોય છે. ખુલ્લો સ્ટવ ચેતાવીને તે પછીથી તેઓ લફરસફર કરે અને તે દરમ્યાન સાડીનો છેડો સળગે તેનું તેમને ભાન પણ રહે નહીં. આવા અકસ્માતોથી બચવા માટે આ જાતના 'સેઈફ્ટી-સ્ટવ' તૈયાર કરવામાં આવેલા છે કે જેમાંથી ભડકાની આગ બહાર નીકળતી નથી.'

લવંગિકાએ રજનીને સ્ટવની કરામત બતાવી અને પછી જ્યાં તે બેઠેલી હતી તેની નજદીકમાંથીજ ચ્હાનો બધો સામાન તેણે હાથ લંબાવીને બેઠે બેઠે લેવાય એવી વ્યવસ્થા રાખી હતી તે મુજબ લીધો. પાણીની વ્યવસ્થા પણ ત્યાંજ હતી. આ પ્રકારે તેણે કાળજીથી ચ્હા બનાવી એ જોઈને રજની છક્ક થઇ ગઈ.

ચ્હા પીતાં પીતાં લવંગિકાએ પૂછ્યું: "હવે હું તને એક ઠપકો આપું. ચાર દિવસ ઉપર તારો પત્ર મારા ઉપર આવ્યો તેમાં તેં આ ટ્રેન અને આ તારીખ કેમ લખ્યાં નહીં? તું આજે જ આવવાની છે એમ હું જાણતી હોત તો તને સ્ટેશન ઉપર તેડવા ન આવત? આ અફાટ મુંબાઇ શહેરમાં તારા જેવી અજાણીએ, આમ અગાઉથી લખ્યા સિવાય ન આવવું જોઇએ."

"મેં એ પત્ર લખ્યો ત્યારે દિવસ નક્કી કર્યો ન હતો. હું આઠેક દિવસ સૂર્યપુરમાં વધુ રહેવાની હતી પણ અચાનક જ ગયે પરમ દિવસે મારે અને મામીને તકરાર થઇ અને મારૂં દિલ ઉઠી ગયું. હું એમને સદાને માટે છોડીને આવી છું."

"હશે; એની ચિંતા નહીં." લવંગિકાએ કહ્યું: "પણ બહેન, તેં મામા મામીનો આશરો એક વર્ષ પર લીધો ત્યારે જ મેં તને લખ્યું હતું કે, એ તલમાં તેલ નથી; માટે મુંબાઈ આવ. તેં માન્યું ન હતું એટલે આટલા દિવસ નકામા ગયા."

"હું મારી ભૂલ કબૂલ કરૂં છું; પણ બહેન, તેઓની મીઠી વાણીથી હું છેતરાઈ હતી. એમનાં હૃદય કાળાં હશે એનો મને ખ્યાલ નહીં. આજ મેં જાણ્યું કે, તેઓ મને બળાત્કારે એક બુઢ્ઢા સાથે પરણાવવા માટે જ પોતાને ત્યાં રાખતાં હતાં—"

"બુઢ્ઢા સાથે ? કોણ છે એ બુઢ્ઢો ?"

"મારાં નવાં મામીનો ભાઈ મકનજી." રજની બોલી: "એને ૬૨ વર્ષ થયાં છે. વિશાળપુરમાં એની એક મોટી હવેલીમાં એ રહે છે. એને ચાર તો છોકરા છે; એમનીયે વહુઓ છે. આમ છતાં એ દુષ્ટબુદ્ધિ ડોસાને નવી જુવાન સ્ત્રી પરણવી છે. તેની પાસે રૂપીઆ એક લાખની મિલ્કત છે. જે એના સાથે પરણીને રંડાપાના અંધારા ઊંડા કુવામાં ભુસ્કો મારવા તૈયાર થાય તેને એ મિલ્કત અને પોતાની હવેલી તે આપી દેવા માગે છે !"

"તારી મામીએ તને તેની સાથે પરણવા કહ્યું, એ વાત તો તેં મને લખી નથી." લવંગિકાએ પૂછ્યું.

"બહેન, તને પત્ર લખીને ટપાલમાં નાંખ્યો તેને બીજે દિવસે એ બુઢ્ઢો મકનજી આવ્યો અને વાતો શરૂ થઇ. મારી મામીએ મને ફ્લાવી ફ્લાવીને પૂછ્યું: "આ વર તને ગમશે ?" મેં જવાબ દીધો: "આ મારા બાપ જેવો મારો વર ?! મામી, શી અક્કલ વિનાની વાત કરો છો ?" અને એ પછી અમારો ઝઘડો વધ્યો. મામાએ

મામીની તરફેણ કરી; પૈસાની લાલચ બતાવી; સ્વતંત્રતા અને સાહેબીનાં સુખનાં આકર્ષણ બતાવ્યાં; પાણી માગું તો દૂધ હાજર થાય અને એક પણ ડગલું ચાલવાનું નહીં; નોકર ચાકર રસોઇઆ ઉપર રોફ બતાવવાનો અને બારે માસ બસ સુખચેનમાં દિવસ વીતાડવાના—આ પ્રલોભનો તરફ મારું ધ્યાન ખેંચ્યું." મેં એકજ વાક્ય રટયાં કર્યું: "પૂળો મૂકો એ સુખસાહેબીમાં, જ્યાં આત્માનાં લગ્ન નથી; જ્યાં લગ્નને લાયક પુરૂષ નથી."

રજનીની આંખ આંસુભીની બની. ઘડીભર તેને ડુમો ભરાઇ આવ્યો. તે ગૂપ રહી અને પછી બોલી: "બે દિવસ સુધી રાત અને દહાડો મામા–મામીએ ટકટકારો કર્યો અને એથી ત્રાસી જઇને આખરે મેં અહીં નાસી આવવાનો નિર્ણય કર્યો." અત્રે રજનીએ સ્ટેશનપર આવતાં પોતાને શી વીતક વીતી તેનો પણ ખુલાસો કરી દીધો.

"તને ઉછીના પૈસા આપનારનું સરનામું શું છે?" લવંગિકાએ પૂછયું.

રજનીએ તેનું વિઝિટિંગ કાર્ડ લવંગિકાને આપ્યું: રાવસાહેબ અરવિંદરાય અમુલખ દેસાઈ, 'અરવિંદ–કુંજ' વાલકેશ્વર, મુંબાઇ."

આ નામ વાંચીને લવંગિકા બોલી: "લાગે છે તો કોઇ સત્પુરૂષ પણ ચિંતા નહીં. એના પંદર રૂપીઆ હું આજે જ એને મોકલી આપીશ."

"ટીકીટ સિવાયના પૈસા મારી પાસે વધેલા છે." રજનીએ કહ્યું.

તે ભલે તારી પાસે રહ્યો. હું મોકલી આપીશ બીજા."

"પણ......"

"પણ ને બણ. રજની, તને ખ્યાલ છે કે, તાર પિતાનો મારા ઉપર કેટલો બધો ઉપકાર હતો? હું જ્યારે નાની હતી ત્યારે તારા પિતાને ત્યાં, મારી ગરીબ માતાએ મૂકેલી રૂા. ૧૦૦) ની

અનામતમાંથી એમણે ત્રણ ગણા રૂપીઆ વેપારમાં કરી આપ્યા અને જ્યારે મારી માતા મરણ પામી ત્યારે મારા હાથમાં એ ત્રણ હજાર રૂપીઆ તેમણે મૂકયા. દગોફટકો અને સ્વાર્થથી ભરેલા આ જગતમાં આમ આપણું શ્રેય કરનાર પ્રામાણિક માણુસો હોય છે કયાં? તારા પિતાનાં ઉપકારને લીધે હું મારૂં આ સુખી જીવન ગાળી શકું છું. એના બદલામાં તારા માટે હું જે કાંઇ કરૂં તે થોડું છે."

રજનીએ અત્રે નિસાસો નાખ્યો. "પિતાજી! ઓ પિતાજી!" એટલું જ બોલીને તે લવંગિકાના ખોળામાં માથું નાંખીને ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડવા લાગી.

લવંગિકાએ એને થોડોક વખત રડવા દીધી અને પછી કહ્યું: "બહેન, તારા સ્વર્ગસ્થ પિતાએ પોતાની સુખસાહેબીમાં પારકાંનાં ઘર ભરી દીધાં; પણ હાય! પોતાનાં સંતાન માટે એમણે એક પાઇ સરખીયે ન રાખી; એથી તને રડવું આવે, એ કુદરતી છે. પણ બહેન, તારા પિતાએ તને વિદ્યાનો વારસો આપ્યો છે; ગુણોનો વારસો આપ્યો છે, એટલાથી તું આશ્વાસન લે. તું એક ગ્રેજ્યુએટ બાળા છે. ઉપરાંત, નિષ્કલંક અને ગુણવંતી છે. આ તારૂં રોકડું ધન છે, બહેન. અહીં મુંબાઈમાં એજ ગુણો વડે અને એજ લાયકાત વડે તું જરૂર સુખી થઈશ એવી મને ખાત્રી છે અને હું સૂર્યદેવની સાક્ષીએ પ્રતિજ્ઞા કરૂં છું કે, તને સુખી કરવા મારામાં છેલ્લો શ્વાસ હશે ત્યાં સુધી હું મથીશ."

રજનીની આંસુભીની આંખો ઊંચી થઈ, લવંગિકાની આંખો સાથે મળી અને પુન: એની ગોદમાં સમાતાં રજની બોલી: "ધન્ય મારી મોટી બહેન; ધન્ય, મારી મા."

"મને તું તારી બહેન, મા, ભાઈ, બાપ સર્વ મને ગણજે. મારે ત્યાં તું આવી એ મને બહુ જ ગમ્યું છે. હું તને સારી જગ્યાએ નોકરી અપાવીશ; એટલું જ નહીં પણ, જો ઈશ્વરની મહેરબાની હશે તો, જેમણે જેમણે તારા પતાનાં નાણાં લૂંટી લીધાં

છે; ઉપરથી મીઠ્ઠી પણ અંદરખાનેથી ઝેરીલી જાળ પાથરીને જેમણે તેમના પૈસા પર હરામીપણાથી તાગડધિન્ના કર્યા છે, તેઓનું હું વેર લઈશ."

"મારૂં જગત હવે તું જ છે, બહેન. મારો પ્રભુ, મારી દેવી અને મારી અટલ વિશ્વાસની અને પૂજાની જે કોઈ ચીજ હોય તે તું જ છે, બહેન." રજનીએ કહ્યું.

અચાનક લવંગિકાએ તેને આવેશભર્યા ભાવથી અને કંઈક મોટા સ્વરથી પૂછ્યું: "એ દુષ્ટો વિસલપુરમાં જ છે કે? એ બિહારી, એ કૃષ્ણા, એની દીકરી આશા, એ બધાં હજી તારા પિતાના મકાનમાં જ રહે છે કે?"

"મને એ લોકોની કશી જ ખબર નથી." રજનીએ કહ્યું: જ્યારથી મારા પિતાજીના અવસાન પછી એમના વસીયતનામાની રૂઈએ કૃષ્ણાને પોતાની તમામ મિલ્કત અને મકાન એમણે આપી દીધાં છે અને મારા માટે કંઈપણ વારસામાં રાખ્યું નથી એવું મને વકીલ વિશ્વનાથભાઈએ કહ્યું ત્યારથી મેં વિસલપુર છોડીને ત્યાં શું બને છે તેની પરવા રાખી નથી. મારા મામાને ત્યાં મેં કાગળ લખીને પૂછાવ્યું કે, 'હું તમારે ત્યાં આવું?' ત્યારે તેમણે 'હા' લખી અને હું તેમને ત્યાં રહેવા ગઈ. આજકાલ કરતાં એને એક વર્ષ વીતી ગયું. હું કમનસીબે મારા મામાના ઘરથી યે વિખુટી પડી અને—"

ફરીથી તે રડી પડી. લવંગિકાએ કહ્યું: "લુછી નાંખ આંસુ! હિમ્મતવાન બની જા. હું કહું છું કે, હવે રડવાનું તારે નથી—તારા શત્રુઓને રડવાનું છે. સગી, ન સંબંધી એવી એક દુષ્ટ સ્ત્રીના મોહપાશમાં ફસાઈને તારા નબળા મનના પિતાએ, ભલે તેઓને પોતાનાં ઘરબાર અને માલમિલ્કત આપી દીધાં; પણ એવો હરામનો પૈસો, જ્યાં સુધી હક્કદાર હયાત છે એટલું જ નહીં પણ તે લાયક છે ત્યાં સુધી તેમને પચશે નહીં."

"વકીલ વિશ્વનાથભાઈ કહેતા હતા કે, છોકરીનો હક્ક એના પિતાની મિલ્કતપર હોય નહીં. છોકરી તો પારકું ધન. એ બીજા કુટુંબમાં પરણી જાય. એટલે પિતા એને વારસો આપવા બંધાયલો નથી. કાયદો કોઈ પિતાને એવી ફરજ પાડી શકતો નથી; એટલે મારાથી એ લોકોને અપાયલી બક્ષીસમાંથી એક પાઈ પણ કાયદા મારફત મેળવી શકાય નહીં." રજની બોલી.

"કાયદો હિંદુ સંસારના પિતાને પોતાની મિલ્કત પુત્રીને આપવા ફરજ પાડતો નથી પણ બક્ષીસનો હક્ક તો પુત્રીને યે છે. લવંગિકાએ કહ્યું: "એક પિતા પોતાની અંગત મિલ્કત જેમ ચાહે તેવી રીતે વાપરવા હક્કદાર છે, તેમ પોતાની પુત્રીને તેજ મિલ્કત વારસામાં આપવા પોતાના વસિયતનામાથી ફરમાવી શકે છે. તારા પિતાએ ઇચ્છયું હોત તો જરૂર તેમ કરી શકત. પણ એમને દુષ્ટા કૃષ્ણાએ ફસાવ્યા. પાડોશણ તરીકે તે તારા પિતાની શાખોશાખ વિસલપુરમાં રહેવા લાગી. તારા પિતાને ત્યાં તેની અવરજવર વધી ગઈ. તું તો ભણતી હતી. ભલા અને ભોળા સ્વભાવની તું હોવાથી તને ખ્યાલ પણ ન હતો કે, એ અવરજવરમાં ભેદ હતો. તારા પિતા કુમાર્ગના ફંદમાં ફસ્યા અને એમની પાસેથી કૃષ્ણાએ કોઈ ખરી તક સાધીને વસિયતનામું લખાવી લીધું. જગત દુષ્ટ છે; સ્વાર્થી છે; વિશ્વાસ રાખવા યોગ્ય નથી એવું અનુભવીઓ કહી ગયા છે તેનો આ પરચો."

"બળી એ વાત; અને બળ્યું એનું પિંજણ!" રજની બોલી: "બહેન, મારા પિતા મારે મન તો હજુયે દેવસમા છે. અને મારા પ્રત્યેના એમના ભાવ વિષે હું કહીશ કે, મરતાં સુધી પણ તેમણે મને કદી ટુંકારો સરખો કર્યો ન હતો; અને કોઈને ટુંકારો કરવા પણ દીધો ન હતો."

"ઓ બહેન," લવંગિકાએ સ્હેજ સ્મિત કરીને કહ્યું: "તારા

પિતા દેવસમા હતા માટે જ દાનવસમાં દુષ્ટોએ તેમને ફોલી ખાધા! હું પણ એ જ કહું છું. તારા પિતાનો હું ક્યાં રજમાત્ર દોષ કાઢું છું? દોષ તો એ પાપિષ્ઠોનો જ છે કે, જેમણે એક સુખી અને સીધા સ્વભાવના પુરુષને લોભાવ્યા અને છળકપટથી એમનું બધું પોતાને હસ્તક કરી લીધું. બહેન, સીધા અને સરળ સ્વભાવના માનવીઓમાંના એક, તારા પિતા હતા. એવા લોકો જે ગાફેલ રહે છે તો દુષ્ટો એમને દુઃખી બનાવી દે છે." અચાનક તે બોલતી અટકી ગઈ અને એક નવો વિચાર સુઝયાથી તે બોલી: "પણ હું એ દુષ્ટોનું વેર લેવા કહું છું છતાં મારી પાસે સાધન શાં છે? હું નથી તેઓમાંના કોઇને દીઠે ઓળખતી. તેઓના સંબંધી તું જે કાંઈ પત્રો મારફત લખતી તે જ હું જાણું છું અને તારા પિતાના મરણ અગાઉ તો તેઓના દગા સંબંધી તું કશું જાણતી ન હતી એટલે તેઓની દુષ્ટતા વિષે તારો સ્હેજ ઉલ્લેખ પણ ન હતો. મારી એક મોટી ભૂલ કે, હું તેઓને કોઈવાર જોવા યે ન આવી; કે, તારા પિતાની માંદગી વખતે યે ન આવી."

"બહેન, હવે એ વાત જ પડતી મૂકો ને? 'પાપી એનાં પાપે ખવાશે' એવી આપણામાં કહેવત છે તે મને તો વિશ્વાસ મૂકવા જોગ લાગે છે. શાંતિ ધારણ કરીને આપણે આપણાં કામમાં ધ્યાન આપીએ. હું અહીં કોઈ નવી જિન્દગી શરૂ કરી શકું તો બસ. મને ગુજરાન જોગ પૈસા મળશે તો બસ છે." રજની બોલી.

લવંગિકા વિચાર–તંદ્રામાં રહ્યા પછી બોલી: "ઠીક છે. હું તારા માટે મારાથી બનતા યત્નો કરીશ અને તને કોઈક સારી જગ્યાએ ગોઠવી આપીશ. પછી દુષ્ટો સંબંધી શી રીતે કામ લેવું તેનો વિચાર કરીશું."

બેઉ જણ રસોડામાંથી ઊઠયાં અને નિત્યકર્મમાં વળગ્યાં.

## ૪

## ઢીંગલી પૂતળાં!

માટુંગામાં મનહર-વિલામાં રહેતાં કાલિન્દી અને અનુપમા, એ દિવસે બપોરે તેમને ત્યાં આવેલા એક પત્રથી ખૂબ મુંઝવણમાં પડ્યાં હતાં. અરવિંદે મુંબાઈમાં આવીને તેઓને ખબર આપી હતી કે–"આજ સાંજે હું તમને મળવા આવીશ. લગ્ન સંબંધી તૈયારીઓ વિષે આપણે વાતચીત કરીશું."

પણ બપોરે એક પત્ર આવવાથી અનુપમાએ કહ્યું હતું કે: "મારે આ લગ્ન નથી કરવું." એ પત્રમાં એવું શું લખેલું હતું કે, જેથી અનુપમાને આમ કહેવું પડ્યું તેનો ભેદ કાલિન્દી સમજી શકી નહીં. અનુપમાએ તે પત્ર તેને બતાવ્યો ન હતો. પણ કાલિન્દી એટલું જોઈ શકી હતી કે, કવર ઉપર બિહારીના અક્ષરો હતા. બપોરે મા–દીકરી પોતાના વિશાળ બંગલામાં બેઠાં બેઠાં આ વિષયમાં વાતચીત કરતા હતાં. કાલિન્દીએ પૂછ્યું: "બેટા, તેં લગ્ન નહીં કરવાની વાત મશ્કરીમાં જ કરી છે ને ?"

"મશ્કરી શેની ? હું ગંભીર છું. મેં તમારી ખાતર જ આજ સુધી અરવિંદ સાથે પ્રેમ–નાટક ભજવ્યું. તમારી જ ઇચ્છાથી મેં સિનેમા–ગૃહમાં તેની સાથે પરિચય કર્યો અને પછી લગ્ન માટે તેને લલચાવ્યો. પણ મારા હૃદયને અનુસરતી એ વાત ન હતી." અનુપમાએ કહ્યું.

"પણ મૂર્ખી, એકવાર દરિયામાં પડ્યા પછી આ પાર કે પેલે પાર સહીસલામતીથી જવામાં જ લાયકી છે. આમ અધવચ્ચથી આ બાબત પડતી મુકાય નહીં." કાલિન્દી બોલી: "અરવિંદ કોઈ સામાન્ય પંકિતનો માણસ હોત તો જુદી વાત હતી. એ શ્રીમંત છે; ઇનામદાર છે; પ્રતિષ્ઠાવાળો છે; માનઈજ્જતવાળો છે. આજ-

સુધી એને લગ્નની હા પાડીને પ્રેમ-જાળમાં તેં નાંખ્યો, અને હવે તેને ના પાડવાથી મારૂં અને તારૂં માન શું રહેશે ? અને એવું તે શું સંગીન કારણ તું આપી શકીશ કે, જેથી તેને સંતોષ ઉપજશે કે તારી સાથે લગ્ન ન કરવાં, એ જ ઠીક છે. ?"

અનુપમા કાંઇ પણ ન બોલતાં વિચારમાં બેસી રહી. કાલિન્દીએ કહ્યું: "તારી ઉપર આજે કોઇ પત્ર આવ્યો તે ઉપરથી તેં આ વિચાર બદલ્યો છે કે શું ? એ પત્ર તું મને વાંચવા આપતી નથી પણ હું સમજી શકું છું કે, તે કોનો છે અને તેમાં શું લખેલું છે?"

"એ પત્ર સાથે મારા નિર્ણયને સંબંધ નથી. મને એમ લાગ્યું કે, હું અરવિંદને ચ્હાતી નથી એટલે દંભ કરીને તેને પરણવું એ ઠીક નથી. હું ગ્રેજ્યુએટ છું; ઉંમરે પહોંચેલી છું. મારો આત્મા જેની સાથે લગ્ન કરવા ના પાડતો હોય તેની સાથે લગ્ન નહીં કરવા હું હક્કદાર છું." અનુપમાએ ખુલાસો કર્યો.

"દીકરી, મેં તને ભણાવી-ગણાવી અને લાડમાં ઉછેરી તેનો આ શિરપાવ તું મને આપે છે કે ?" કાલિન્દી બોલી : "હિંદુ સમાજમાં ચ્હાવું અને પછી લગન કરવાં એવો રિવાજ જ્યાં છે ? અંગ્રેજી ભણી એટલે તું અંગ્રેજી સંસારની પેઠે વર્તવા માગે છે કે ? આપણા સમાજમાં પ્રથમ લગ્ન અને પછી પ્રેમ, એ નિયમ વર્ષોથી વડીલો પાળતાં આવ્યાં છે. લાખો માણસો એ જ ધરેડમાં પરણ્યાં; એમનો ગૃહસ્થાશ્રમ સારી રીતે ચાલ્યો અને સુખી થયાં છે. અનુપમા, તું પણ એ જ રીતે ચાલ. સુખી થઇશ. અરવિંદ પૈસાપાત્ર છે. જે સાહેબીમાં મેં તને ઉછેરી છે, તેમાં તું જન્મભર અરવિંદને ત્યાં મ્હાલીશ. એનો સ્વભાવ સાદો અને સરળ છે. આવા શ્રીમંતને ત્યાં પરણવું એ ભાગ્યની જ વાત હોય છે. તને એવું ભાગ્ય મળ્યું છે; તો આનાકાની કરવામાં માલ નથી. બીજા ત્રીજા વિચારો પડતા મૂક અને એક વાત સ્મરણમાં રાખ. બિહારીને તારા મનમાંથી

કાઢી નાંખ. એ દૂર ગયો છે તે ભલે ગયો. હવે એનું નામ પણ યાદ કરવાની જરૂર નથી."

"મા, તું વિચિત્ર પ્રકારની વાત કરે છે ને? બિહારીની મદદની તને જરૂર હતી ત્યારે તો વિસલપુરમાં તું તેને તારા સગા-ભાઇ તરીકે રાખતી હતી--"

"મૂર્ખી, મોટેથી ના બોલ." આમતેમ જોતાં કાલિન્દી બોલી: "દિવાલોને પણ કાન હોય છે, એ ના ભૂલ. શું મારી તમામ ઉમેદો તારે ધૂળમાં મેળવા દેવી છે કે, આજે તું આ દટાઇ ગયેલી વાતો કરે છે? વિસલપુરનું નામ આપણે દેવાનું નથી. બિહારીને આપણે ઓળખતાં પણ નથી એમ વર્તવાનું છે. મારા કે તારા મૂળ નામોનો પણ ઉલ્લેખ કરવાનો નથી. સમજી?"

"બિહારીનો ઉલ્લેખ કરવાની તું ના પાડે છે પણ તે તો આજે અહીં આવનાર છે!"

પોતાના પગ આગળ એક બોમ્બ પડયો હોય તેમ એકાએક ચમકીને કાલિન્દી ઊભી થઇ. ક્રોધમાં આમ તેમ ફરતી અને હાથ મસળતી તે બોલી: "એનાથી અહીં આવી શકાય જ નહીં. એ કરારનો ભંગ છે. એની કોઇક દુષ્ટ ઇચ્છાને એ અમલમાં મૂકવા માગતો હશે તો તે હું પાર પાડવા નહીં દઉં!"

"શું મારું લગ્ન તેની સાથે કરવાનો તેં તેની સાથે કરાર ન હોતો કર્યો? વર્ષો ઉપર તેં બિહારી સાથે વિસલપુરમાં પગ મૂકયો ત્યારે તે અને તું ખરી રીતે ભાઇ બહેનનું સગપણ ધરાવતાં નહતાં પરંતુ જયપ્રસાદની મિલ્કત મેળવવા માટે તમે બેએ પરસ્પર કરાર કર્યો કે-એ મિલ્કત તું મેળવે પરંતુ મારું લગ્ન બિહારી સાથે તું કરાવી આપે. કહે, આ સાચી વાત નથી મા?"

"તને આ બધું બિહારીએ લખ્યું છે?"

"હા. તેના પત્રમાં એ વિગતો છે અને તેની રૂએ તે મારા

હાથની માગણી કરે છે. તે ધમકી આપે છે કે, જો હું તેની સાથે લગ્ન નહીં કરું તો તે વસીયતનામાના ગોટાળાની વાત ખુલ્લી પાડશે."

"તાકાત! મૂર્ખ! મારા ગોટાળાની વાત ખુલ્લી પાડવા જતાં એનો પોતાનો પણ તેમાં હિસ્સો હતો એ વાત શું ખુલ્લી નહીં પડે? અને મને જો શિક્ષા થશે તો શું એને પણ નહીં થાય?"

"ત્યારે મા!" અનુપના સ્હેજ ઊંચા સ્વરે બોલી: "તેં અને બિહારીએ પ્રપંચો રચીને વિસલપુરની મિલ્કત મેળવી છે એ વાત તારે જ મોઢેથી સાબિત થઈ કે નહીં? આજ સુધી મને તો એવા કોઇ ગોટાળાની ખબર ન હતી; પણ બિહારી અને હું એક બીજાને છુપી રીતે ચ્હાતાં શીખ્યાં હતાં—"

"દીકરી! દીકરી! આવી વાતોથી તું મારા શરીરનાં રોમાંચ ઊભાં ના કર. એની સાથેના પ્રેમની કે લગ્નની વાતો તારે ભૂલી જવી જોઇશે." કાલિન્દીએ કડક સ્વરે કહ્યું.

"તારા જીવનનો ભેદ તે ખુલ્લો કરે નહીં એટલા વાસ્તે પણ તેની સાથે મારે લગ્ન કરવાં જોઈએ નહીં? તારો છુપો કરાર—"

"છટ્! એવા કરારાને હું ઘોઈ પી જઈ શકું તેમ છું." કાલિન્દી ક્રોધથી કંપતી બોલી: "એની સાથેના બીજા કરારોની પણ તને ખબર નથી અને તેની હકીકત જાણવાની તને જરૂર નથી. હું તને કહું તેમ કરવામાં તારું શ્રેય છે. બિહારીને તો હું પહોંચી વળીશ. તારે તેની ચિંતા કરવાની જરૂર નથી."

"મારું શ્રેય તમે શું કહો છો?"

"અરવિંદ સાથે તાબડતોબ લગ્ન."

"હું એની ના પાડું છું."

"બિહારીને તારે ભૂલી જવો જોઈશે. અહીં આવે ત્યારે તું જાણે તેને ઓળખતી નથી એમ વર્તવું જોઈશે."

"એ નહીં બને. હું બિહારીને ચાહું છું. એની સાથે મારું

લગ્ન થાય એવી જ મારી ઇચ્છા છે."

એકાએક ગુસ્સામાં આવી જઈને પગ પછાડીને દાંત કચકચાવતી કાલિન્દી ખુરશીમાંથી ઊભી થઈ. થોડોક વખત અહીં તહીં ગુસ્સામાં જ ફર્યા પછી તે બોલી : "હું જરાક બહાર જઈ આવું છું. એ દરમ્યાન મારા કહેવા ઉપર વિચાર કરી જોજે. હું કહું છું કે, સાતે પાતાળ એકઠાં થશે તો પણ બિહારી સાથે હું તારાં લગ્ન નહીં થવા દઉં. એ વિચાર તારે પડતો મૂકવો જ પડશે અને અરવિંદરાય સાથે તારે લગ્ન કરવાં જ પડશે."

આમ કહીને કાલિન્દી ઝડપભેર તે ખંડમાંથી જતી રહી :

ભપકાદાર વસ્ત્રોમાં સજ્જ થઈને કાલિન્દી માટુંગા રેલ્વે સ્ટેશને ગઇ અને ત્યાંથી એક લોકલમાં બેસીને તે બોરીબંદર સ્ટેશને આવી. અહીં તે તાર–ઓફિસમાં ગઇ. તેણે એક કલાર્કને પૂછ્યું : કલકત્તા મેઇલમાં આવતા એક માણસ ઉપર મારે ખાસ તારનો સંદેશો મોકલીને તેનો જવાબ મંગાવવો છે. તે માટે જે કાંઇ ફી થશે તે હું આપીશ. મને તાબડતોબ એ તારનો સંદેશો મોકલવાની વ્યવસ્થા કરી આપો."

કલાર્કે રેલ્વે ટાઇમટેબલ જોઇને કહ્યું : "હજી કલકત્તા મેઈલને અહીં આવી પહોંચતાં એક કલાક લાગશે. એક્સ્પ્રેસ તારનો સંદેશો મોકલીને તેના જવાબના પૈસા પણ તમે ભરશો તો સંદેશો પહોંચી શકે તેમ છે."

કલાર્કે તેને તારનું ફોર્મ આપ્યું. કાલિન્દી અંગ્રેજી ભણેલી હતી. તેણે શબ્દો ગોઠવીને તારનો સંદેશો લખ્યો. ઉપર શરનામું લખ્યું : "બિહારીલાલ પદ્મનાભ પંડિત." તારમાં તેણે આ શબ્દો લખ્યા : "અહીં આવવાનો વિચાર માંડી વાળ. મારે ત્યાં તો તારે ઉતરવું જ નહીં. બે દિવસ બાદ મને તારા સરનામાની ખબર આપજે. તને પૂર્ણ સંતોષ થાય એવી રીતની વ્યવસ્થા હું કરી

આપીશ. તને કેટલા રૂપીઆનો ચેક જોઈએ તે લખી જણાવજે. પણ આજે કે હવે પછી કદાપિ મારે ત્યાં તું નહીં ઉતરે એ મતલબનો જવાબ જરૂર લખજે-લી. કૃષ્ણા."

"આ સંદેશામાં જવાબ માટે તમારૂં સરનામું તો લખ્યું નથી." તાર ઓફિસના કલાર્કે સંદેશો વાંચીને કહ્યું.

"હું જવાબ મેળવવા અહીં રોકાઉં તો ચાલશે? મને તાબડતોબ જવાબ જોઈએ છે એટલે આ ઓફિસનું સરનામું આપો તો વાંધો છે?' કાલિન્દીએ પૂછ્યું.

'એવી વ્યવસ્થા થઈ શકશે.'

કલાર્કે શબ્દો ગણીને તેનો ચાર્જ કહ્યો. જવાબના પૈસાનો પણ ચાર્જ કહ્યો અને કાલિન્દીએ રૂા. ૧૦) ની નોટ તેને આપી.

લગભગ પોણા કલાક સુધી કાલિન્દી ત્યાં થોભી. બાદ તારનો જવાબ આવી લાગ્યો. ફકત તેમાં એટલું જ લખેલું હતું: "હું તમારે ત્યાં ઉતરવાનો નથી. મારૂં સરનામું ન્યુ બોમ્બે લોજ રૂમ નં. ૧૩ છે. બેહઝારના ચેક સાથે મળજો—લી. બિહારી.'

કાલિન્દી જવાબ વાંચીને હસી અને ખૂશ થઇને જવા લાગી. તાર ઓફિસના કલાર્કે કહ્યું: 'પંદર મિનિટ પછી તો મેઇલ આવી લાગશે. તમારે એ ગૃહસ્થને મળવું હશે તો મળી શકશો. તારનું ખર્ચ તમે નકકામું કર્યું.'

"એ ખર્ચ નકામું નથી. મારે જવાબ મેળવવો હતો. લેખિત જવાબની જ જરૂર હતી. હવે હું એ ગૃહસ્થને એના નવા સરનામે જ મળીશ. ટ્રેન પર તેને મળવાની મને જરૂર નથી." કાલિન્દી એમ કહીને જતી રહી.

તાર-ઓફિસનો કલાર્ક મનમાં જ બોલ્યો: "પૈસાદાર લોકો તરંગી જ હોય છે! પાણીને મૂલે પૈસા વેડરી નાંખે છે છતાંયે તેને વાજબી ખર્ચ જ કહે છે!"

## ૫

## એક નજીવો બનાવ: 'પીન' ગુમ!

કાલિન્દી એક કલાક બાદ પોતાને મકાને આવી ત્યારે **અનુપમા** એના શયનખંડમાં ઊંઘતી હતી. હળવે પગલે તે તેના ખંડમાં પેઠી. **અનુપમાના** હાથ આગળ એક પત્ર ખુલ્લો પડયો હતો. એક કવર પણ પડેલું હતું. બહુજ ધીમેથી **અનુપમાને** ખબર પડે નહીં એવી રીતે તેણે તે પત્ર અને કવર લઇ લીધાં અને ત્યાંથી હલકે પગલે બહાર નીકળી ગઈ. મજકુર પત્ર આજે જ બપોરની ટપાલમાં **અનુપમાને** મળેલો **બિહારીનો** પત્ર હતો. "મેં એ હાથ કરી લીધો, એ ઠીક કર્યું! એ હઠીલી છોકરી રાજીખુશીથી કદાપી આપત નહીં." **કાલિન્દી** બોલી અને એ આખોયે પત્ર તે વાંચી ગઈ બાદ તે ફાડી નાખીને તેના ચૂરેચૂરા કરતાં તે બોલી: "બદમાશ! આવા પત્રો લખતાં એને શરમ પણ ન આવી? એનો નાશ જ ઉચિત છે!"

કાલિન્દીએ રસોડામાંથી નોકર મારફત દીવાસળીની પેટી મંગાવી. મજકુર કાગળના ટુકડાઓ તેણે બાળી નાખ્યા.

થોડીવાર બાદ સ્વસ્થ થઇને તે **અનુપમાના** ઓરડામાં આવી. તેને જગાડીને તેના હાથમાં તેણે **બિહારીનો** તારનો સંદેશો મૂક્યો.

એ વાંચીને **અનુપમાએ** પૂછ્યું: "એ બેહઝાર રૂપીઆનો ચેક શા બદલ માગે છે?"

"ચૂપ રહેવા બદલ." કાલિન્દી બોલી: "તું એ રાક્ષસ જેવા માણસને ઓળખતી નથી. હું તો એની રગેરગ જાણું છું. પૈસા આપું કે, એ ચૂપ રહે છે! તારી સાથે આવા બદમાશના લગ્ન થાય અને તારૂં જીવન સુખમાં વીતે એમ તું માને છે?"

**અનુપમાએ** પૂછ્યું: "પણ આટલા બધા રૂપીઆ તેને આપી દેવાના આપણી પાસે છે ક્યાં?"

કાલિન્દીએ જવાબ દીધો: "એ જ પંચાત છે ને? અને એટલા જ માટે હું તને શ્રીમંત અને સરળ સ્વભાવના અરવિંદ સાથે પરણાવવા માગું છું. આ દુષ્ટ બિહારીને અત્યાર સુધીમાં કંઈ નહીં તો દશેક હઝાર રૂપીઆ આપ્યા હશે! આમ છતાંયે હજી એની રૂપીઆની માગણી ચાલુ છે. તારા ઉપરના પત્રમાં અહીં આપણે ત્યાં આવવાની વાત લખે છે. બીજી આડી અવળી વાતો કે જેમાં પૂરું સત્ય પણ નથી અને જેમાંની ઘણી ખરી તો ઉપજાવી કાઢેલી છે, તે બધી લખે છે અને મારા ઉપરના તારના સંદેશામાં તે લોજનું સરનામું આપીને ત્યાં રૂપીઆ મંગાવે છે! આવો હલકટ માણસ પરણ્યા બાદ ડગલે ને પગલે તને નહીં સંતાપે; કે, મને ત્રાસ નહીં આપે; એની ખાત્રી શી? આ તો ઝેરી સર્પ છે સર્પ! એને ફાવે તેટલું દૂધ પાઈએ તોપણ આખરે તો તે દંશ દેવાની જ વૃત્તિ દાખવે!"

અનુપમા ભારે ગંભીર બની ગઈ. થોડીવારે તે એકદમ રડવા લાગી. કાલિન્દી એનું કારણ સમજી ગઈ. બિહારીએ તેના પર જે જાદુ કર્યું હતું તેની કપટજાળ ખુલ્લી થઈ જતાં, અને બિહારી બદમાશ છે, એવી ખાત્રી અનુપમાને થતાં, અનુપમા પોતાની ભૂલ બદલ પસ્તાઈને રડતી હતી.

કાલિન્દીએ તેને આશ્વાસન આપ્યું અને કહ્યું: "મેં તને જે એક સૂત્ર કહ્યું છે તે જ ધ્યાનમાં રાખ: બિહારીને ભૂલી જા; અને અરવિંદ સાથે લગ્ન કર. બિહારી આપણા ઉંબરામાં પગ નહીં મૂકે એની હું કાળજી રાખીશ. બિહારી ગુંડાગીરી ન કરે એની પણ હું વ્યવસ્થા કરીશ અને એને ચૂપ રાખવા નાણાં પણ આપીશ."

"બે હઝાર રૂપીઆ એને નકામા આપી દેશો? એટલામાં તો મારી કેટલી બધી સુંદર સાડીઓ આવે!"

કાલિન્દી ભડકીને ઊભા થઈ અને બોલી: "એને આપવાના અને અત્યાર સુધી અપાયલા પૈસાનું પૂરેપૂરું સાટું વાળવામાં આવશે. તારે

જોઈતી સાડીઓ પણ આવશે અને તને કશો જ ખેદ કરવાનો રહેશે નહીં. ફક્ત આજે તું એટલું જ કરજે કે અરવિંદ આવે ત્યારે અતિ-શય વ્હાલથી એની સાથે વાતો કરજે. બાકીનું બધું હું સંભાળી લઈશ." તે હસતી હસતી ત્યાંથી ચાલી ગઈ.

અનુપમા વિચારમગ્ન દશામાં બેસી રહી.

* * *

**સાંજના** પાંચ વાગ્યા એટલે લવંગિકા હસતી હસતી બહારથી પોતાને ઘેર આવી. રજની તે વખતે એક ખુરશીમાં બેઠી બેઠી એક પુસ્તક વાંચતી હતી. લવંગિકાએ કહ્યું:

"કેવો યોગાનુયોગ! હું ચિત્રોના જે વેપારીને ત્યાં તારા માટે પૈસા લેવા ગઇ હતી તેણે એક આલીશાન બંગલાના રંગાટી કામનો અને ચિત્ર કામનો કંટ્રાકટ લીધો છે. એમાં મને તમામ પ્રકારનાં ચિત્રો દોરવાનું કામ સોંપવામાં આવ્યું છે! અને રજની, તું જાણે છે કે, એ બંગલો કોનો છે? તને ઉછીનાં નાણાં આપનાર રાવસાહેબ અરવિંદરાયનો!"

"એમ? ત્યારે તો, બહેન, તને આ નવા કામકાજમાંથી સારી કમાણી થશે."

"બેશક, મને સ્હેજે ચારસોથી પાંચસો રૂપીઆ મળશે—જો કે આ કામ ઘણું જ માથાકુટીયું અને સ્હવારથી માંડીને સાંજ સુધી અથવા તો કોઈ વાર મોડી રાત સુધી પણ રોકી રાખનારૂં નીવડશે."

"ત્યારે તો એટલી બધી મહેનત કરવાથી તારી તબિયત બગડશે, બહેન."

"ના. ના. હું તો એવી મહેનતથી ટેવાયલી છું. રાતના ઘણીવાર હું ઘેર પણ જાગીને કામ કરૂં છું. મેં તો ફકત તું એકલી પડીશ એ માટે કહ્યું."

"એકલાં પડવાનું નીભાવી લીધા વિના કાંઈ છુટકો છે? પણ અહીં હું હોઈશ તેથી મારા મનને શાંતિ રહેશે. હું તારે ત્યાં છું અને તું તારા હૃદયમાં મારા માટે તારું સર્વ વ્હાલ એકઠું કરીને મને તારે ત્યાં સ્થાન આપી રહી છો એ ખ્યાલથી મને એકાંત ભયાનક નહીં લાગે."

બેઉ સહીપણીઓએ આનંદથી વાતો કરવામાં, એ પછીનો વખત ગાળ્યો; જે દરમ્યાન લવંગિકાએ અરવિંદને મોકલવાના રૂા. ૧૫) નો મનીઓર્ડર લખી રાખ્યો. રજનીએ તેને પૂછ્યું કે : "તું જ્યારે તે જ ગૃહસ્થને ત્યાં કામકાજ કરવા જવાની છે ત્યારે તેમને રૂબરૂમાંજ આપી દેજે ને? નકામું મનીઓર્ડર કમિશનનું ખર્ચ શા વાસ્તે કરવું?"

"એનું મુખ્ય કારણ એ છે કે, રૂબરૂમાં આ રકમ એ ગૃહસ્થ લે નહીં અને પાછી લાવવી પડે. આપણે એનું કશું જ અહેસાન માથે રાખવું નથી એટલે મનીઓર્ડરથી રકમ મોકલવી એ જ વાજબી છે.

લવંગિકાની આ દલીલ રજનીને રૂચી અને તેણે મનીઓર્ડર કરવામાં સંમતિ આપી.

બીજા દિવસનું પ્રભાત થતાં લવંગિકા તેને સોંપાયલા કામ પર ગઈ. વાલકેશ્વર રોડ ઉપર આવેલા અરવિંદકુંજમાં અરવિંદ, તેની ભાવી પત્ની અનુપમા અને અરવિંદનો મિત્ર શ્રીકાંત સ્હવારના આઠ વાગ્યાને સુમારે રંગવાનું કામ કરનાર અને ચિત્રકામ કરનાર માણસોની પાસે આવ્યાં અને તેઓએ દરેક ઓરડામાં કેવા કેવા રંગ લગાડવા, કેવી ડીઝાઇનો પાડવી વગેરે બાબતમાં મસલત કરી. આ મસલત દરમ્યાન લવંગિકાએ તમામ કામદારો અને કારીગરો તરફથી ચર્ચામાં અગ્રભાગ લઈને રંગ અને ચિત્રો સંબંધીના પોતાના જ્ઞાનનો એવો તો પરિચય આપ્યો કે, અરવિંદ અને તેનો મિત્ર શ્રીકાંત,

બન્ને જણ તેથી છક્ક થઈ ગયા. તેઓએ ઘણીખરા લવંગિકાની સૂચનાઓ સ્વીકારી. પણ અરવિંદની ભાવિ પત્ની કાંઈક વધારે પડતી દુરાગ્રહી માલુમ પડી. લવંગિકા અમુક ઠેકાણે પીળો રંગ કહે, તો, તે આસમાની રંગની જ હઠ પકડી રહેતી. લવંગિકા કોઈ ચિત્રને ત્રણ રંગમાં ચીતરવાની યોજના રજુ કરે ત્યારે અનુપમા તે એકજ રંગમાં અને તે પણ એવા કોઇ ખરાબ રંગમાં ચીતરવા કહે, કે, એનામાં કલાનું લેશમાત્ર પણ જ્ઞાન નથી પણ કેવળ પોતે આ ઘરની માલિકણ થનાર છે અને તેથી પોતાના તરંગ પ્રમાણે માણસોએ ચાલવું જોઇએ, એવા જીદ્દી સ્વભાવની બાઇ છે, એમ સાબીત થયા વિના રહેતું નહીં.

પરંતુ અરવિંદનો મિત્ર શ્રીકાંત, બહુ હોશિયાર અને ચાલાક તેમજ મીટ્ટી જબાનથી વાત કરનાર હતો. આથી જ્યારે જ્યારે રંગો સંબંધમાં મતભેદ પડતો ત્યારે તે કંઈ ને કંઇ જુદી જુદી તરેહની દલીલો કરતો અને આખરે અનુપમાનો આગ્રહ છોડાવીને કોઈ એવી જ નવી પણ કલામય યોજનાઓ રજુ કરતો કે જેથી અનુપમાનું મન પણ રાજી થતું અને લવંગિકાને યે એમ લાગતું કે, શ્રીકાંત એક સાચો કલાપરીક્ષક છે.

લગભગ ૧૧ વાગ્યા સુધી આ યોજનાઓને લગતી મસલત ચાલી અને આખરે અમુક પ્રકારના નિર્ણયો થયા, જે સર્વ લવંગિકાએ એક નોંધપોથીમાં ઉતારી લીધા. એ પછી કામકાજની શરૂઆત થઇ અને સૌથી પ્રથમ દિવાલો રંગવાની હોવાથી રંગકામમાં કારીગરો લાગી ગયા.

આ દરમ્યાન અનુપમાએ અને અરવિંદે ભોજન લીધું; અનુપમા વિદાય થઈ. બપોરનો એક વાગ્યો એટલે શ્રીકાંત, લવંગિકા પાસે આવ્યો અને બોલ્યો: "કોઇપણ જાતની શંકા મનમાં લાવશો નહીં અને હું જે બાબત પૂછું છું તે કેવળ તમારી મદદ માટે પૂછું છું એ જ ખ્યાલમાં રાખશો. આપણે જે ખંડમાં રંગો અને

ચિત્રો સબંધી મસલત કરતાં હતાં તેમાંથી તમારી સાથે આવેલાં માણસોમાંથી કોઇને હાથ હીરાની એક કીંમતી પીન આવી છે? એ પીન શ્રીમતી અનુપમાની હતી; અને આ બંગલો કે જેમાં તેમણે આજે પહેલી જ વાર પગ મૂકયો તેમાં આ પીન ગુમ થઈ તેથી તેમનો મિજાજ બરખિલાફ થઈ ગયો છે! એ પીન કદાચ બીજે ક્યાંક ગુમ થઈ હોય એ સંભવિત છે પણ શ્રીમતી અનુપમાને એ જ ભ્રાન્તિ છે કે, એમણે એ ઓરડામાં જ ગુમાવી છે. હું એ ઓરડામાં બધે યે ફરી વળ્યો; તપાસ કરી જોઈ; પણ મારે હાથ તે પીન આવી નહીં એટલે તમને તસ્દી આપવા આવ્યો છું. મને આ શોધમાં મદદગાર થશો?"

"શ્રીકાંતભાઇ," લવંગિકાએ કહ્યું: "આપે ઓરડો તપાસ્યો તે પછી તે પીન ત્યાં હોવાનું ભાગ્યે જ માની શકાય. માણસો તમામ અહીં છે. આપ મારી સાથે આવો; આપણે તેઓને પૂછીએ. જો આપની ઇચ્છા હશે તો દરેક જણની ઝડતી—"

"નહીં. નહીં. ઝડતીની વાત જ ન કરશો. તમારી સાથેનાં માણસો ઉપર લેશમાત્ર શંકા મને ઉપજતી નથી. હું ગરીબોની ખાસીયતથી જાણીતો છું. જ્યાં રાતદહાડો તેમને કામકાજ ઉપર આવવાનું હોય ત્યાં તેઓ પહેલે જ દિવસે અને તે પણ કામ ઉપર ચઢતાં પહેલાં જ કદાપિ ચોરી કરે નહીં, તમે તેઓને પૂછી જોજો. એટલું જ મારે કહેવાનું છે. કોઈના જોવામાં તે પીન આવી હોય તો મને ખબર આપશો."

"પણ આપ માણસો પાસે આવો તો શી હરકત છે?"

"તમે મને 'આપ' કહો છો એજ હરકત!" શ્રીકાંત બોલ્યો: "હું કાંઇ રાવસાહેબ અરવિંદના કુટુંબનો શ્રીમંત માણસ નથી. હું સાધારણ સ્થિતિનો માણસ છું અને મને તમે 'આપ' શબ્દથી સંબોધન કરો છો એટલે હું શેઠ થઈ ને માણસો પાસે નહીં આવું."

તેણે આમ કહીને સ્મિત કર્યું.

લવંગિકા ઘડીભર ચૂપ રહી: એ દરમ્યાન તેણે પોતાના મનમાં તોલ કર્યો કે, **શ્રી**કાંતના આ શબ્દો લુચ્ચાઈભરેલા હતા કે સરળ હૃદયના હતા. વિચાર કરતાં તેને તે સરળભાવથી બોલાયલા લાગ્યા અને તેથી તે પણ સરળ ભાવે બોલી: "ત્યારે હું તમને 'આપ' કહીને નહીં સંબોધું. હવે તો તમે માણસોને પૂછવા આવશોને ?"

સાત પગલાં સાથે ચાલનાર મિત્ર ગણાય છે, એમ સંસ્કૃતમાં કહ્યું છે. લવંગિકાને **શ્રી**કાંત સાથે સાત ઉપરાંત અનેક પગલાં ચાલતાં ખ્યાલ પણ ન હતો કે, હવે પછી એના જીવનમાં એક ઉત્તમ મિત્ર તરીકે તે થઈ પડનાર હતો.

## ૬

## મજુરનું પ્રમાણિકપણું

**રાવ** સાહેબ અરવિંદ અને અનુપમાનું માટુંગા ખાતે મનહર વિલામાં જ્યારે મિલન થયું ત્યારે કાલિન્દીએ સૂચવ્યા મુજબ, અનુપમા મીઠી મધુરી વાતોએ વળગ્યાથી કાલિન્દીને ખૂબ ફાવટ આવી ગઈ. એને અરવિંદ પાસેથી રૂા. બે હજાર લેવા હતા અને તે, બિહારીને આપવાના હતા. એ માટે કાંઇ બહાનું કાઢવું જોઇએ. કાલિન્દીએ એક સરસ બેત રચ્યો. એની પાસે શેરનાં કેટલાંક કાગળીઆં હતાં. એ કાગળીઆં જો બઝારમાં વેચવા જાય તો એના પૂરા પાંચસો રુપીઆ ઉપજે કે કેમ એની શંકા હતી; કેમકે જે કંપનીઓના શેર તેની પાસે હતા તેના ભાવ તદ્દન ગગડી ગયેલા હતા, પણ આ કાગળીઆં અરવિંદને બતાવીને પોતે પોતાની ધારેલી રકમ મેળવી શકશે, એમ મનસુબો રચીને તે કાગળીઆંનું પેકેટ પોતાના હાથમાં રાખીને કાલિન્દી જ્યાં આ બે પ્રેમી બેઠાં હતાં ત્યાં આવી અને અનુપમાને કહેવા લાગી: "અનુ, એક

અગત્યની વાત તો હું તને પૂછવી ભૂલી ગઈ. તેં ગઈ કાલે આપણા શેરદલાલને ટેલિફોન કરીને પૂછયું હતું કે નહીં?"

"કઈ બાબતમાં પૂછવાનું હતું?"

"આપણા શેર વેચી નાંખવાની બાબતમાં."

"હું તો તે ભૂલી ગઈ."

"તો હવે મોટી મુશ્કેલી ઊભી થશે ને? રોકડા રૂપીઆ ક્યાંથી લાવવા? આજે અગીઆર વાગે તો તારી સાડીઓવાળાને પૈસા આપવાનો વાયદો છે."

અરવિંદે આ વખતે ધીમા અને મીઠા સ્વરે પૂછયું: "એવા ખર્ચ માટે શેરનાં કાગળીઆ કાઢી નાખવાં ઠીક નહીં. શેર બજારના મામલામાં ઘણી વખત ઉતાવળ નુકસાનરૂપ થઈ પડે છે."

"પણ આ કાગળીઆંમાં અમને ઘણો મોટો નફો થવાનો છે." અનુપમાએ કહ્યું.

"તોપણ હજી વધારે થોભવું વ્યાજબી છે. સાડીઓવાળાને કેટલા રૂપીઆ આપવાના છે?"

"બહુ નજીવી રકમ છે. બે હજાર."

"અહો હો, એટલી રકમ માટે તમે શેર વેચી દેવા ઉતાવળ કરો, એ ઠીક નહીં."

"તો પછી એનું થાય શું?"

"એ રકમનો હું ચેક આપું છું. તમે વેપારીને તે આપી દેજો."

"તમે ચેક આપો? વાહ! અરવિંદકુમાર, શું હું મારી દીકરી આપને વેચું છું કે તમે એ રકમ આપો છો?"

કાલિન્દીનું આ કથન સાંભળીને અનુપમા હસવા લાગી. અરવિંદે કહ્યું: "એવો ખ્યાલ પણ આપણે લાવવો ન જોઇએ.

અનુપમાને માટે જે સાડીઓ આવે તેના પૈસા હું નહીં તો બીજો કોણ આપે તમે આ રકમનો ચેક નહીં લ્યો તો મને અન્યાય થશે."

"તમારે ઘેર અનુ આવે તે પછી ફાવે તો એને સોને મઢી લેજો પણ મારા ઘરમાં તો હું એ ચેક નહીં લઉં."

"તો પછી હું ઘર બહાર જઇને ચેક લખીશ!" અરવિંદે હસતાં હસતાં કહ્યું.

"અને હું ઘર બહારથી જ એ ચેક લઇ આવીશ!" અનુપમાએ હસતાં હસતાં ટાપશી પૂરી.

"તમે જાણો ને તમારી વાત જાણે!" આમ કહીને કાલિન્દી ત્યાંથી જતી રહી.

પાંચ મિનિટ વીતી અને બે હજારને બદલે પાંચ હજારનો ચેક અનુપમાને અરવિંદ પાસેથી મળ્યો.

કાલિન્દી બપોરે બેંકમાં જઇને એ ચેક વટાવી લાવી અને એમાંથી રૂા. બે હજાર એણે બિહારીને ન્યુ બોંબે લૉજ રૂમ નં. ૧૩ માં જઇને આપી દીધા. એની પાસેથી એણે વચન લીધું કે, હવે પછી તે કદાપિ અનુપમાને નહીં મળે અને લગ્ન પહેલાં તો આ શહેરમાં પણ નહીં રહે.

બિહારીએ તેવી કબુલાત આપી. અને જ્યાં કાલિન્દી તેની પાસેથી છૂટી પડી ત્યાં તે પોતાના મનમાં જ બોલ્યો: "વચનથી બંધાનાર તો એકલો સત્યવાદી હરિશ્ચન્દ્ર રાજા હતો. એનું આ પૃથ્વીમાંથી ગમન થતાં ઇતિહાસમાં એવો કોઈ બીજો થયો નથી. માટે એની પહેલ કરીને આ કલિકાળમાં સત્યવાદી હરિશ્ચન્દ્ર થવાની જરૂર નથી, મારો સિદ્ધાંત તો "અબી બોલ્યા : અબી ફોક" રહેશે!" અને તે ખડખડાટ હસી પડયો.

એ દિવસ બાદ અનુપમાએ અરવિંદ-કુંજમાં ચિત્રકામ સંબંધમાં સૂચનાઓ આપવા જવાનો દરરોજનો નિયમ રાખ્યો.

થોડાક દિવસમાં તો લવંગિકા અને તેના હાથ નીચેનાં માણસોની મહેનતથી કામકાજ ઘણું આગળ વધી ગયું.

એવામાં એક દિવસે લવંગિકા તરફથી અરવિંદ ઉપર રૂા. ૧૫) નો મનીઓર્ડર આવ્યો. એની કુપનમાં લખેલું હતું કે, "સૂર્યપુર સ્ટેશને આપે રજની નામની એક બાળાને ઉછીની આપેલી આ રકમ આપને પાછી મોકલું છું. અને આપના એ કાર્ય બદલ આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું."

મનીઓર્ડર મોકલનારનું નામ લવંગિકા વાંચીને અરવિંદને આશ્ચર્ય ઉપજ્યો. શું એ જ આ લવંગિકા હશે, જે અહીં મારે ત્યાં ચિત્રકામ કરે છે? તે જો તે જ હોય તો પછી મનીઓર્ડર કરવાની શી જરૂર? મને રૂબરૂમાં તેણે શા માટે પૈસા ના આપ્યા?

તે આવા વિચારોમાં હતો તેવામાં અનુપમા ત્યાં આવી. અને મનીઓર્ડરનું જે કુપન, અરવિંદના હાથમાં હતું તેમાં લવંગિકા નામ વાંચીને બોલી: "લવંગિકાએ શું લગ્નનો ચાંલ્લો મનીઓર્ડરથી મોકલ્યો છે?"

"નહીં રે, લગ્નને તો હજી બે અઠવાડીઆં બાકી છે. તે પહેલાં તે મોકલે ખરી? આ તો મેં એક રજનીને આપેલા રૂપીઆ તેણે મને પાછા મોકલ્યા છે."

રજની! એ કોણ છે?" અનુપમા આમ પૂછીને બાડી આંખે અરવિંદ તરફ જોઇ રહી:

"એ એક ગરીબ સુલક્ષણી સન્નારી છે. આપણે ત્યાં ચિત્રકામ કરનાર લવંગિકાની તે સહીપણી લાગે છે." આમ કહીને અરવિંદે તેને લગતી વિગત કહી.

"અરવિંદ, તમારે આવી રીતે અજાણી સ્ત્રીઓને મદદ કરવી જોઇએ નહીં. એવી સ્ત્રીઓ ચોરટી હોય છે. દેખાવ ગરીબનો કરે; પણ અંદરખાનેથી તેઓ પૈસાદારોનાં ઘરમાં ચોરી કરે છે."

"અનુપમા, તું આધાર વિના અને પૂર્વશંકાથી આવા આક્ષેપ કરે છે, એ ઠીક નહીં."

"હું આધાર વિના બોલતી જ નથી. આ લવંગિકાનો જ દાખલો લ્યો. મારી એક સાચ્ચા હીરાની પીન આ ઘરમાં કેટલાયે દિવસથી ચોરાઇ ગઇ છે પણ તેનો પત્તો મળતો નથી."

"તેમાં લવંગિકાને શું? કે તેની સહીપણી રજનીને શું?"

"એ લવંગિકા અને તેના મજુરો ઉપર મને વહેમ ઉપજે છે. હું કેવળ તમારા મિત્ર શ્રીકાન્તભાઇના આશ્વાસનથી ખામોશી ધારણ કરી રહી છું–નહીંતર મેં તેઓને પોલિસને સોંપી દીધાં હોત!"

"એવી રીતે તેં ઉતાવળ કરી નહીં, એ ઠીક કર્યું. એ પીન અહીંજ ખોવાઈ એની શી સાબિતી? બીજે ક્યાંક તે કેમ ગુમ થઈ ન હોય?"

"તે અહીં જ ગુમ થઈ છે. ને લવંગિકાએ જ લીધી છે, એવો મારો શક જ્યાંસુધી મને તે પાછી નહીં મળે ત્યાંસુધી હું રાખવાની જ!"

"તું વધારે પડતી સખત છે. હું લવંગિકાને બોલાવીને પૂછપરછ કરીશ."

"એ પીન વર્ષોની મારી એક યાદગીરી છે." અનુપમા પોતાના મનમાં જ બોલી: "એ પીનની કિંમતની મને પરવા નથી પણ એ મારી પાસેથી ગુમ થાય એથી હું બેચેન રહું છું."

આ વાતચીત પછી તેઓ બંન્ને છૂટા પડયાં અને અરવિંદ લવંગિકાને શોધતો રહ્યો. એક ઓરડીમાં તે શ્રીકૃષ્ણનું એક સુંદર ચિત્ર, દિવાલ પર ચીતરવામાં રોકાયલી હતી ત્યારે તેની પાસે જતાં બોલ્યો: "તમે ઘણું સુંદર ચિત્રકામ કરો છો."

"આપને તે પસંદ પડયું એથી મારૂં કામ સાર્થક થયું."

"પણ એક બાબત મને પસંદ પડી નહીં-મનીઓર્ડરની."

લવંગિકા આ વિષે કશું જ ન બોલતાં ચિત્રકામમાં તલ્લીન રહી. અરવિંદે ફરીથી સવાલ કર્યો;

"મારા ઉપર રૂા. ૧૫) નો મનીઓર્ડર તમે મોકલ્યો છે?"

લવંગિકા તેના સામે જોઇ રહી અને પછી બોલી: "હા."

"કારણ?" અરવિંદે પૂછ્યું.

"મારી બહેનપણીએ આપની પાસેથી તે ઉછીના લીધા હતા. મારે આપને તે પાછા વાળવા જ જોઇએ."

"એ હું કબૂલ કરૂં છું કે, તે ઉછીના આપેલા હતા. પણ મને તે પાછા ન મળ્યા હોત તો ચિંતા થાત નહીં.

"એ આપની સુજનતા છે પણ કોઈની એક પાઈ પણ દેવા તરીકે રાખી મૂકવી મને કે મારી સખીને પસંદ નથી."

"તમારી એ સખી શું તમારે ત્યાં રહે છે?"

"હા. હું તેની બાળસખી છું."

"મેં તે સન્નારીને કહી મૂકેલું છે અને તમને યે કહી મુકું છું કે, મારી કોઈ બાબતમાં મદદ જોઈતી હોય તો જરૂર મને ખબર આપશો. અને આવી રીતે મનીઓર્ડરનું ખર્ચ કરીને તમે રૂપીઆ મોકલ્યા તેના કરતાં મને રૂબરૂમાં આપ્યા હોત તો ચાર આનાનો બચાવ ન થાત?"

"ખરી વાત કહું? તમે રૂબરૂમાં નહીં લ્યો, એમ મારૂં માનવું હતું."

"એટલા માટે તમે મનીઓર્ડર કર્યો? ત્યારે તો મારે એ રકમ અને મનીઓર્ડરની રકમ મળીને તમને રૂા. સવાપંદર પાછા આપવા જોઈશે."

"હું તે કોઈ કાળે પાછા નહીં લઉં. જો એ વિષે તમે

હવે મને આગ્રહ કરો તો તમને તમારી વ્હાલામાં વ્હાલી વ્યક્તિના સોગંદ."

"તમે મને બોલતો બંધ કર્યો."

અરવિંદ આ મુજબ કહી રહ્યો એટલે અનુપમા ત્યાં આવી અને પૂછવા લાગી: "હીરાની પીન મળી કે?"

"હજીસુધી નથી મળી, શ્રીમતી" લવંગિકાએ કહ્યું.

"હવે એ નજીવી વસ્તુનો ખ્યાલ છોડ, અનુપમા" "અરવિંદે કહ્યું: "હું એવી આઠસોને અઠ્ઠાવીસ પાનો તને અપાવીશ."

"પણ...પણ..." અનુપમા કાંઈક બોલવા જતી હતી પણ બોલતાં અટકી ગઈ; અને ત્યાંથી બીજા ઓરડામાં જતી રહી.

લવંગિકાને એ ક્ષણથી પીન શોધવા માટે વધારે આતુરતા થઈ. તેણે સાંજે કામ પરથી માણસો વીખરાતા હતા. ત્યારે તેઓને એકઠા કરીને એ પાન શોધી કાઢવા આગ્રહ કર્યો. "ખૂણે ખૂણા તપાસો. પણ પીન શોધી જ કાઢો. એક વાત યાદ રાખજો કે જ્યાંસુધી તે નહીં મળે ત્યાંસુધી આ બંગલાની શેઠાણીના વહેમનું વાદળ આપણા સૌ ઉપર ઘેરાયલું રહેશે. એ વાદળ દૂર કરવા આપણે કોટિ યત્નો કરવા જોઈએ."

"અમારામાંથી કોઈએ તે લીધી હોય એમ તમે માનો છો?" એક મજુરે પૂછ્યું.

"એક ક્ષણભર પણ નહીં." લવંગિકા બોલી.

"તો હવે અમે તે શોધવા ખાસ ખંતીલા યત્ન કરીશું." માણસોના મુકાદમે કહ્યું.

અને સૌ તે પીન શોધવામાં ગુંથાયાં.

એક કલાક વીત્યો ત્યારે એક મજુરે આવીને લવંગિકાના હાથમાં એક પીન મૂકતાં કહ્યું: "લ્યો, બા, આ તે ગુમ થયેલી

પીન હોય ?"

એ પીન જોતાં લવંગિકાને આનંદ થયો. "ક્યાંથી જડી ?" તેણે પૂછ્યું.

"મકાનની અગાસીમાં એક ખૂણામાં પડેલી હતી."

"શેઠાણી અગાસી પર હવા ખાવા ગયાં હશે ત્યારે ત્યાં ભૂલી આવ્યાં હશે. ઠીક થયું કે, તું પ્રમાણિકપણે તે લાવ્યો." લવંગિકાએ આમ કહીને તેને એક રૂપીઓ બક્ષીસ આપવા માંડયો.

મજુર મ્હોં પર લાગણી લાવીને તે રૂપીઓ નહીં લેતાં એ ત્યાંથી જતો રહ્યો; અને રૂપીઓ લેવા થોભ્યો નહીં. લવિંગકાને આ માણસની ઈમાનદારી જોઇને ઘણો આનંદ થયો.

તેણે અનુપમાને શોધી. તે અને અરવિંદ ત્યાંથી બહાર ફરવા ગયેલાં હતાં. તેણે શ્રીકાંતને શોધ્યો, તે પણ ત્યાં ન હતો.

" આજ તો આ પીન ઘેર જ લઈ જાઉં. કાલે આવતાવેંત શ્રીકાંતને તે આપી દઇશ." આમ કહીને લવંગિકા, તમામ મજુરો સાથે અરવિંદકુંજમાંથી બહાર નીકળી પડી.

—•—

## ૭

## પીન કોની ?

લવંગિકા ઘણી જ ખુશખુશાલ હાલતમાં ઘેર આવી. એ વખતે રજની એક પુસ્તક વાંચવામાં રોકાયલી હતી. જે પુસ્તક તે વાંચતી હતી તે ઘણું સરસ હોવાથી તેનું હૃદય અત્યારે પ્રફુલ્લ હતું અને એ પ્રફુલ્લતાની લાલી એના ચહેરા ઉપર દેખાતી હતી.

લવંગિકાએ તે નિહાળીને કહ્યું : " રજની, આજે તો તું ઘણીજ ખુશખુશાલ દીસે છે. તારા સ્વર્ગસ્થ પિતા તને 'પૃથ્વીની

પરી ' કહેતા, તેવી જ આજ તો તું મને લાગે છે."

પોતાના પિતાનું નામ સાંભળતાં એમના સંબંધીના બધા દુઃખદ વિચારો રજનીના મનમાં જાગૃત થઈ ગયા, અને પરિણામે એની ખુશાલી ઊડી ગઈ અને એ દિલગીરી અનુભવવા લાગી. એના ચહેરામાં થયેલો ફેરફાર લવંગિકાએ જોયો અને પૂછ્યું :

"કેમ, કેમ. એકદમ દિલગીર બની ગઈ? "

ખોખરે સાદે રજની બોલી : "મારા પિતાની યાદ તેં આપી તેથી હું દિલગીર થઇ ગઈ. બનતા સુધી આપણે એવી વાતો જ ના કરીએ તો ઠીક,"

"અહો હો, તું કેટલી બધી નરમ લાગણીવાળી છે, બહેન? પણ ચાલ, તને જો તારા પિતાની વાતોથી દુઃખ ઉપજતું હોય તો તે વિષે કાંઈ નહીં બોલીએ. અને હવે એક મારી ખુશાલીની વાત સાંભળ."

લવંગિકાએ આમ કહીને અરવિંદ કુંજમાં અનુપમાની ગુમ થયેલી પીનની કહાણી કહી. તે કેવી રીતે પાછી મળી તેને લગતી હકીકત પણ તેને કહી અને ઉમેર્યું: "એ પીન બદલ અરવિંદકુમારે અનુપમાને ખેદ નહીં કરવા કહીને એવી હઝારો પીન આપવા માગણી કરી હતી; છતાં, એ વિચિત્ર પ્રકૃતિની બાઈએ ફક્ત તે જ 'પીન'નો આગ્રહ કર્યો હતો એથી મને આશ્ચર્ય ઉપજે છે. પૈસાદારોને ત્યાં પણ આવી મનની સંકુચિતતા હશે, એવો મને ખ્યાલ ન હતો."

"એ પીનમાં એ બાઈનું દિલ ચોંટી રહ્યું એ ઉપરથી એમ લાગે છે કે, કદાચ કોઇના સંસ્મરણરૂપ એ પાન હશે અને તે ગુમ થવાથી એ બાઈનું દિલ બળતું હશે. તમે એ 'પીન' એને પાછી આપી ત્યારે જરૂર એ ખુશ થઇ હશે." રજનીએ અભિપ્રાય આપ્યો.

"એ બાઈ મને મળી નહીં. ફરવા ચાલી ગઈ હતી. એટલે

પીન હું મારી સાથે જ આજ તો અહીં લાવી છું."

"એમ ? ક્યાં છે એ પીન ?"

લવંગિકાએ પીન પોતાના ખિસ્સામાં મૂકેલી હતી. તેણે ખિસ્સામાંથી બહાર કાઢીને રજનીના હાથમાં આપી.

એ પીન જોતાં જ રજનીથી એક તીણી ચીસ પડાઈ ગઇ ! એનો ચહેરો આકળવિકળ થઇ ગયો. એ પીન તરફ તે એકીટશે જોઈ રહી. લવંગિકાએ તેના આ ભાવ જોયા. તેણે પૂછ્યું: "શું છે, બહેન ! શા માટે ગભરાઇ ગઈ ?"

રજનીની આંખ આંસુથી છલોછલ્લ ભરાઈ ગઇ. તેણે બોલવા યત્ન કર્યો પણ ઘડીભર તે બોલી શકી નહીં. લવંગિકાએ તેને આશ્વાસનના વધુ શબ્દો કહ્યા અને તેના શરીર ઉપર હાથ ફેરવીને કહ્યું: "શું આ પીન જેવાં ઘરેણાં અત્યારે તારી પાસે નથી, તેથી તને ઓછું આવી ગયું ?"

"બહેન" આખરે ગળગળા સાદે રજની બોલી. "આ પીન જોતાં મને એવો જ કંઈક ભાવ થયો. હું ખાત્રીપૂર્વક કહું છું કે, આ 'પીન' મારી છે. મારી મર્હુમ માતાએ મને આપેલી એ જ આ 'પીન' છે !"

"હેં ?! તું ખોટા ભ્રમમાં તો નથી, બહેન ? આ પીન તારી કેવી રીતે હોઇ શકે ?" લવંગિકાએ પૂછ્યું.

'જો, બહેન, આ રહ્યો એના ઉપર અંગ્રેજી 'એ' અક્ષર ? મારી માતાનું નામ 'અમલ.' હતું તે તું જાણે છે. મારા પિતા જયપ્રસાદે એમને પોતાની જાહોજલાલીના વખતમાં આ કીંમતી પીન કરાવી આપી હતી એની ઉપર 'એ' અક્ષર કોતરાવ્યો હતો. મને આ 'પીન' માતાનાં ઘરેણાંમાં માતાએ આપી હતી. વર્ષો સુધી મેં તે પહેરેલી હતી. એ પીનમાં એક નાનકડો ફોટો રહી શકે છે. જો, આ હું તેનો ફોટાવાળો ભાગ ખુલ્લો કરૂં છું."

પીનનો એ વચલો ભાગ, રજનીએ ખુલ્લો કર્યો અને એમાં એક ચહેરો દેખાયો. એ ચહેરો જોતાંજ રજની છળી મરી. " અરે, આ તો દુષ્ટ બિહારીનો ચહેરો છે!" તે એકાએક બેશુદ્ધ થઇ ગઈ.

લવંગિકા અકળાઈ ઊઠી. તેણે ગુલાબજળ લાવીને તેનાં પોતાં કરીને રજનીના કપાળ પર અને માથા ઉપર મૂકયાં. અને શુદ્ધિની દવા લાવીને રજનીને સુંધાડી.

થોડીવારે રજની સાવધ થઈ. લવંગિકાએ કહ્યું : " બહેન, શું આ ફોટો જોઈ ને તું બેશુદ્ધ થઈ હતી? શાંતિ રાખીને તું મને બધી વાત કહે. લગીરે અકળાવાની જરૂર નથી. તારી જે કાંઇ મુંઝવણુ હશે તેનો આપણે ધીરજથી વિચારપૂર્વક નિવેડો લાવીશું."

રજનીએ સ્વસ્થ થઇને કહ્યું : " આશ્ચર્યની વાત છે કે, અરવિંદકુમારની થનાર ભાવી પત્ની અનુપમા પાસે આ 'પીન' વી રીતે આવી? મૂળ આ પીન મારી માતાની હતી. મારાં અને મારી માતાનાં જે કાંઈ ઘરેણાંગાઠાં હતાં તે તમામ, અમારા વિસલપુરનાં શાખપાડોશી કૃષ્ણા અને તેની દીકરી આશાને હસ્તક મારા પિતાના વસીઅતનામાથી ગયાં હતાં. એ કૃષ્ણાને ત્યાં લફંગો બિહારી હમેશાં પડયોપાથર્યો રહેતો હતો. લોકને તેઓ પોતે ભાઈ બહેન છે; એમ કહેતાં પણુ ખરી રીતે તેઓ એવાં ન હતાં. તેમને એવું પવિત્ર સગપણુ જ ન હતું. આ 'પીન'માં એ દુષ્ટ બિહારીનો ચહેરો છે!"

" ચોક્કસ, એ તેનો જ છે?"

" હા. સોએ સો ટકા તે તેનો જ ચહેરો છે. આ દુષ્ટ બુદ્ધિના માણસને હું સારી પેઠે ઓળખું છું. એક વખત તેણે મારી મશ્કરી કરી હતી અને મેં તેને તમાચો લગાવી દીધો હતો. એ બદમાશે ભયંકર હાસ્ય હસતાં મને કહ્યુંઃ 'યાદ રાખજે, રજની, હું આ તમાચો જીવનભર નહીં ભૂલું અને એનો બદલો એવો લઇશ કે, તને યાદ રહે.' એ જ્યારે આ શબ્દો બોલતો હતો

ત્યારે મને બરાબર તેની આકૃતિ એક શયતાનના જેવી લાગી હતી. આજ ફરીથી એનો ચહેરો મેં આ પીનમાં જોયો, એટલે એ શયતાનનાં સંસ્મરણો મારા દિલમાં ધસી આવ્યાં 'અને તેથી હું' ભય પામીને બેશુધ્ધ થઇ ગઇ!

લવંગિકા આ હકીકત સાંભળીને ભારે વિચારમાં પડી ગઇ. કૃષ્ણાને અપાયેલાં ઘરેણાંમાંની આ પીન, રજની કહે છે તે મુજબ, હોવા વિષે તેને શંકા ન રહી; કારણ કે, તેમાં બિહારીનો ચહેરો હતો. લવંગિકા પોતે બિહારીને દીઠે ઓળખતી ન હતી. એટલું જ નહીં પણ કૃષ્ણાને કે તેની પુત્રી આશાને તેણે દીઠાં ન હતાં. ફક્ત તેઓનાં નામ, અગાઉ રજનીના પત્રો પોતાની ઉપર આવતા હતા તે ઉપરથી તે જાણતી હતી.

એ કૃષ્ણાએ પોતાની દીકરી આશાને આ પીન આપી, હોય; તેથી તેમાં બિહારીનો ફોટો રહેલો છે. પણ એ આશાની પીન, અરવિંદકુમારની ભાવી પત્ની અનુપમા પાસે કેવી રીતે આવી? આ સવાલની ગૂંચ લવંગિકા ઉકલી શકી નહીં.

તે અને રજની, આ બાબતમાં વધુ વાતચીત કરવાની તૈયારીમાં હતાં તેવામાં એક વ્યક્તિ ત્યાં આવી પહોંચવાથી તેઓની ઇચ્છા બર આવી નહીં.

એ આવનાર, અરવિંદકુમારનો મિત્ર શ્રીકાંત હતો. તે હસતો હસતો મકાનમાં આવ્યો. તરત જ લવંગિકાએ ઊઠીને તેને આવકાર આપ્યો અને કહ્યું: "જે વસ્તુ માટે તમે આવ્યા છો તે વસ્તુ સંબંધી મારે તમને આનંદદાયક સમાચાર કહેવાના છે!"

"શું તમે અનુપમાની 'પીન' સંબંધી કહો છો?" શ્રીકાંતે પૂછ્યું.

"બેશક. જુઓ, આ રહી તેની એ પીન!" લવંગિકાએ પીન તેના હાથમાં આપી. રજનીએ તેમાંનો ફોટાવાળો ભાગ તે વખતે

બંધ કરી દીધો હતો.

"ઘણું જ ઠીક થયું કે, એ પીન મળી આવી. અનુપમાનો એના સંબંધી એટલો બધો કકળાટ હતો કે, હું તો તેથી ત્રાસી ગયો હતો ! હું બહાર ફરી આવીને મારા ઘરમાં પગ મૂકતો હતો ત્યાં તેણે મને ટેલિફોન કરીને એ પીન સંબંધી સેંકડો સવાલો કર્યા" શ્રીકાંત બોલ્યો.

"મોટાં માણસો શું આવાં જ સંકુચિત મનનાં હોય છે ?" લવંગિકાએ પૂછ્યું.

આ વખતે પીન તપાસતાં તપાસતાં તેમાંનો ફોટાવાળો ભાગ શ્રીકાંતે ખુલ્લો કર્યો. એ જોતાં જ લવંગિકાએ પૂછ્યું : "આમાંનો ફોટો અરવિંદકુમારનો તો નથી જ, ખરું ને, શ્રીકાંતભાઈ ?"

"ના. આ પીન અનુપમાને એના કોઈ મિત્રે ભેટ આપેલી હતી, એમ તે કહેતી હતી. કદાચ એના મિત્રનો આ ફોટો હશે."

"તમે એને ઓળખો છો ?"

'ના.' એમ કહીને ઝડપથી શ્રીકાંતે પીન ખિસ્સામાં મૂકી દઈને લવંગિકાને પૂછ્યું : "આ યુવતી શું તમારાં નાનાં બહેન છે ?"

"માફ કરજો, હું તમને એનો પરિચય કરાવવો ભૂલી ગઈ. એ મારી બાળસખી છે. મારે મન તો એ મારી નાની બહેન જેવી છે. એ બહારગામ રહેતી હતી. હમણાં જ થોડાક દિવસથી તે મારે ત્યાં આવી વસી છે."

"એમને યે તમારી માફક ચિત્રકળાનો શોખ છે કે ?"

"એ ચિત્રરસિક છે ખરી, પણ કલાકાર નથી. એણે સારી કેળવણી લીધેલી છે. સંસ્કારિતાથી ભરપૂર છે. મારો ઈરાદો એને કોઈક સ્થળે માનવંત નોકરી અપાવવાનો છે."

ત્યારે તો એમને યે તમારી પેઠે ગુજરાનનો પ્રશ્ન મુંઝવતો હશે. ચિંતા નહીં. મારાથી બનશે તો હું એમને લાયક એકાદ

સરસ ખાનદાન સ્થળ શોધી આપીશ કે જ્યાં એમને સારો પગાર મળે: એમનું માન જળવાય અને કોઇ રીતે એમને મુંઝવણુ રહે નહીં: ”

“ આભાર, શ્રીકાંતભાઈ. ” આમ કહી લવંગિકાએ રજનીને કહ્યું : “ બહેન, શ્રીકાંતભાઈ માટે ચ્હા બનાવ. ”

“ એ ખટરાગમાં એમને ના પાડશો. હું કાંઈ મહેમાન છું કે, મારે વાસ્તે ચ્હા બનાવવાની હોય ? ”

“ એવું કાંઈ નથી. તમે ચ્હા ન પીતા હો તો તે ન મુકાય. પણુ તમે તો પીઓ છો, એ હું જાણું છું; માટે તમારે પીવી જ પડશે. ”

શ્રીકાંત હસી પડયો. રજની ચ્હા બનાવવા ગઇ. એ દરમ્યાન અનેક પ્રકારની વાતો આ બન્નેએ કરી.

ચ્હા પીધા બાદ, શ્રીકાંતે જતાં જતાં, અનુપમાની પીન શોધી આપવા માટે લવંગિકાનો એકવાર ફરીથી આભાર માન્યો અને રજનીને સારી નોકરી અપાવવા બદલ જલ્દીથી પોતે કોશીષ કરશે એવી ખાત્રી આપી.

“બહેન,” શ્રીકાંત ગયો તે બાદ રજની બોલી: “આ સજ્જન કેટલો બધો શિષ્ટ અને સંસ્કારી હતો ?”

લવંગિકાએ કહ્યું: “મને એકકે ભાઈ નહતો. એના મિલનમાં મને એક વ્હાલસોયો ભાઈ મળ્યો છે.”

શ્રીકાંત, અરવિંદકુમારને બંગલે જતાં જતાં પીનમાંનો ચહેરો એકવાર ફરીથી જોઈને મનમાં વિચાર કરવા લાગ્યો: “અનુપમા આ યુવકના ફોટા માટે જ પીન મેળવવા શા માટે આતુર હતી ? એનો કોઈ ભાઇ હોવાનું હું કે અરવિંદ જાણુતા નથી. એટલું જ નહીં પણુ એની માતા કાલિન્દીનો પણુ કોઈ પુરૂષ સગો હયાત હોવાનું જાણુવામાં નથી. તો પછી, આ યુવક કોણુ હોઈ શકે ?”

એણે એ યુવકનું મ્હોં ફોટામાં બરાબર નિહાળ્યું, "નક્કી આ કોઇ ખૂબસુરત બદમાશ હોવો જોઈએ. જો હું આ પીન અરવિંદ કુમારને આપું અને આ યુવક કોણ છે એ વિષે અનુપમાને પૂછવા તેને કહું તો આ બન્ને પરણનાર વચ્ચે કેવો વિખવાદ જામે?"

ઘડીભર વિચાર કર્યા બાદ તે બોલ્યો, "ના. કોઇનો સંસારમાં અંગાર મૂકવાનું નીચ કામ હું નહીં કરૂં. "પાપીનાં પાપ પાપીને ખાશે." એ ઇશ્વરી ન્યાયમાં હું શ્રદ્ધા રાખીશ; અને ખાનગી રીતે તપાસ કરતો રહીશ કે, આ યુવક અનુપમાના જીવનમાં કેવી રીતનો સંબંધ ધરાવે છે? એક કુંવારી કન્યા, પોતાના ભાવિ પતિના સુખ માટે જેટલી તલસવી જોઈએ તેટલી અનુપમાને આ યુવક માટે તલસતી જોઈ મને ઘણું દુઃખ થાય છે. મારા મિત્ર અરવિંદના લગ્ન જીવનમાં સુખની છાયા કદાચ નહીં પ્રસરે એવી કુશંકા ઉપજે છે. પણ ખેર, હું અત્યારે તો સંયમ જ ધારણ કરીશ અને ઇશ્વરના ન્યાય ઉપર શ્રદ્ધા રાખીને અનુપમાને તેની આ 'વ્હાલી પીન' કશું જ બોલ્યા વિના પાછી આપીશ."

## ૮

## અરૂણની શિક્ષકા

દિવસો જોત જોતામાં વહી ગયા. અરવિંદ કુમાર અને અનુપમાના લગ્નનો દિવસ આવતી કાલે હતો. એ દિવસે પ્રાતઃકાળે અરવિંદની માતા કમળાએ બોરીવલી ખાતેના અરૂણકુંજ બંગલામાં શ્રીકાન્તને બોલાવ્યો અને પૂછ્યું, 'અરવિંદની વહુ કેવી છે?'

'બહુ દેખાવડી છે, ખાનદાન કુળની છે અને બોલવેચાલવે બહુ મીઠી છે.'

'મારે શું એને જોવા માટે અરવિંદ પાસે માગણી કરવી જોઈએ?'

'એમ કેમ કહો છો? શું હજી સુધી અરવિંદ અને અનુપમા

આપની પાસે નથી આવી ગયાં ?'

'અરવિંદ મારી પાસેથી એની સાથે પરણવાની પરવાનગી માગી ગયો તે પછી એણે કે એની વહુએ મને મોં સુદ્ધાં દેખાડયું નથી !'

'મને એ વિષે ખબર ન્હોતી ? હું આજે જ એને વાત કરીશ.'

'ના. જો તું તેને વાત કરે તો હું મરૂં એટલું પાપ.' કમળાદેવીએ ગળગળા સાદે કહ્યું, 'મારે જોવું છે કે, માના આશીર્વાદ લેવા મા પાસે જવું એ ભાન મારા પુત્રમાં છે કે નહિ ?'

'માતાજી' શ્રીકાંત દુ:ખી થતો બોલ્યો, 'અરવિંદ તો જીવનભર બાળક જ રહેવાનો. એને વ્યવહારની શી સમજ હોય ? અને એ એટલો બધો કામકાજમાં રોકાયેલો રહે છે કે, એને ખ્યાલ સુદ્ધાં આવતો નથી કે આપને મળવા આવવાની ફરજ બજાવવી જોઇએ.'

'એ એનો અપરાધ નથી ? શું જન્મદાતા માતા કરતાં કામકાજ ચઢે ? અથવા તો, શું મા કરતાં વહુ ચઢે ?'

'એવા વિચાર કરીને દુ:ખી ન થવા મારી આપને વિનંતી છે.' 'છોરૂ કછોરૂ થાય પણ માતા કદી કુમાતા ન થાય. એ સૂત્ર પ્રમાણે આપે તો એના પ્રત્યે અમીદૃષ્ટિ રાખવી જોઈએ.

"અમીદૃષ્ટિમાં લગીરે ઉણપ હું આવવા નહીં દઉં" કમલાદેવીએ કહ્યુ, "પણ હું કહેવરાવું અને તે મારા કહેવરાવવાથી મને મળવા આવે એ વસ્તુસ્થિતિ મને નહીં જોઈએ."

"ત્યારે મારી તો કફોડી હાલત થઈ ! મને આથી દુ:ખ થાય છે."

"શ્રીકાંત, તું દુ:ખી થાય તો તને મારા સમ."

"માતાજી, આપ તો ઘડી ઘડીમાં આકરા સોગંદ ખાઓ છો.

ત્યારે હવે મારે બોલવું શું?"

"કંઈજ નહીં. મેં તો ફક્ત વસ્તુસ્થિતિ તરફ ધ્યાન ખેંચ્યું હતું. પણ એ સાથે મેં તને એક બીજી જ બાબતમાં વાત કરવા આજે અહીં બોલાવ્યો છે. હું ઇચ્છું છું કે મારો નાનો **અરૂણ**, **અરવિંદ** જેવો બેદરકાર બને નહીં અને એટલા વાસ્તે એનામાં સારા સંસ્કાર પાડવા મારે એક માસ્તર એને ભણાવવા માટે રોકવો છે. તારા ધ્યાનમાં એવો કોઈ છે?"

આ પ્રશ્ન સાથે જ **શ્રી**કાંતના હૃદયમાં રજનીની મૂર્તિ જાગૃત થઇ. સાત વર્ષના નાના **અરૂણ**ના હૃદયમાં સુંદર સંસ્કાર પાડવા માટે એ સરળ બાળા ઘણી જ ઉપયોગી થઇ પડશે. એ બાળાને કોઇ સારા કુટુંબમાં સારા પગારે નોકરીની જરૂર છે. કમળાદેવીની આગળ એની સિફારસ કરવામાં લગીરે વાંધો નથી. આમ વિચારીને તે બોલ્યો, "માતાજી, **અરૂણ**ભાઇને એક પુરુષ શિક્ષક કરતાં એક એવી મોટી બહેનની જરૂર છે કે, જે એનામાં સ્નેહ અને મમતાથી રસ લઇને ફક્ત એને વાંચતાં લખતાં જ નહીં. બલ્કે એના જીવનની દરેક પ્રકારે સંભાળ લઇને એનામાં ઉમદા સંસ્કારો પૂરે. પુરુષ કરતાં સ્ત્રી, આ કામ બહુ સારી રીતે કરી શકે."

"કોઇ સુલક્ષણી સન્નારી મળે તો એનાથી વધુ રળીઆમણું બીજું શું ગણાય? તારા ધ્યાનમાં એવી કોઈ બાઈ છે?"

"હા. એક બિચારી ગરીબ યુવતી મારા ખ્યાલમાં છે. હું એને વાત કરી જોઉં. એની ઇચ્છા હોય તો—"

"ઇચ્છા શા માટે ન હોય? એને કહીશ તે પગાર આપીશું. તારા વિશ્વાસની એ બાઈ હોવી જોઇએ. અને ઉચ્ચવર્ણની તથા બાળકને હસાવી ખેલાવી એને અનુકુળ બની જઈ એનું જીવન સુધારી દે એવી હોવી જોઇએ."

"માતાજી, હું અત્યારથી કશું કહું એ શા કામનું? પણ મારૂં માનવું છે કે, કોઈ શુભ ચોઘડીઆમાં અત્યારે આપણા વચ્ચે

આ વાત થઈ છે. આજ સાંજે હું કદાચ એ સન્નારીને આપની પાસે લાવીશ."

"સાંજે શા માટે? જો આ શુભ ચોઘડીઉં હોય તો અત્યારે જ તું તેની પાસે જા અને તેને આપણી મોટરમાં બેસાડીને લાવ. હવે તો હું એ બાઈને જોઉં અને મારા અરૂણુ માટે એની નિમણુંક કરૂં ત્યારે જ આજ તો મને ખાવાનું ભાવશે."

શ્રીકાંતે પળભર વિચાર કરી જોયો. કમળાની ઈચ્છાને માન આપ્યા વિના ચાલે તેમ જ નહતું. તેણે રજનીને બોલાવી લાવવા હા પાડી. અને તે તરતજ મોટરમાં બેસીને ઉપડી ગયો.

લવંગિકા અને રજની, એને જોઈને ખુશ થઈ ગઈ; પણ જ્યારે એણે રજનીને અરૂણુકુમાર માટે શિક્ષિકા તરીકે નોકરી અપાવવાની વાત કરી ત્યારે તો લવંગિકાનું હૃદય હર્ષથી ખૂબ જ ઉછાળા મારી રહ્યું. શ્રીકાંતે કહ્યુ: "આ નોકરી એટલે કેવળ બાળકની સંભાળ લેવાનું કામ છે. એને હું નોકરી નથી કહેતો; પણ એક નાના ભાઈને ઉછેરવાનું કામ કહું છું. ચોવીસે કલાક એની પાસે રહીને એને હસાવી ખેલાવીને એનામાં ઉચ્ચ સંસ્કાર ભરવાના છે."

"રજનીને એ તો બહુજ ગમશે." લવંગિકા બોલી: "કારણ કે, એને બાળકો ઉપર બહુ પ્રેમ છે. વળી, એને અત્યારે એવા એક નાનકડા કાલાઘેલા બોલ બોલનાર નાનાભાઈની જ જરૂર છે. એનો સહવાસ, દિનરાત એની સાથે જ રહેશે અને ઇશ્વર કરશે તો આ કામ રજની તદ્દન સંતોષકારક રીતે કરીને તમને યશ અપાવશે."

"મને યશ નથી જોઈતો. જીવનમાં કોઈકનું પણ ભલું કરવું એ મારો સિધ્ધાંત છે. તક શોધવા હું ગયો નહતો. અચાનક જ એ તક બારણાં ઠોકતી આવી અને "સ્હેજ મીલા સો દૂધ બરાબર" એ ન્યાયે આ તકનો ઉપયોગ થશે એથી મને આનંદ થશે."

"ભલે તો રજનીને ક્યારથી ત્યાં જવાનું છે?"

"અત્યારથીજ!"

"હેં?! શું અત્યારથી? એને તૈયાર થવાનો તો વખત આપો?"

"જેને ખોટો દેખાવ કરવાનો હોય તેને તૈયારી માટે વખત જોઈએ. પણ જે કુદરતી રીતે જ નિર્મળ છે અને જેને નિર્મળતા સિવાય અને સાદાઈ સિવાય બીજું કાંઈ પ્રિય નથી તેને તૈયારી શી કરવાની હોય? છતાં એકાદ કલાક પછી જવું હોય તો જઈએ."

"લવંગિકા બહેન, તમે પણ અમારી સાથે આવો છો ને?" રજનીએ પૂછ્યું.

"અહો! એ તો ઘણું ઉત્તમ!" એકદમ જ શ્રીકાંત બોલી ઊઠ્યો: "તમે પણ ચાલો. રજની બહેન, વાતચીત પછી ત્યાં રહેશે; અને હું તમને અહીં પાછો મોટરમાં મૂકી જઈશ."

"પણ મારું ત્યાં શું કામ છે?" લવંગિકાએ પૂછ્યું.

"કામ તો મારું યે ત્યાં શું છે?" શ્રીકાંતે સવાલ કર્યો: "આપણે જઈશું; બંગલો જોઈશું, રજની બહેન અને તેમનાં શેઠાણી શી વાતચીત કરે છે, તે સાંભળીશું; અરુણભાઈ કેવા છે તેનો તમને ખ્યાલ આવશે; અને છેવટે બધું નક્કી થઈ ચૂક્યા બાદ, આનંદની લાગણી સાથે આપણે પાછાં ફરીશું! કહો, ત્યાં મારું અને તમારું કેટલું બધું કામ છે, એ મેં બરાબર ગણાવ્યું ને?" શ્રીકાંત આમ કહીને હસ્યો. લવંગિકાને અને રજનીને પણ હસવું આવ્યું.

આખરે અર્ધા કલાકના અરસામાં તૈયાર થઇને લવંગિકા અને રજની, શ્રીકાંત સાથે મોટરમાં બેસી બોરીવલી જવા ઉપડ્યાં.

બોરીવલી ખાતે આવેલો "અરુણ કુંજ" એક વિશાળ ત્રણ મજલાનો બંગલો હતો. એને ફરતો મોટો બાગ તેમાંના વિધ-વિધ જાતનાં ફૂલ અને રોપાઓ તેમજ ઝાડોની ઘટાઓથી બહુ સુશોભિત લાગતો હતો. જ્યારે બગીચાની વચમાંથી ખાસ સડક ઉપરથી શ્રીકાંત વગેરેની મોટર બંગલાના 'પોર્ટીકો' તરફ ગઇ ત્યારે રજનીને લાગ્યું કે, પોતે ઈન્દ્રભુવનમાં વિહાર કરે છે કે શું?

મોટર—ગાડી ' પોર્ટીકો ' માં જઇને ઊભી રહી ત્યારે એક નોકરે આવીને તેનું બારણું ઉઘાડયું. લવંગિકા અને રજની સાથે શ્રીકાંત તેમાંથી નીચે ઉતર્યો અને પગથીઆં ચઢીને મનોહર લાદીવાળા ઓટલા ઉપર થઈને તેઓ સૌ દિવાનખંડમાં પેઠાં. સ્હામે જ કોચ ઉપર પ્રૌઢવયનાં કમળાદેવી બેઠેલાં હતાં. તેમની બાજુમાં સાતેક વર્ષનો એક ગભરૂ બાળક બેઠેલો હતો. સર્વેને તે સન્નારીએ જોયાં એટલે તેઓએ તેમને નમસ્કાર કર્યા.

'આવો.' 'કમળાદેવીએ મીઠા અને માયાળુ અવાજે કહ્યું.

તેઓ ત્રણે જણ ખુરશીઓ ઉપર બેઠાં એટલે શ્રીકાંતે પરિચય કરાવ્યો. રજની તરફ આંગળી ચીંધીને તે બોલ્યો આ રજની બહેન, જેમના વિષે મેં આપને વાત કરી હતી' અને લવિંગકા તરફ હાથ બતાવીને કહ્યું: 'આ લવંગિકા બહેનનાં તે સહીપણી થાય છે. મુંબઈમાં હાલમાં એમનો મુકામ આ બહેનને ત્યાં જ છે."

'રજની,' કમળાદેવીએ તેના તરફ જોઈને કહ્યું: 'તું ખૂબ શરમાળ લાગે છે. હું તને તુંકારીને બોલાવું છું તેથી ચીઢ તો નથી ચઢવાની ને ?'

રજનીએ કહ્યું : 'જો વડીલો બાળકોને તુંકારીને નહીં બોલાવે તો કોણ બોલાવશે ?'

કમલાદેવીને એ મધુરાં વેણથી આનંદ થયો અને એમણે રજનીને એના માતાપિતાનાં નામ, એનું જન્મસ્થાન અને અભ્યાસ અને એવી બીજી ઘણીક અંગત હકીકતો પૂછી જેના જવાબો સાભળીને એને સંતોષ થયેલો જણાયો. બાદ થોડોક વખત વિચાર કર્યા પછી કમળાદેવીએ કહ્યું : 'હું તને અત્યારથી જ મારો અરૂણ સોંપી દઉં છું. એના શિક્ષણનો, એની સંભાળનો અને એના તમામ પ્રકારના વર્તનનો ભાર આજથી તારા ઉપર. રજની ! તું એમ જ સમજજે કે આ તારો નાનો ભાઇ છે. તારા ઉપર મુકાયલા ભારની જવાબદારી તું સંભાળી શકીશ ને ?'

રજનીએ જવાબ દીધો ; ઇશ્વર મને જવાબદારી સાંગોપાંગ પાર ઉતારવામાં મદદ કરે. મારા જીવ કરતાં પણ હું એની વધુ સંભાળ લઇશ. અરૂણભાઇને હું મારા નાનાભાઇ તરીકે ગણું એવી આપની આજ્ઞા હું માથે ચડાવું છું.'

"બસ હવે તો તારા જેવી કેળવાયલી યુવતીને કાંઇ કહેવાનું રહેતું નથી." કમળાએ તે બાદ અરૂણને ઉદ્દેશીને કહ્યું: "અરૂણભાઈ, આ રજની બહેન આજથી તારાં શિક્ષિકાં થયાં. જો એ કહે તે પ્રમાણે વર્તજે; એ શીખવે તેમ શીખજે અને તોફાન કરીને એમને પજવીશ નહીં. સમજ્યો કે ?"

"તે અમે શું તોફાની છીએ કે બધાંને પજવીએ !" અરૂણે પોતાની કાલીઘેલી ભાષામાં સવાલ કર્યો. સૌ હસી પડયાં. રજનીએ અરૂણને એક હાથથી પોતાની તરફ ખેંચ્યો અને કહ્યું: "લાડકવાયા લાલ ! તમે બહુ ડાહ્યા છો !"

"હું ડાહ્યો ! હું ડાહ્યો !" એમ કહીને પોતાના નાનકડા કોમળ હાથથી અરૂણ તાળીઓ પાડવા લાગ્યો. રજનીએ તેને બગીચામાં ફરવા આવવા સૂચવ્યું. અરૂણને તો એવું જ જોઇતું હતું. તેણે માતાની રજા લીધી અને તે બન્ને જણ ત્યાંથી બહાર બગીચામાં ફરવા નીકળી પડયાં.

લવંગિકા સાથે વાતચીત કરીને કમળાએ રજનીનો પગાર માસિક રૂા. ૧૦૦) નો ઠરાવ્યો; અને લવંગિકાને એથી સંતોષ થયો. જ્યારે કેટલીક પ્રકીર્ણ વાતચીત પછી શ્રીકાંત અને લવંગિકા જવા ઊઠયાં ત્યારે કમળાદેવીએ કહ્યું; "આજ મારા હૃદયને ઘણો સંતોષ થયો છે. મારૂં હૃદય કહે છે કે આ છોકરી વડે મારા અરૂણનું ઘણું જ હિત થશે."

શ્રીકાંતે કહ્યું: "ઉદાર વ્યક્તિઓની નજર હંમેશાં ઉદાર હોય છે. એમના બોલમાં પણ કાયમ ઉદારતાના મીઠા ભાવ સોહે છે. તેઓની માયાળુતા અને આશાવાદીપણું તેમનાં આશ્રિતોનાં હૃદયમાં

સંતોષ–સાગરની લહરીઓ ઉછળાવે છે. માતાજી, આપ એવાં ઉદાર છો અને આપને સંતોષ થયો એ જાણીને હું કૃતકૃત્ય થયો છું."

લવંગિકાએ પણ યોગ્ય શબ્દોમાં પોતાની કૃતકૃત્યતા જાહેર કરી અને તે તેમજ શ્રીકાંત ત્યાંથી વિદાય થયાં.

૯

## લગ્નના મધુરા લ્હાવ

यावन्न विंदते जायां तावदर्द्धो भवेत् पुमान्
नार्द्धं प्रजायते पूर्णः प्रजायतेत्यपि श्रुतिः ॥
कान्तारेष्वपि विश्रामो जनस्य गृहिणी मता
यः सदारः स विश्वास्यस्तस्माद् दाराः पराः गतिः ॥

( મહાભારત–આદિપર્વ )

**ભાવાર્થ:** જ્યાં સુધી પુરૂષે લગ્ન કર્યું નથી ત્યાં સુધી તે અડધો કહેવાય છે. સ્ત્રીને પરણ્યા પછી તે પૂર્ણ કહેવાય છે.

જંગલમાં પણ સ્ત્રી, પુરુષને માટે વિશ્રાંતિરૂપ ગણાય છે. જે પુરૂષ સ્ત્રી સહિત હોય છે તે વિશ્વાસપાત્ર કહેવાય છે. માટે પત્ની એ પરમગતિ છે.

લગ્નનો મધુરો દિવસ આખરે આવી પહોંચ્યો; અને અરવિંદના હૃદયમાં સોનાનો સૂરજ ઊગ્યો. 'જગતમાં સૌથી વધુ રૂપવતી અને વળી ગુણવતી એવી એક યુવતી સાથે આજ મારૂં લગ્ન થનાર છે. હું એને હૃદયથી ચાહું છું. એ મને દેવસમાન ચાહે છે. રૂપ, ગુણ, વિદ્યા, સંપત્તિ અને આરોગ્ય–આ પાંચે ઐશ્વરી પ્રસાદીઓ અમને પ્રાપ્ત થઈ છે; હવે બાકી શું રહે છે? બસ આનંદ ! આનંદ ! આવા વિચારો એણે શ્રીકાંત આગળ વ્યકત કર્યા. શ્રીકાંતના ગળા સુધી એક વાકય આવ્યું કે: બાકી રહે

છે માતૃવન્દના–માતાના આશીર્વાદ મેળવવાની વાંછના !' પણ તેણે એ શબ્દ હોઠ બહાર કાઢયા નહીં. કમળાદેવીએ આપેલા આકરા સોગંદ શ્રીકાંતને યાદ આવ્યા. એ સોગંદ મોજુદ હતા ત્યાં સુધી શ્રીકાંતને હોઠે તાળુ હતું ! શ્રીકાંતથી અરવિંદને એવું આડકત્રું સૂચન પણ થઈ શકે તેમ ન હતું કે : 'બોરીવલી તરફ જઈ આવજો.' તે મનમાં ને મનમાં મુંઝાતો રહ્યો કે, અરવિંદને લગ્નના આનંદમાં માતાની યાદ આવતી નથી તેનો શો ઉપાય કરવો ?

પ્રભાતના પહોરથી અરવિંદના વાલકેશ્વરના બંગલામાં ખૂબ ધમાલ થઇ રહી : મિત્રો સ્નેહીઓના થોકના થોક ત્યાં આવતા; અને અરવિંદની સુશિક્ષિત અને સૌન્દર્યવતી નવવધૂને જોઈને તેને અભિનન્દન આપતા. લગ્નની ભેટો પણ ખૂબ આવવા લાગી. અને એમાં સ્નેહીઓએ સ્પર્ધા કરી હોય તેમ એક એકથી ચઢીઆતી અને ઉત્તમ પ્રકારની ભેટો હતી. તે જોઈને અનુપમા તો ગર્વથી ફુલાઈ જતી હતી. ભેટો મૂકવા માટે એક ખાસ ઓરડો અલગ રાખવામાં આવેલો હતો. અનુપમા તો જાણે એ જ એકલો ઓરડો આ બંગલામાં સૌથી સુન્દર હોય તેમ હરઘડીએ અરવિંદને લઈ ને તેમાં આવતી અને કોઈ નવી ભેટ આવી હોય તેનાં વખાણમાં અને વર્ણનમાં કલાકોના કલાકો ત્યાં ગાળતી.

નિયત સમયે લગ્નની ધાર્મિક ક્રિયાઓની શરૂઆત થઈ. એ ક્રિયા વખતે જ્યારે પુરોહિત વર્ગે વરનાં માતાનું નામ, વરના પિતાનું નામ અને આખીયે વડીલશ્રેણીનાં નામો ઉચ્ચાર્યાં ત્યારે અરવિંદના હૃદયમાં એકદમ ઝણઝણાટી પેદા થઈ. એનું હૃદય પ્રશ્ન કરી રહ્યું : અરે ! હું માતાને તો ભૂલી જ ગયો ? એમને આ લગ્નમાં નિમંત્રણ કરવા માટે શું મારે બોરીવલીને બંગલે જવું જોઈતું ન્હોતું ?" તેણે પોતાની થયેલી આ ભૂલ સુધારવા તત્કાળ પગલાં લેવા ઠરાવ્યું અને આસપાસ બેઠેલાઓ તરફ જોયું. શ્રીકાંત ત્યાં ન હતો. અરવિંદે તરત જ પોતાના એક બીજા મિત્રને પોતાની પાસે ઈશારતથી

બોલાવ્યો અને તેને કહ્યું: "પ્રથમ અહીંથી બોરીવલીના મારા બંગલામાં ટેલિફોન કર અને મારાં માતુશ્રીને ખબર આપ, કે, અરવિંદનાં લગ્નની ધાર્મિક ક્રિયાઓની શરૂઆત થઈ ચૂકી છે માટે આપ અરૂણભાઈ સાથે અહીં આવવા તૈયાર થઈ રહો. આપને લેવા મોટર આવે છે." આ મુજબ ટેલિફોન કરીને તું તેમને બોલાવવા મોટરગાડી લઇને જા અને તેમને લઇને જલ્દી અહીં પાછો આવી પહોંચ. આ કામ ત્વરાથી થવું જોઇએ અને એમાં જરાક પણ ગફલત થવી ન જોઈએ, સમજ્યો?"

મિત્રે ત્યાંથી વિદાય લીધી. અરવિંદે આ મુજબ માણસ મોકલ્યો એથી તેના હૃદયે કૃતકૃત્યતા અનુભવી. 'બસ હવે અહીં કશી ઉણપ રહેતી નથી.' એમ એને લાગ્યું. લગ્નક્રિયા પૂરી થઈ. અને મિત્રો–સ્નેહીઓની પંગત જમવા બેઠી. ચોમેર આનંદ અને ઠઠ્ઠામશ્કરી થઈ રહ્યાં હતાં. અરવિંદના હૃદયમાં તો બસ અનુપમા જાણે સાક્ષાત્ ઈન્દ્રદેવની એક પરી હોય એવી લાગણી ઉદ્ભવી રહી. સૌ જણ અનુપમાને ઉદ્દેશીને વાતો કરતાં હતાં. એ આનંદમય પ્રસંગ અરવિંદના જીવનનો એક સૌથી ધન્યપ્રસંગ હતો. માનવ–જીવનમાં આવતા ઉત્સાહ અને આનંદના પ્રસંગો ઓછા હોય છે પણ આ તો એક સૌથી વધુ મહાન્ અને ઉત્કૃષ્ટ પ્રસંગ હોય એમ એણે અનુભવવા માંડ્યું.

શ્રીકાંત જાણી બુઝીને અરવિંદથી આઘો ને આઘો રહ્યો હતો. રખેને માતા સંબંધી વાત નીકળે અને પોતાની મુંઝવણમાં વધારો થાય એવો એને ભય હતો. આથી તે ચોમેરની ભોજન આદિની વ્યવસ્થા સંબંધમાં તપાસ કરતો કરતો બંગલાના પાછળના ભાગમા ગયો; કે જ્યાં માણસોની અવરજવર બહુ નહોતી. એ દરવાજામાંથી બહાર નીકળ્યો ત્યાં તો થોડેક દૂર એક મોટા વડના વૃક્ષને ઓથે એક યુવકને અને એક સ્ત્રીને એણે વાતો કરતાં દીઠાં! તે કુતૂહલ વૃત્તિથી છૂપી રીતે તપાસ કરવા લાગ્યો કે, તેઓ કોણ છે? એ વડના વૃક્ષની પાસે જ એક ગોળ ચુનાબંધી ચોતરો હતો.

શ્રીકાંત તેની ઓથે રહીને તેઓની તરફ જોઈ રહ્યો. એ બેના ચહેરા જોતાં તે ચમકયો. સ્ત્રી તો અનુપમાની માતા કાલિન્દી હતી! અને યુવક, અનુપમાની ગુમ થયેલી અને ફરીથી જડેલી પીનની અંદર જે ચહેરો શ્રીકાંતે જોયો હતો, તે જ યુવક હતો! 'આ બે કોણ થાય છે?' શ્રીકાંતે પોતાના મનમાં સવાલ કર્યો.

કાલિન્દી અને તે યુવક વચ્ચે ગુસ્સાભેર વાતચીત થતી હતી. શ્રીકાંત ચૂપકીદીથી તે વાતચીત સાંભળવા લાગ્યો.

"તારામાં અક્કલનો લગીરે છાંટો હોય એમ મને નથી લાગતું!' કાલિન્દી ગુસ્સાથી બોલતી સંભળાઈ: 'તને મેં ચોખ્ખી ના પાડી હતી કે તારે અહીં આવવું નહીં અને તું શા માટે અહીં આવ્યો?'

'મારે જોવું હતું કે–તે લગ્નની ચુંદડીમાં કેવી શોભે છે?' તે યુવક બોલ્યો: 'હું દૂરથીજ તેને જોવા માગતો હતો. હું કશું જ ધાંધલ કરવા માગતો જ નહતો. પણ એને જોવાને બદલે તમારાં દર્શન થયાં!' આમ કહીને તે યુવકે એવું ખડખડાટ હાસ્ય કર્યું કે જેથી શ્રીકાંતને તેના ઉપર અત્યંત ધિક્કાર ઉત્પન્ન થયો.

'તું એને જોવા નહીં પામે.' કાલિન્દી બોલી: 'મૂર્ખ, તને અધિકાર શો છે કે, તું તેને જોવા માગે? હવે હું અને તું મળ્યાં એટલે બસ. અહીંથી વિદાય થા એ જ તારા માટે શ્રેયસ્કર માર્ગ છે.'

'વિદાય થવા તૈયાર છું; પણ લાભ મેળવ્યા વિના નહીં.'

'લાભ? લાભ શો મેળવવો છે તારે?'

'પૈસા જોઈએ! આપણે તો બીજા કશા લાભની દરકાર નથી કરતા!' ફરીથી તે ખડખડાટ હસ્યો.

'ત્યારે તો તું પૈસા પડાવવા આવ્યો છે, એમ જ કહેને? નાદાન, શું મેં તને મોટી રકમ નથી આપી?'

'એ તો હક્કતો હતો! અને એનો હિસાબ આપવા હું બંધાયલો

નથી! હવે તો બીજા વધુ પૈસા જોઇએ!'

'નહીં' મળે! ચાલ્યો જા! સમજ્યો?'

'તો આપણે રામ સીદ્ધા જ વરરાજા પાસે જઇને ઊભા રહીશું અને એમને કહીશું કે-આ કન્યા પરણવા લાયક નથી—'

'મૂર્ખ, તું શું બોલે છે તેનું તને ભાન છે?'

'સો વાતની એક વાત કરી દે, કૃષ્ણા! એટલે એનો ફેંસલો તત્કાળ થઈ જાય!'

શ્રીકાંત પોતાના છૂપા સ્થાનમાં 'કૃષ્ણા' નામ સાંભળીને ચોંક્યો! કાલિન્દીને 'કૃષ્ણા' નામે આ યુવક સંબોધે છે, એમ કેમ? આ બાબત ઉપર વિચાર કરવાનો શ્રીકાંતને અવકાશ મળ્યો નહીં; કારણ કે, વાતચીત આગળ ચાલી. તે યુવકે કહ્યું: 'બીજી થોડીક નોટો આપી દે! હું ચાલ્યો જઈશ!'

'નક્કી ચાલ્યો જઈશ? આ શહેર છોડીને ચાલ્યા જવું પડશે!'

'હા, હા આ શહેરમાંથી ચાલ્યો જઈશ. પણ રકમ જરા ભારે આપજે. હલકી હશે તો મને શહેરમાંથી ચાલ્યાં જતાં ઢીલ થશે?'

'નફ્ફરા બિહારી! લે આ પાંચસોની નોટો આપું છું, પણ–' કાલિન્દીએ પાકીટમાંથી નોટોનો થોકડો બહાર કાઢીને તે યુવકના હાથમાં મૂક્યો. થોકડો ઝૂંટવી લઈને યુવક ખડખડાટ હસ્યો અને પાગલની માફક કુદતો કુદતો ત્યાંથી જતો રહ્યો. શ્રીકાંતે આ યુવકનું નામ બિહારી' હતું એ મનમાં નોંધી લીધું. કાલિન્દી, આમ તેમ નજર કરતી બંગલાના દરવાજામાં પેસી ગઈ. શ્રીકાંત, આ ભેદી મિલન સંબંધી અનેક તર્કવિતર્ક કરતો ત્યાંથી ચાલ્યો ગયો. જ્યારે તે અરવિંદ પાસે આવ્યો ત્યારે બોરવલી જઈ આવેલા મિત્રને મોઢેથી નિરાશાના સમાચાર અરવિંદને કહેવામાં આવતા હતા. એ મિત્ર તે જ હતો કે જેને અરવિંદે તેની માતાને ટેલિફોન કરવા અને લગ્ન

ક્રિયામાં બોલાવી લાવવાનું કામ સોંપ્યું હતું. મિત્રે જ્યારે બોરીવલી ખાતે ટેલિફોન કર્યો ત્યારે ત્યાંથી કોઇએ તેને જવાબ દીધો ન્હોતો. દશેક મિનિટ સુધી થોભીને તેણે ફરીથી ટેલિફોન કરતાં પણ કોઈનો ઉત્તર આવ્યો નહીં; એટલે તે, મોટર ગાડીમાં બેસીને બોરીવલીને બંગલે પહોંચ્યો. ત્યાં જતાં તેને માલુમ પડયું કે–બંગલો તો બંધ હતો! નજદીકના એક બંગલામાં પૂછપરછ કરતાં તે મિત્રને ખબર આપવામાં આવી કે, શ્રીમતી કમલાદેવી તો આજ પ્રાતઃકાળમાં તીર્થયાત્રા કરવા જવા માટે ઊપડી ગયાં છે. એમની સાથે એમનો નાનો ચિરંજીવી અરૂણ છે; અરૂણની નવી શિક્ષિકા છે અને એમનો નોકર રામો છે. આ હકીકત સાંભળીને શ્રીકાંતના મનમાં શંકા ઉદ્ભવી: જે લગ્નને માતાના આશીર્વાદ નથી તે લગ્ન શું સફળ નીવડશે? बलीयसी केवलमीश्वरेच्छा!

કમળાદેવી તીર્થયાત્રાએ ગયાં, એ સમાચાર સાંભળીને શ્રીકાંતને દુઃખ ઉપજ્યું. અરવિંદ ભારે નિરાશ બની ગયો. એ વખતે અનુપમા ત્યાં આવી અને બોલી: 'અરૂણ વિષે અને માતુશ્રી વિષે શું કાંઈ ગંભીર બનાવ બન્યો છે?'

અરવિંદ બોલ્યો: 'વાત એમ છે કે, મેં માતુશ્રીને લગ્ન-પ્રસંગે બોલાવી લાવવા માટે મારા આ મિત્રને મોકલ્યા હતો. પણ તેઓ તો તીર્થયાત્રાએ ઉપડી ગયાં છે!'

'વાહ! કેવી નફ્ફરાઈ! પુત્રના લગ્નને જ દિવસે માતાજીને તીર્થયાત્રાએ જવાનું શુભ મુહૂર્ત જડયું? એક દિવસ મોડાં ગયાં હોત તો ન ચાલત?' અનુપમા બોલી.

'અનુપમા! આવા શબ્દો બોલવા તને છાજે નહીં. માતા વિષે એકપણ અવિવેકી શબ્દ મારા હૃદયને જખમ કરે છે!' અરવિંદે કહ્યું.

'જુઓને શ્રીકાંત ભાઈ?' અનુપમા એ જાણે ફરિયાદ કરતી હોય એ ઢબે શ્રીકાંતને કહ્યું: 'આમાં મેં માતા વિષે શો અવિવેકી શબ્દ વાપર્યો?'

શ્રીકાંત બોલ્યો : નફકરાઈ શબ્દ તમારાથી બોલાઈ જવાયો એમાં અવિવેકનું સૂચન હતું, વડીલોની નફકરાઈ કદાપિ સંભવે જ નહીં ! એમનાં કાર્યોમાં હંમેશાં કાંઈ શુભ હેતુ જ હોય અને તેથી તેમના વિષે વિચારપૂર્વક બોલવું જોઇએ !'

'શુભ હેતુ ! વાહ ! વાત તો સરસ ગુંથી !' અનુપમા કહેવા લાગી : 'આ તીર્થયાત્રામાં એવો તે શો શુભેચ્છાદર્શક હેતુ છે કે, લગ્નમાં હાજરી નહીં આપીને ચાલ્યા જવામાં તેઓ અમારૂં હિત કરી નાંખશે !'

શુભેચ્છા વિરૂદ્ધ અન્ય કાંઇ તમારે ધારી લેવું જ શા વાસ્તે જોઇએ ?'

'વિરૂદ્ધ ધારવાનાં કારણ તો દેખીતાં છે ! પોતે લગ્નમાં આવ્યાં નહીં, એ એક. પોતે તીર્થયાત્રાએ ઊપડી ગયાં એ બીજું. પોતે ગયાં તો ગયાં પણ અમને ખબર પણ ન આપી એ ત્રીજું અને પોતાની સાથે પેલા નાનકડા કોમળ બાળકને પણ લેતાં ગયાં, એ ચોથું કારણ !'

'અનુપમા !' ગંભીર સ્વરે અરવિંદ બોલ્યો : 'આ તું શું બોલી રહી છે ? આપણા આનંદના વખતમાં આ ઝેરનો વરસાદ શા વાસ્તે ? આવાં આવાં કારણો મને તો કંઈયે યાદ આવ્યાં નથી અને તને તે કેવી રીતે યાદ આવ્યાં ? ભૂલ તો આપણી કે આપણે એમને લગ્ન પહેલાં કે લગ્ન પછી લગીરે યાદ ન કર્યાં ? શું અનુપમા, તારી એ ફરજ ન હતી કે, તારે તેમને વન્દન કરવા જવું ? તેં મને પણ કદાપિ એ વાતનું સ્મરણ સુદ્ધાંત ના કરાવ્યું કે, ચાલો, આપણે એકવાર બોરીવલીને બંગલે જઇ આવીએ ?"

"એ યાદ કરવાની ફરજ તમારી હતી, મહેરબાન! તમે મને કહ્યું હોત તો હું તો તરત જ આવત !"

'એ બધું હવે પાછળથી ઉપજાવી કાઢીને કહેવાય છે ! તક ગુમાવી તેણે બધું ગુમાવ્યું !' અરવિંદ એક ખુરશી ઉપર બેસી

જતાં બોલ્યો. એનો ચહેરો અત્યારે આકુળવિકળ થઇ ગયો હતો. એના મનમાં ઘણું જ દુઃખ થતું હોય એવા ભાવ એના ચહેરા ઉપર તરવરી આવ્યા. એ નિસાસો નાખીને બોલ્યો : 'મારી એ મોટામાં મોટી ભૂલ હતી, અનુપમા; કે, કેવળ તને જોતાં, તારા સહવાસમાંથી એક ક્ષણ પણ દૂર નહીં થવાની વૃત્તિના પાગલપણામાં હું મારી જન્મદાતા માતાને વિસરી ગયો—'

અરવિંદ આમ બળાપો કરતો હવો ત્યારે શ્રીકાંને તેની પાસે દોડી જઇને તેને ખભે હાથ મૂકીને કહ્યું : 'મિત્ર, હવે આ પ્રકરણ બંધ કરો. આ બાબત ઉપર વિચાર ના કરો. બીજી બાબતોમાં ચિત્ત પરોવો.'

'શ્રીકાંત, તેં મને એકકે વાર કેમ ન કહ્યું કે, માજી પાસે જઈ આવવાની મારી અને અનુપમાની ફરજ હતી."

જાણે વીજળી પડી હોય તેમ શ્રીકાંત ચોંકયો. ઘડીભર ચૂપ રહ્યા બાદ તેણે કહ્યું : 'એનો ખુલાસો હું ન કરૂં તો મને માફ કરીશ, મિત્ર? કોઈવાર હું માતાજીની પરવાનગી મેળવીને આ વિષે ખુલાસો કરીશ.'

'એટલે? લગ્ન પહેલાં તેં જાણી જોઈને મને માતાજીને મળવા જવાનું સૂચવ્યું ન હતું? અથવા તો શું માતાજીએ અમોને મળવા દેવા આવવાની તને મનાઈ કરી હતી? તારા કહેવાનો ભાવાર્થ શો છે, તે સમજાવ.'

'શાન્ત! મિત્ર, શાન્ત!' શ્રીકાંત બોલ્યો : 'જીવનમાં એવી કેટલીક ઘટનાઓ હોય છે કે જેમાં નગ્ન સત્ય સુધી જઈ શકાતું નથી. આ બાબત એવી જ છે.'

'નહીં'. હું તેવો નથી માનતો. તને મારી ફરજ જો યાદ આવી હતી તો પછી તેં મને તેનું સ્મરણ કેમ કરાવ્યું નહીં? તારી સંદિગ્ધ વાણી મને ભારે ભ્રમમાં નાખી દે છે! માતાજીનું એકાએક તીર્થયાત્રાએ ઉપડી જવું કાંઈક ગૂઢ અર્થભરેલું લાગે છે!

શ્રીકાંત, મારી હાંસી થાય; મારૂં ખરાબ દેખાય; એમાં જ તું ખુશ થયો, એવો આક્ષેપ હું તારા ઉપર મૂકી શકું ?'

શ્રીકાંતે આસપાસ જોયું. અનુપમા અને પેલો એક મિત્ર તે ઓરડામાંથી વિદાય થઈ ગયેલાં હતાં. ફક્ત તે પોતે અને અરવિંદ ત્યાં એકલા જ હતા. પોતાના ઉપરનો આક્ષેપ દૂર કરવાની આ તક વ્યવહારુ શ્રીકાંતે ગુમાવી નહીં. તેણે બહુ જ સંભાળપૂર્વક ગઈ કાલની વાત અરવિંદને કહી સંભળાવી. કમળાદેવી સાથેની વાતચીતનો સારાંશ તેને કહ્યા બાદ તેણે ઉમેર્યું: 'એમ છતાં પણ માતાજીને તારા ઉપર લેશ પણ ક્રોધ નથી. તે જાણે છે કે, તું સરળ હૃદયનો છે, વ્યવહારમાં તો તારા જેવો લાડકોડમાં ઉછરેલો ગર્ભશ્રીમંત શી રીતે પ્રવીણ હોય ? બેશક, બીજી કોઈ દિશામાંથી તને યાદ દેવડાવવાની જરૂર તો હતી જ; પણ આવા આનંદ-પ્રસંગોમાં હમેશાં બને છે તેમ, ઘણીવાર ઘણાં અગત્યનાં માણસોને કહેવરાવવાનું ભૂલી જવાય છે. એટલે આ દાખલામાં માતાજી દુભાયાં હોય એવું માની લેવા લગીરે જરૂર નથી.'

'તો પછી તેમણે તને સોગંદ કેમ દીધેલા ?'

'એ કારણ મારાથી શોધી કાઢવા ન બેસાય. હું તો એટલું સમજું કે, પ્રત્યેક કાર્યમાં માણસે પોતાનો દોષ ગણવો અને તેમાંથી મુક્ત થવા કોશીષ કરવી. હવે જ્યારે માતાજી પાછાં ફરે ત્યારે સૌથી પહેલી તકે તારે તેમની પાસે જવું અને પગે લાગવું. મને ખાત્રી છે કે, એમનો તારા ઉપરનો બધો રોષ ઊતરી જશે કારણ કે આખરે મા તે મા છે.'

અરવિંદ નિખાલસ હૃદયનો હોવાથી એને આ સૂચના પસંદ પડી. તે બોલ્યો : મિત્ર, તારી સૂચના બરાબર છે. મારી ફરજ હું જરૂર બજાવીશ. માતાનું સુખ, માતાની મમતા અને માતાની વાત્સલ્યભરી લાગણી, એ મારા જીવનનાં મુખ્ય સૂત્રો છે. નવવધુના રૂપરાશિમાં ભાન ભૂલી જઇને હું માતાને વીસરી ગયો. પણ એ

બદલ ક્ષમા માગતાં મારો અપરાધ ભૂલી જશે.'

'આ લાગણીભર્યાં વેણ સાંભળી મને આનંદ થાય છે.' શ્રીકાંતે કહ્યું: 'ચાલ, આપણે હવે બીજી બાબતમાં ચિત્ત પરોવીએ.'

શ્રીકાંત આમ કહેતો હતો તે વખતે બારણા બહાર છુપાઈને ઊભેલી અનુપમા, આ બધી વાત સાંભળીને દાંત પીસી વેર લેવાની પ્રતિજ્ઞા કરીને ત્યાંથી જતી રહી.

## ૧૦

## અસંતોષનાં બીજ

લગ્ન બાદ અરવિંદ અને અનુપમા દેશાટને જવાનાં હતાં. મુંબાઈથી ઉપડી જવાના બે દિવસ અગાઉ એક બપોરે જ્યારે અરવિંદ ઘરમાં ન્હોતો ત્યારે અનુપમાએ ન્યુ બોંબે લોજમાં ટેલિફોન કર્યો અને બિહારીની સાથે વાતચીત કરી.

'મારે અગત્યના કામસર તને મળવું છે.' તેણે કહ્યું.

'ઓહ! એની તો હું રાહ જોઈ રહ્યો છું. કહે, કયાં મળીશું?' બિહારીએ પૂછ્યું.

'તારી હોટેલમાં નહી; તેમ અહીં અમારે બંગલે પણ નહીં. કોઈ ત્રીજી જ જગ્યાએ.'

'ઘણું ઉત્તમ. હું તને આજ બપોરે એક વાગે વેસ્ટએંડ સિનેમામાં મળું. અત્યારે ૧૨–૩૦ થયા છે. તું તરત જ તારે ત્યાંથી ઊપડીને એ સિનેમા–થીએટર પર આવ અને હું પણ ત્યાં આવું છું."

'વારૂ; એ નિર્ણય હું પસંદ કરૂં છું.'

અને આ સંતલસ મુજબ અનુપમા તથા બિહારીનું મિલન એ સિનેમા–થીએટરમાં થયું. તેઓએ બોકસની ટીકીટો લીધી અને એકાંતમાં બેસીને અનુપમાએ શ્રીકાંત અને અરવિંદ વચ્ચે ચાલેલી વાત કહી: બિહારી એ સાંભળીને બોલ્યો: 'અરવિંદનો એ મિત્ર

તારા માર્ગનો કાંટો છે. પણ એનો ફેંસલો હું કરી લઇશ—જો તું મને અનુકુળ રહીશ તો.'

'બિહારી ! આ લગ્ન મને પસંદ ન હતાં, પરંતુ માતાએ બળજબરીથી મારા ઉપર દબાણ કર્યું. માતાનો ઇરાદો વિશુદ્ધ હોત તો જુદી વાત હતી. પણ અરવિંદ પાસેથી નાણાં કઢાવવાં, એ જ એની મતલબનો શિકાર હું થઈ પડી. હવે મને લાગે છે કે, અરવિંદનો સ્વભાવ મને અનુકૂળ નથી.' અનુપમા બોલી.

'જગતમાં માણસનું ધાર્યું થતું હોત તો માણસ પૃથ્વી પર પગ જ મૂકત નહીં. ચોપાસ પ્રતિકૂળ વાતાવરણ હોય તોપણ તેમાથી ફાયદો ઉઠાવવો, એનું નામ માણસ. હવે તું જ્યારે મારા ઉપર વિશ્વાસ મૂકે છે ત્યારે હું તને કેટલાક માર્ગ બતાવું છું. તું નિશ્ચિંત થઇ અરવિંદ સાથે પ્રવાસે જા. એની માતા વચ્ચે અને એની વચ્ચે જે વિચ્છેદ પડયો છે તે તું કોઈ પ્રકારે સંધાવા દઈશ નહીં. તું પ્રવાસમાં ને પ્રવાસમાં જ ફર્યા કરજે અને અરવિંદને ત્યાં જ રોકાયલો રાખજે. દરમ્યાન, હું અહીં અરવિંદના મિત્ર શ્રીકાંતને એવો તો જાળમાં ફસાવીશ કે, એમાંથી એ બહાર નીકળી શકે નહીં. તારી માતા—"

'હા. એ પણ એક ફાંસ રૂપ છે.' અનુપમા બોલી.

'ના. એમ ન કહે. તારી માતાને હું પલકભરમાં સાનુકૂળ બનાવી શકું તેમ છું. હું તેની પ્રકૃતિથી તારા કરતાં વિશેષ માહિત છું. તારા જવા બાદ હું એની મુલાકાત લઇને બધી જાળ ગોઠવીશ. પણ તું જાય ત્યારે જ્યાં જ્યાં તારો મુકામ હોય ત્યાંથી મને પત્રો લખજે. મને 'ભુજંગી મામા 'એમ સંબોધીને લખજે અને હું તને 'ભાણી' તરીકે સંબોધન કરીશ.'

અનુપમા હસી પડી. સિનેમાનો 'શો' પૂરો થતાં સુધી આ

નકલી મામા–ભાણેજીએ અનેક પ્રકારની બીજી મસલતો કરી. પણ એમને ખબર ન હતી કે, જે મસલતોનો પાયો અધર્મ અને અનીતિ પર અવલંબે છે તે ઉપર ચણવામાં આવેલી ઇમારત કડડભૂસ થઇને એની અંદર જ એ મસલતખોરોને કચડી મારે છે. ઇશ્વર કૃત આ કાયદાને આજ તો તેઓ અવગણી રહ્યાં છે. જોઈએ છીએ, શું બને છે.

ઠરાવેલે દિવસે અરવિંદ અને અનુપમાની મુસાફરી શરૂ થઇ. મુંબાઇથી તેઓ દિલ્હી આગ્રા વગેરે સ્થળોએ જઈને કાશ્મીર તરફ ગયાં. કાશ્મીરમાં વિવિધ સ્થળોએ ફરતાં અનુપમાને એટલું બધું ગોઠી ગયું. કે, તે તો એમજ કહેવા લાગી કે, 'આપણે કાયમ અહીં રહીએ તો કેવું સારૂં!'

આશરે એકાદ માસ કાશ્મીરમાં ગાળ્યા બાદ અરવિંદની તબીયત બગડી; અનુપમાને તેણે કહ્યુ: 'આપણે બીજે કયાંક જઇએ.'

'તમારી આવી તબિયતમાં બીજે જવું નકામું છે. હવા અનુકૂળ છે અને દવાની ટીકી લાગશે એટલે આપણે બીજે જઈશું.'

અરવિંદને આ રૂચ્યું નહીં. એને એમ લાગ્યું કે અનુપમા નાહક હઠીલાઈ કરી રહી છે. તેણે ધ્યાન આપીને પોતાના શરીરની દવા કરી. તેની તબિયત સ્વસ્થ થતાં સુધી તે ત્યાં રહ્યો પણ જ્યાં તે ફરીથી સાજો તાજો બન્યો ત્યાં બીજે સ્થળે જવાની વાત તેણે છેડી. 'હું તો કંઇ નથી આવતી' અનુપમાએ કહ્યું.

'પણ હવે મને આ સ્થળે કંટાળો આવ્યો છે.' અરવિંદે દલીલ કરી.

'થોડાક દિવસ વધુ રહીને તે પછી આ બાબતમાં વિચાર કરીશું.' આમ કહીને અનુપમાએ વાત ઉડાવી દીધી.

અરવિંદ પોતાના મનમાં બોલ્યો: 'હું ધારૂં છું કે, એના આવા સ્વભાવથી મને એના તરફ હવે તિરસ્કાર છૂટશે!' પણ

પોતાના મગજ ઉપર કાબૂ રાખવા તેણે ઠરાવ્યું અને અહીંથી જવા માટેનું કોઈ સબળ કારણ શોધવામાં તે રોકાયો.

એકબે દિવસ વીત્યા પછી અરવિંદ ટપાલના વખતે અહીં તહીં ફરતો હતો તેવામાં લૉજના મૅનેજરે તેના હાથમાં અનુપમાના નામનો એક કાગળ મૂક્યો. ટપાલવાળો એ લૉજના તમામ ગ્રાહકોના કાગળો લૉજવાળાને આપી જતો અને લૉજવાળો તેમાંના જે જે કાગળો જેના હોય તેઓને પહોંચાડતો.

અનુપમાના સરનામાનો પત્ર અરવિંદના હાથમાં આવતાં તેમાંની બે બાબતોએ તેની જીજ્ઞાસાવૃત્તિ ઉશ્કેરી. (૧) પ્રથમ એ કે, કાગળ ઉપર કોઇ અજાણ્યાના અક્ષરો હતા. (૨) બીજું એ કે, તે પુરુષના હસ્તાક્ષર હતા. અનુપમા ઉપર મોટે ભાગે એની માતાના જ પત્રો આવતા હતા. કદાપિ કોઈ પુરુષના અક્ષરોના કાગળો તેના ઉપર આવ્યા હોવાનું તે જાણતો ન્હોતો. અનુપમાનો કોઇ જ પુરુષ સગો અસ્તિત્વમાં હોવાનું અરવિંદ જાણતો ન્હોતો. આથી અરવિંદને શંકા ઉપજી કે, આ પત્ર છે કોનો ? અનુપમા ઉપરના પત્રનું સરનામું સ્ત્રી અક્ષરમાં હોવું જોઈએ તેને બદલે પુરૂષ–અક્ષરમાં કેમ છે ? એ પત્ર ફોડવાનું રવિંદને મન થયું. પણ પોતે એક ખાનદાન ગૃહસ્થ હતો. અનુપમાની જાણ બહાર એનો પત્ર ફોડવો એ ગૃહસ્થાઈનું લક્ષણ નહતું. અનુપમાના દેખતાં એ પત્ર ફોડે એ જુદી વાત હતી. પણ અરવિંદે તેવો ગે રાહ લેવા ઇચ્છયું નહીં. એ કાગળ અનુપમાને તેણે જાતે આપવો અને તેના જ દેખતાં તે વાંચીને પોતાને ને વાંચવા આપે એમ તેને જણાવવું. આ મુદ્દા ઉપર 'વિચાર ચલાવીને આખરે મજકુર પત્ર સહિત તે અનુપમા પાસે ગયો અને પત્ર હાથમાં રાખીને બોલ્યો : એક ખુશખબર અનુપમા ! પત્ર આવ્યો છે !'

'કોનો ? શા ખુશાલીના સમાચાર છે ?' અનુપમાએ પૂછ્યું.

'પત્ર તારા નામનો છે. કહે જોઉં, કોણે લખ્યો હશે !'

'મારા નામનો પત્ર છે ? તમે તે ફોડયો ?'

'તું માને છે કે, એવી ગુંડાગીરી હું કરૂં ?'

અનુપમા ફિક્કું હસી અને બોલી : 'મને વિશ્વાસ છે કે, તમે મારા કોઈ પત્રો ફોડીને મારી જાણ બહાર ન જ વાંચો. પણ તેમ છતાંયે હું કહીશ કે, મારા પત્રોમાં તમારાથી વંચાય નહીં એવું કાંઈ જ હોતું નથી. મારી બાનો પત્ર હશે.'

'એ તારી બાનો હોવા વિષે મને શંકા છે; કારણ કે તેની ઉપર પુરુષના અક્ષર છે.'

'હોઈ શકે ! કોઇ પાડોશી પાસે તેમણે સરનામું કરાવ્યું હશે.'

'એ ગમે તે હોય. એ પત્ર તારો છે અને હું તને આપીશ. તું મારા દેખતાં તે ઉઘાડીને વાંચે અને મને વંચાવે એવી આશા હું રાખી શકું ?'

ફિક્કું હસતાં હસતાં અનુપમાએ કહ્યું : 'હવે આપોને ? કયારના મશ્કરી શું કર્યા કરો છો ?'

અરવિંદે તેને પત્ર આપ્યો. એક બારી આગળ જઈને અનુપમાએ તે વાંચ્યો અને પછી કહ્યું ; 'ઓહ ! આ તો મારા મામાનો પત્ર છે ! લ્યો, વાંચો. એ અહીં આવવાના છે !'

'તારા મામા ?'

'હા. આજ સુધી તેઓ ઇંગ્લાંડમાં હતા. હમણાં જ મુંબાઈ આવ્યા હશે. બાને મળીને એમણે મારૂં સરનામું મેળવ્યું હશે અને આ પત્ર લખ્યો હશે. પોતે ખુબ પૈસાદાર છે એટલે આનંદ ખાતર આવતા હશે !'

અનુપમાએ આમ કહીને અરવિંદના હાથમાં પત્ર મૂકયો, તેમાં નીચે મુજબ લખાણ હતું:

'ચિ. અનુપમા, હું કાશ્મીર તરફ આવવાનો છું. તારી મુલાકાત

લઇશ. તું મઝામાં હશે. લી. શુભેચ્છક, ભુજંગી.'

અરવિંદ આ લખાણુ વાંચીને હસી પડયો. પોતે વ્યર્થ શંકા કરી, એ બદલ તેને એ હાસ્ય ઉપજ્યું હતું.

'હવે આપણુને જરાક મઝા આવશે! પ્રવાસમાં કોઇ આનંદી ત્રીજો સાથી હોય તો જ મઝા પડે.' અનુપમા બોલી.

'પણુ આપણે હવે અહીંથી જવું જોઇએ. હું તો ચાર દિવસ પછી મુંબાઇ પાછો ફરવા ધારૂં છું.' અરવિંદે કહ્યું.

'બસ? એટલા જલદી?' અનુપમા બોલી: 'તમે મારા મામાનો સ્વભાવ તો જુઓ. એ કેવા આનંદી છે એ તમે જાણુશો ને એટલે તમને મુંબાઇ પાછા ફરવુંજ નહીં ગમે. તમારે મુંબાઈમાં કાંઇ નોકરી ઉપર હાજર થઈ જવાનું નથી! ત્યાં તે એટલું બધું શું દાટયું છે કે, પ્રવાસની મઝા ગુમાવવા તૈયાર થયા છો?'

અરવિંદે કાંઇ જવાબ દીધો નહીં. લગ્ન પછીના દિવસો સુખચેનથી વીતાવવા માટે તો તે પ્રવાસે નીકળ્યો હતો. નજીવી બાબતોમાં અનુપમા સાથે કલહ કરીને પોતાના મનને શા વાસ્તે દુભવવું? આમ ધારીને તેણે નજીવા મતભેદોમાં ઝઘડા કરવા છોડી દીધા.

બે દિવસ વીત્યા અને ભુજંગીલાલ આવ્યો. એ એક યુવક હતો—પોતાના જેવડો જ. વળી એ ખુશમિજાજી હતો. અનુપમાને અને અરવિંદને તેની સોબત ખરે જ ઉત્સાહજનક થઈ પડી. તેઓ ત્યાં આઠેક દિન વધુ રોકાયાં. એવામાં મુંબાઇથી શ્રીકાંતનો પત્ર આવ્યો: 'માતાજી તીર્થયાત્રાએથી પાછાં ફર્યાં છે. હવે તમે આ તરફ આવશો, એમ આશા રાખું છું. દિવસ લખી મોકલશો.'

'મારો આ ફોટો તમને કેવો લાગ્યો?' એ પત્ર અરવિંદના હાથમાં હતો ત્યારે ભુજંગીલાલ એક ફોટો લઇને આવ્યો અને બોલ્યો.

'આ તમારો ફોટો છે? ના, ના. આ તો કોઈ ઈરાનીનો ફોટો લાગે છે!' અરવિંદે ફોટો જોઇને કહ્યું.

ભુજંગીલાલ હસ્યો અને બોલ્યો: 'જુદા જુદા વેષોમાં ફોટા પડાવવાનો મને ખૂબ શોખ છે. મેં એક ઈરાની સોદાગરનો વેષ સજીને આ ફોટો પડાવ્યો છે.'

અનુપમા તો એ ફોટો જોઇને ખૂબ ખુશ થઇ ગઈ. તેણે પૂછ્યું: 'મામા! તમે બીજા કોઈ વેષમાં ફોટા પડાવેલા છે કે? બતાવો જોઇએ.'

ભુજંગીલાલે પોતાની પાસેના આલ્બમમાંથી બીજા દશ-બાર ફોટા કાઢીને બતાવ્યા. એમાંના કોઈક ઇંગ્લીશ પોષાકમાં હતા. કોઈક લશ્કરી પોષાકમાં હતા. કોઇક વેપારીના વેષમાં હતા, તો કોઇક મવાલીના વેષમાં પણ હતા. એક ફોટો એમાં ખાસ ધ્યાન ખેંચી રહે એવો હતો—જાણે તે ભુજંગીલાલનો ન હોય પણ બીજા કોઇકનો હોય એવો એમાંનો ચ્હેરો હતો. એનું કારણ એ હતું કે એ ભિખારી વેષનો ફોટો હતો.

'આ ફોટો શું તમારો છે?' અરવિંદે પૂછ્યું.

'બેશક હા.' ભુજંગીમામો બોલ્યો: 'મારા એક કલાકાર મિત્રને એક પ્રદર્શનમાં સૌથી નવી ઢબનો પણ કલાયુકત ફોટો મોકલવો હતો. એટલે એણે મને આ વેષ સજાવ્યો. ખાસ કરીને એમાં ચહેરા ઉપર વધી ગયેલી હજામતથી એ મારો નથી એમ લાગે; પણ આબેહુબ એક ભિખારીને મળતો તો આ ફોટો છે જ. મારા કલાકાર મિત્રને એ બદલ એક કીંમતી ચંદ્રક મળ્યો છે.

અરવિંદે આ બધા ફોટાઓમાંથી એક પોતાને માટે પસંદ કર્યો; અને તે દિવસે તે શ્રીકાંતને પત્ર લખતો હતો ત્યારે ભુજંગીમામા વિષે લખતાં તે ફોટો શ્રીકાંતને મોકલવાની લાલચ તે થોભાવી શક્યો નહીં. એ ફોટો એક વેપારીના વેષનો હતો. એ ફોટા નીચે

અરવિંદે સ્વઅક્ષરે લખ્યું: 'અનુપમાના મામા ભુજંગીલાલ.'

'જલ્દી આવો. માતાજી બિમાર છે.' એ પત્ર પહોંચ્યા પછી શ્રીકાંતે તેના જવાબમાં તારનો સંદેશો મોકલ્યો.

'હવે તો આપણે બન્નેએ જવું જોઈએ.' અરવિંદે અનુપમાને ચવ્યું.

'તમે બે જ શા વાસ્તે? હું પણ તમારી સાથે ત્રીજો આવું .' ભુજંગીલાલે કહ્યું: 'તમારાં માતાજી બિમાર હોય ત્યારે તમે બહારગામ રહી શકો જ નહીં.'

એજ રાતના તેઓ મુંબાઈ જવા ઊપડયાં. પોતે આવે છે, એ મતલબનો તારનો સંદેશો અરવિંદે શ્રીકાંત ઉપર મોકલ્યો હતો, તેથી તેઓ જ્યારે મુંબાઈ પહોંચ્યાં ત્યારે શ્રીકાંત તેઓનો સત્કાર કરવા રેલ્વે સ્ટેશને આવ્યો હતો.

અરવિંદ સાથે હસ્તધૂનન કર્યા પછી 'ભુજંગીમામા' તરીકે ઓળખાવાયલા એ યુવક સાથે હસ્તધૂનન કરતાં પોતાના મનમાં જ શ્રીકાંત બોલ્યો: 'ફોટો જોતાં મને જે શંકા ઉપજી હતી તે ખરી ઠરી છે! આ તો તે જ બિહારી છે કે જે લગ્નના દિવસે બંગલા બહાર છૂપી રીતે કાલિંદીને મળ્યો હતો અને તેની પાસેથી રૂા. ૫૦૦ પડાવી ગયો હતો! ઉપરાંત, સૌથી વિશેષ દુ:ખદાયક મુદ્દો તો એ છે કે, અનુપમાના લૉકેટમાં આ જ બિહારી ઉર્ફે ભુજંગીલાલનો ફોટો છે! આ માણસ કોઇ બદમાશ છે કે શું? અરવિંદ! અરવિંદ! તને ક્યાંથી ખબર હોય કે. આ આસામીનો ફોટો તેં મારા ઉપર મોકલ્યો, તે જોઇને જ મેં તારા ઉપર તારનો ખોટો જ સંદેશા મોકલ્યો હતો કે: 'માતાજી બિમાર છે!' વસ્તુત: માતાજી તો સ્વસ્થ છે. પણ જો અનુપમાના જીવનમાં કોઇ ભેદી રહસ્ય હોવાનો મારો શક માતાજી આગળ હું જાહેર કરૂં તો તેઓ ખચિત જ અસ્વસ્થ બની જાય! અને અરવિંદ!

મારે તને આ યુવકથી ચેતતા રહેવા ચેતવણી આપવી કે નહીં ?"

પોતાના મનમાં જ શ્રીકાંત આ સવાલ પૂછી રહ્યો હતો એવામાં ભુજંગીલાલને અરવિંદે પ્રશ્ન કર્યો: 'કેમ, તમે નથી આવતા અમારી સાથે ?'

શ્રીકાંત પોતાના મનના સવાલનો જવાબ પોતાની મેળે આપતાં રહેજ મોટેથી બોલી ગયો : 'ના, ના,'

ભુજંગીલાલે ઘડીભર શ્રીકાંત સામે જોયું અને પછી અરવિંદના સવાલનો જવાબ દીધો : 'ના. ના.'

મોટરમાં બેસતાં અનુપમાએ શ્રીકાંતને કહ્યું : 'તમે કેવા ખરાબ છો ?'

'કેમ ? એણે તારૂં શું બગાડયું ? ' અરવિંદે સવાલ કર્યો.

'ભુજંગીમામાને તમે પૂછયું કે, અમારી સાથે આવો છો ને ? તેનો જવાબ ફટ્ લઇને શ્રીકાંતભાઇએ આપણને કોઈ ને પૂછ્યા વિના આપી દીધો : 'ના, ના." મામાને એથી માઠું લાગ્યું અને એમણે ના પાડી. શ્રીકાંતભાઇએ 'ના' કહેવાની શી જરૂર હતી; વારૂ ?"

'શ્રીકાંતે 'ના' કહી તેથી તારા મામાએ પોતાનો વિચાર બદલીને 'ના' પાડી એમ માનવા હું તૈયાર નથી.' અરવિંદે કહ્યું : 'કોઈના મત ઉપરથી પોતાનો બાંધેલો મત કોઈ ના ફેરવે. વળી, આ ગૃહસ્થ તો યુરોપની મુસાફરીએ જઈ આવેલા છે. યુરોપનું જીવન એટલે હોટેલોનું જીવન. પોતે એકલા જીવ રહ્યા; પાસે પૈસો રહ્યો; એટલે એમને તો લહેરી લાલાની માફક અહીં પણ હોટેલમાં જ ફાવવાનું ! શ્રીકાંતનો એમાં દોષ નથી.'

'તમે આ બધા અમસ્થી કપોલકલ્પિત કલ્પનાઓ કરી લ્યો છો. ભુજંગીમામાને આપણે ત્યાં રહેવું હતું તેથી તો કાશ્મીરથી તે આપણી સાથે આવ્યા—જો કે, અહીં તો તેઓ હોટેલમાંજ રહે છે. 'અનુપમાએ કહ્યું.

'મિત્ર શ્રીકાંત, તું કેમ બોલતો નથી ?' 'અરવિંદે પૂછ્યું'.

'વાત એમ છે કે, હું 'ના, ના' બોલ્યો હતો તે મારા મનમાંના કેટલાક વિચારોના જવાબ રૂપે હતું. હવે એના અર્થનો આમ અનર્થ કરવામાં આવે તો પછી મારે બોલવાનું શું રહે ?' શ્રીકાંતે ફરીઆદ કરી.

'તમે શા વિચાર કરતા હતા ? અનુપમાએ પૂછ્યું.

'મને એક ફિલ્મમાં 'ઍકટર' તરીકે કામ કરવા જણાવવામાં આવ્યું છે. પગાર ઘણો જ સારો. રહેવાનું એકાદ ઉત્તમ હોટેલમાં અને એનું ભથ્થું વધારામાં–આ બાબત ઉપર હું વિચાર કરતો હતો. મને અનેક પ્રકારના ખોટા સ્વાંગ સજવા પસંદ નથી. એટલે આખરે મેં ત્યાં જવાનો વિચાર માંડી વાળ્યો. મારાથી મોટેથી બોલાઈ જવાયું ; 'ના. ના.' અને તમે એનો જુદો જ અર્થ કર્યો !'

'અહો ! તને ફિલ્મ કંપનીમાં કામ કરવાની ઑફર મળી છે ?' વાહ ભાઈ ! પણ તારા રંગઢંગ તો એવા છે જ નહિં કે, તું ફિલ્મમાં કામ કરી શકે. પણ—'

'મારા રંગઢંગ એવા નથી માટે તો મેં વિચાર માંડી વાળ્યો ! પણ અત્યારના પ્રસંગ ઉપરથી મને એક નવો વિચાર સ્ફુરી આવ્યો છે. મારા બોલવા ઉપરથી તમે બંન્નેએ જુદો અર્થ કર્યો—'

'મેં નથી કર્યો. અનુપમાએ કર્યો છે.' અરવિંદે કહ્યું.

'વારૂ; પણ હવે મને આ અનર્થ–પ્રસંગ ઉપરથી નવો વિચાર સુઝ્યો છે કે, તમારા મામાને એ કંપનીમાં કામ કરવું કદાચ ફાવે ખરૂં.'

'ઓહ્ ! એ તો રાજી રાજી થઈ જશે. એમને તો વિવિધ વેશો સજવા બહુ ગમે છે,' અનુપમા બોલી.

'હા. એમનો પેલો એક ફોટો મેં તને મોકલ્યો હતો તે એમના

વેષાંતરને જ હતો.' અરવિંદે કહ્યું.

'બસ. તો મને તેમનું સરનામું આપો. હું તેમને મળીને ફિલ્મ કંપનીમાં તેમનું ચોકઠું બેસાડી આપીશ.' શ્રીકાંત બોલ્યો.

'ઘણું ઊત્તમ. એમનું સરનામું ન્યુ બોંબે લોજ રૂમ નં. ૧૩ છે.' અનુપમાએ કહ્યું.

શ્રીકાંતે તે સરનામું ઉતારી લીધું અને રસ્તામાંથી જ તે વિદાય થયો.

'બપોરે પાછો મળજે.' અરવિંદે કહ્યું: 'પછી માતુશ્રી પાસે જઈ આવીશું.'

'વારૂ; વારૂ;' શ્રીકાંતે જવાબ દીધો. પોતાને ઘેર જતાં શ્રીકાંત મનોગત બોલ્યો: 'ભુજંગી ઉર્ફે બિહારી ! મેં તારૂં સરનામું મેળવ્યું છે. હવે હું તારા ગોરખધંધાથી વાકેફગાર થવા ધારૂં છું. તારો આખો યે ઇતિહાસ મેળવીને આ બે સ્ત્રીઓ મારફત જ તારો ફેંડફજેતો કરાવી તને જેલના સળીઆ પાછળ નાખવા ઉમેદ રાખું છું !'

## ૧૧

## જુગારીઓ

**બપોરના** આશરે બારનો સમય થયો ત્યારે શ્રીકાંત પોતાને ઘેરથી નીકળીને ન્યુ બોંબે લોજમાં ગયો. ત્યાં નં. ૧૩ ની ખોલીમાં રહેનાર ગૃહસ્થની મુલાકાત લેવાને બહાને તે સદર ખોલી આગળ પહોંચ્યો. તેનાં બારણાં અંદરથી બંધ હતાં. પણ એમાંથી 'હા હા હી હી.' અને ઠઠ્ઠા મશ્કરીના અવાજો સંભળાતા હતા. શ્રીકાંત બહાર થોભ્યો. રૂમ ઉઘાડવાની લોખંડની કળમાં જે કાણું હતું તેમાંથી તેણે અંદરના ભાગમાં નજર કરી અને તે ખરેખર પ્રથમ દૃષ્ટિએ જ આભો બની ગયો !

ચાર પુરૂષો અને એક સ્ત્રી સહિત બિહારી ગંજીફાની રમત ખેલતો હતો! બે બાબતોએ તેને ખાસ ચોંકાવ્યો. પ્રથમ તો એ કે, જે રમત ચાલતી હતી તે ચોખ્ખો જુગાર હતો. ગંજીફાનો ઢગ એ રમનારાઓની વચ્ચે પડેલો. તેની નજદીક જ રૂપીઆના ઢગ અને નોટોના થોકડા પડેલા હતા! બીજી જે બાબતે તેને ચોંકાવ્યો તે એ હતી કે, જે સ્ત્રી આ રમતમાં સામેલ હતી તે અન્ય કોઇ જ નહીં પણ અરવિંદની પત્ની અનુપમાની માતા કાલિન્દી ઉર્ફે કૃષ્ણા હતી!

ખાનદાન અને કુળવાન અરવિંદની સાથે પરણનાર સ્ત્રીની માતા અને કહેવાતો મામો, જુગારીઓ છે, એવું જગત્ જાણે તો અરવિંદની આબરૂના કાંકરા થાય કે નહીં? શ્રીકાંતનો અંતરાત્મા કકળી ઊઠ્યો. એમને પોલીસમાં પકડાવી દેવા તેણે ધાર્યું પણ પાછળથી વિચાર કરતાં તેણે ખામોશી ધારણ કરી. બિહારીને તે મળ્યો નહીં. પણ તેણે ઠરાવ્યું કે—આ બે જણના અવળા ધંધાની સાબિતી તો મેળવી રાખવી જ.

શ્રીકાંત, ઉપર મુજબ વિચાર કરીને, એકદમ તે સ્થળેથી ચાલ્યો ગયો. સરિયામ રસ્તા ઉપર જઈને તેણે ત્યાં આવેલી દુકાનોનું અવલોકન કર્યું. એક દુકાનમાં એને જોઇતી ચીજ મોજુદ હતી. એણે તેમાં જઇને તે ચીજનો સોદો કર્યો અને તેના પૈસા આપીને તે ચીજ સાથે બીજી પણ કેટલીક જરૂરી વસ્તુઓ ખરીદીને તે ત્યાંથી વિદાય થયો.

આશરે પંદર મિનિટ બાદ ન્યુ બોંબે લોજની રૂમ નં. ૧૩ ની બરાબર સામે આવેલા મકાનની એક બારીમાં ઊભા રહીને શ્રીકાંતે પોતાના હાથમાંના કેમેરાનું 'ફોકસ' મેળવ્યું અને ચાંપ દાબીને ગંજીફાં રમનારાઓનો ફોટો પાડી લીધો! એ એક ફોટો કદાચ બરાબર ન પડ્યો હોય તો બીજો કામ લાગે એમ વિચારીને જ્યાં તે બીજી વખત ચાંપ દાબવા તૈયાર થતો હતો ત્યાં, સ્હામેની લોજની રૂમનું બારણું બંધ થઇ ગયું!

'હત્તારીની! કાગડા ચેતી ગયા લાગે છે!' શ્રીકાંત મનમાં જ બોલ્યો: 'હશે. એક ફોટો તો પાડયો છે? રૂા. ૨૦] ના ખર્ચના ખાડામાં ઉતરીને મારે આ જોખમ વહોરવું પડયું છે. આઠ રૂપીઆનો કેમેરો તથા તેની સાથેની જરૂરી ચીજોના આપવા પડયા છે. અને રૂા. ૧૨ આ ખાલી ખોલીનું એક માસનું ભાડું ભૈયાને અગાઉથી આપવું પડયું છે!'

કેમેરામાંથી ફોટો બરાબર તૈયાર કરીને કાગળ પર તેની તસ્વીર ઉતારવા માટે શ્રીકાંતે એ જ ખોલીમાં કામ કરવા માંડયું. તેનાં તમામ બારીબારણાં બંધ કરીને તેણે અંધારૂં કર્યું અને એ અંધારામાં જરૂરી દવાઓનાં મિશ્રણ તૈયાર કરીને તેણે કેટલીક તસ્વીરો ઉતારી લીધી. કેમેરાની સાથે શ્રીકાંતે તસ્વીરો ઉતારવાની દવાઓ અને જોઇતાં તમામ સાધનોની ખરીદી કરી હતી, એ તેને અત્યારે કામમાં આવી. જ્યારે એનું કામકાજ પૂરૂં થયું ત્યારે તસ્વીરો પોતાનાં હાફકોટના બહારના એ ખિસ્સામાં મૂકીને કેમેરા સહિત બહાર નીકળવા માટે તેણે બારણું ઉઘાડયું. પણ અચાનક તે વખતે ચોંકવું પડયું.

એક માણસ આંખ ઉપર કાળી પટી ધારણ કરીને બારણાની વચ્ચોવચ્ચ ઊભેલો હતો. એના હાથમાં એક તમંચો હતો.

'કોણ છો, તમે?' શ્રીકાંતે પૂછયું.

'ચૂપચાપ અંદર ચાલો—નહીં તો યાદ રાખજો કે, મારે તમને યમરાજની મહેમાનગતિ સ્વીકારવા માટે યમસદનમાં મોકલવા પડશે!' એ તમંચાધારીએ કડક પણ ધીમા અવાજમાં જવાબ દીધો.

શ્રીકાંત ચૂપકીરીથી અંદર પાછે પગલે ચાલ્યો. તુર્ત જ તમંચાવાળાએ બારણાં બંધ કરી દીધાં. એમાં એની સ્ફૂર્તિ અજબ પ્રકારની હતી. એક હાથે તેણે તમંચો શ્રીકાંત તરફ ધરેલો રાખ્યો હતો; જ્યારે બીજા હાથથી તેણે પહેલાં એક બારણું બંધ કર્યું

અને પછી બીજું બંધ કર્યું. તે બાદ તેની સાંકળ નકુચામાં નાંખી દીધી. આ બધો વખત તેની નજર શ્રીકાંત ઉપર જ રહી. તેનું મોં પણ શ્રીકાંત તરફ જ રહ્યું. અને પીઠ પાછળ બીજો હાથ લઈ જઈને તેણે બારણાં બંધ કરવાની હોંશિયારી રાખી. આવા એક પક્કા બદમાશની મુલાકાત કેવળ અનિષ્ટ માટે જ હશે એમ શ્રીકાંતે કલ્પના કરી લીધી; અને થોડીક જ સેકન્ડો બાદ એ કલ્પના ખરી નીવડી.

તમંચાધારીએ તેને કહ્યું : 'તમે કોણ છો, એ તમારે મને કહી દેવું જોઇએ.'

'હું પણ તમને તેમ જ પૂછું તો ?'

'હું તો મારી ઓળખાણ આપવાનો જ નથી; પણ તમારે તો આપવી જ પડશે—નહીં આપો તો દીઠો છે આ તમંચો ? ભડાક અને ખલાસ !'

' હું સરકારી નોકર છું. '

' ક્યાં નોકરી કરો છો ? '

' સેક્રેટરીએટમાં. ન્યાય અને કાયદાખાતાના પ્રધાનનો હું સેક્રેટરી છું. ' શ્રીકાંતે કેવળ આ માણસને ડરાવવા માટે ખોટી જ ગપ હાંકી.

' તમારા નામનું ' વિઝિટિંગ–કાર્ડ ' હશે ને ? તમારા ખિસ્સાં મારે તપાસવાં જોઈશે ! ' બોલનારે આમ કહીને શ્રીકાંતના એક ગજવામાં હાથ નાંખ્યો.

' મિસ્ટર ! આ કાંઈ તમારી રીત નથી ! આવી રીતે ધોળે દહાડે તમે ગેરકાયદેસર એક ગૃહસ્થને લૂંટવા તૈયાર થાઓ છો એ ઠીક નહીં. ' શ્રીકાંતે બૂમ મારીને કહ્યું.

' અમે તો ગેરકાયદેસર કામ કરીએ છીએ પણ કાંઈ તમારી ખોલીમાં આવીને તેમ કરતા નથી ! '

'એટલે આ વખતે તમે કયાં છો અને શું કરો છો તે કહેશો?'

'અરે, યાર, નક્કામો સવાલ જવાબ શા માટે કરે છે? અમે સામેના લોજમાં ગંજીફો ખેલતા હતા. તે કાંઇ તારી ખોલી ન્હોતીને? અમારી રમતનો ફોટો તેં શું કામ પાડી લીધો? એ તો ઠીક થયું કે, અમારી સાથેની બાઈ ચાલાક હોવાથી તારા ઉપર નજર પડી અને અમે બારણાં અડકાવી દીધાં–નહીં તો, તું તો ફોટો પાડી લઇને એ બાઇની ઈજ્જતનું અને અમારી ઈજ્જતનું લીલામ કરત જ ને?'

'તમારી વળી ઈજ્જત અત્યાર પહેલાં હતી ખરી કે?'

'શ્રીકાંતનું આ મ્હેણું સાંભળીને પેલા માણસની આંખો ગુસ્સાથી લાલચોળ થઈ ગઈ. તેણે ગુસ્સામાં ને ગુસ્સામાં તમંચો પોતાના ખિસ્સામાં મૂકી દઈને પોતાના હાથથી શ્રીકાંતના ગાલ પર એક થપાટ લગાવી લીધી. 'મારી મશ્કરી!' એક બીજી થપાટ લાગાવવા તે તૈયાર થતો હતો ત્યાં તો શ્રીકાંતનો યે પિત્તો ઊછળ્યો. તેના હાથ પોતાના એક હાથથી પકડી લઇને તેણે એ આદમીના પેટમાં એવી તો એક પગની લાત જોરથી લગાવી દીધી કે, દુઃખના ઉંહકાર કરતો એ આદમી છ–સાત ડગલાં પાછા હઠી ગયો અને સ્હામેની દિવાલ સાથે અથડાયો. એ વખતે શ્રીકાંતના દિલમાં એક કહેવત યાદ આવી: 'લોખંડ ગરમ હોય ત્યારે જ તેને ટીપો કે જેથી તેને જેમ વાળવું હશે; યા તો જેમ પાતળું કરવું હશે તેમ થશે.' એ કહેવત મુજબ શ્રીકાંતે કૂદકો મારીને તે બદમાશની નજદીક જઇને તેના મ્હોં ઉપર અને તેના પેટમાં મુકકીઓ ઉપર મુક્કીઓ લગાવવા માંડી. એ માણસ થોડોક વખત તો તેની સ્હામે થઇને તેને પણ મુકકીઓ મારવા લાગ્યો પણ આખરે એનું આવી બન્યું. જનણી બુઝ્રીને શ્રીકાંત ઉપર પ્રથમ હુમલો કરનાર અને તેને તમંચાની નળીના જોરે દમદાટી દેનાર આ માણસને ગેરકાયદેસર રીતે પણ માર માર-વામાં પોતે વાજબી હતો એમ શ્રીકાંતને લાગ્યું. અને તેથી ઘણા જ

જોરથી તેણે તે બદમાશને મુક્કીઓ લગાવ્યાથી તે હોશકોશ વિનાનો જલ્દીથી બની ગયો; અને બેહોશ થઈને જમીનપર ઢગી પડયો.

શ્રીકાંત પાસેથી એ આદમી કાંઈ જ લઈ શક્યો ન હતો પણ એણે ફોટા સંબંધી કરેલી વાત ઉપરથી તત્કાળ શ્રીકાંત સમજી ગયો કે, કાલિન્દીએ સ્હામેની લોજમાંથી આ આદમીને અહીં મોકલ્યો હોવો જોઈએ. એને તેણે કામગીરી સોંપી હોવી જોઈએ કે, ફોટા લઈ આવવા. આ તમંચાધારી એ જ કારણસર અહીં આવ્યો હોવો જોઈએ. અને...અને...કદાચ એની પાછળ કાલિન્દીના બીજા સાગ્રીતોને પણ મોકલવામાં આવે—

આ છેલ્લો વિચાર પોતાના મનમાં આવતાં શ્રીકાંતે એકદમ એક અદભુત પ્રકારની ચાલાકી વાપરી. ગુન્હેગારો શું કરશે, એમ અનુમાન કરી લઈને, તેઓથી ચેતતા રહેવા માટે અગમચેતી ભરેલું કામ કરવું એ બુદ્ધિચાતુર્યની પ્રથમ પંક્તિની મહત્તા ગણાય. શ્રીકાંતે સ્ફૂર્તિથી પોતાની અક્કલ દોડાવી. એણે પોતાના ખિસ્સામાંથી તસ્વારની નકલોમાંની એક નકલ બહાર કાઢી અને ખોલીના બારણા ઉપરનું વેંટીલેટર ઢાંકવાની લાકડાની કિનાર ઉપર તે નકલ ઊભી મૂકી દઈને વેંટીલેટર બંધ કરી દીધું.

આ મુજબ એક નકલ સુરક્ષિત લઇને ખોલીની બહાર નીકળ્યો. એ મકાનના ભૈયાને તેણે જતાં જતાં કહ્યું : 'હું એકાદ કલાકમાં પાછો આવું છું. પણ તે દરમ્યાન મારી ખોલીમાં એક તોફાની માણસ ખિસ્સામાં તમંચા સાથે સુઇ ગયેલો છે, તેને જગાડીને અહીંથી વિદાય કરી દેજો. એવા અજાણ્યા તોફાનીઓને તમારે આ ચાલીમાં દાખલ ન કરવા જોઈએ.' શ્રીકાંતે આમ કહેતાં ભૈયાના હાથમાં એક રૂપીઓ સેરવી દીધો; એટલે તેણે જે કાંઈ ભાષણ કરેલું અને જેનાથી ભૈયાની લાગણી દુ:ખાઇ હતી તે તરફ ભૈયાએ કશું જ ધ્યાન નહીં આપતાં, ઉલ્ટી સલામ કરી અને જવાબ દીધો 'અચ્છા, શેઠ સાહબ.'

શ્રીકાંત ત્યાંથી બહાર નીકળીને એક ભાડુતી વિકટોરીઆમાં બેઠો. એની પાછળ એક બીજી વિકટોરીઆમાં બે મવાલીઓ ચઢી બેઠા. શ્રીકાંતની વિકટોરીઆ ચાલુ થઈ એટલે મવલાલીઓની વિકટોરીઆ પણ તેને ચીલે ચાલે દોડવા લાગી. શ્રીકાંતને શું આ બાબતની ખબર હતી ?

## ૧૨

## લગ્ન જીવનમાં સડો

અરવિંદે શ્રીકાંતને બપોરે મળવા બોલાવ્યો હતો. એનો હેતુ એવો હતો કે, અનુપમાને લઈને શ્રીકાંત સાથે માતાજીને મળવા જઈશ; અને શ્રીકાંત સાથે હશે એટલે માતા તરફથી કદાચ બે–ચાર કડવા શબ્દો કહેવામાં આવશે તો તેનો ઘુંટડો ગળી જવાશે.

પણ બે વાગ્યા તોયે શ્રીકાંત આવ્યો નહીં; અને બીજી બાજુથી અનુપમા કહેવા લાગીઃ 'આપણે આજે તો ફિલ્મ જોવા જઈએ. ત્રણ વાગે પહેલો 'શો' શરૂ થવાનો છે. તો હવે આપણે તૈયારી કરીએ.' અનુપમાને શરૂઆતમાં તો અરવિંદે કાંઇ જવાબ દીધો નહીં પણ જ્યારે ચાર–પાંચ વાર તેણે કહ્યા કર્યું ત્યારે આખરે કંટાળીને અરવિંદ બોલ્યોઃ 'આપણે ફિલ્મ જોવા નથી જવાનું.'

'વાહ! ત્યારે અહીં બેઠે બેઠે આપણે બગાસાં ખાધા કરીશું? મને તો કંટાળો આવે છે! આવા એકલવાયા જીવનથી તો આપણે એદી બની જઇશું.' અનુપમા બોલી.

'આપણે બીજે સ્થળે જવાનું છે; માટે તું કપડાં બદલીને તૈયાર થઈ જા.'

'પણ ક્યાં? ફિલ્મ સિવાય આજે તો હું બીજે ક્યાંય જવા માગતી નથી.'

'એ હઠ નકામી છે, અનુપમા ! તારે મારી સાથે આવવું જ પડશે.' સહેજ કડક સ્વરે અરવિંદ બોલ્યો.

'આવો રૂવાબ ? અને તે પણ એક ગ્રેજ્યુએટ–પત્ની પ્રત્યે ?! શ્રીમાન્ ! જો તમે મને ગુલામડી તરીકે ખરીદી લાવ્યા હો તો તમારી ભૂલ છે. હું તમારું ફરમાન—'

'હાં. હાં. આગળ બોલ ! અને આપણા લગ્ન–જીવનમાં અંગાર મૂકી દે, સમજી ? તું શું કહેવા માગતી હતી તે હું જાણું છું.'

'હું શું કહેવા માગતી હતી ?'

'એ જ કે–ફરમાન ઠોકરે મારું છું !'

'ભૂલ થાય છે- હું એ જ કહેતી હતી કે, હું તમારું ફરમાન માનીશ પણ એ ખુલાસા પછી કે, હું ગુલામડી નથી એવો ખુલાસો કરો."

'એમ ? પણ એ ખુલાસાની જરૂર ક્યાં રહે છે ? મેં તને જો 'ગુલામડી' કહી હોય તો જ હું તે વિષે ખુલાસો કરું. મેં તને નથી કહી.'

'મારી સાથે આવવું જ પડશે, એમ કહેવામાં શું તમારી આજ્ઞા ન્હોતી ?'

'હું બીજે ક્યાંયે જવાની નથી એમ કહેવામાં તારી ઉદ્ધતાઇ અને નાફરમાની નહોતાં ? આપણું જીવન સહચાર–જીવન હોવું જોઇએ; રાખ–રખાપતનું જીવન હોવું જોઇએ; એકબીજાની સગવડો જાળવવાનું અને એકબીજાને પરસ્પર સુખી બનાવીને સંતોષી બનવાનું જીવન હોવું જોઇએ. એને બદલે આજ તેં પ્રારંભથી હઠ શરૂ કરી.'

'હઠ ? એ હઠ નહોતી. મને જે ના ગમે તે શું મારે જાહેર

ન કરવું ? '

'પણ તને ન ગમે શા વાસ્તે ? તેં કહ્યું કે, એકલવાયું જીવન ગાળવાથી આપણે એદી બની જઈશું. મને તો એમાં તારો કટાક્ષ લાગ્યો છે ! પતિ સાથે શું પત્ની ફરે-હરે અને વખત વીતાવે એ એકલવાયું જીવન છે ? શું ઘેર ઘેર આપણે લોકોને મળવા જઈએ અને ફિલ્મ કે એવી જ આનંદની જગ્યાઓએ જવામાં આપણી અન્ય પવિત્ર ફરજો પણ ચૂકી જઈ એ ?'

'તમે આજ મારા ઉપર ગુસ્સે થયા છો.' અનુપમાએ નમ્ર અવાજે કહ્યું.

'નહીં. હું ગુસ્સો તારા ઉપર શા માટે કરૂં-જ્યારે મારે મારા પોતાના ઉપર ગુસ્સો કરવાનો છે ત્યારે મને તારા પ્રત્યે ગુસ્સો ન આવે લગ્ન-જીવન શરૂ કર્યું પણ આપણે મારી માતાને મળવા ન ગયાં. લગ્ન થયા પહેલાં કે લગ્ન વખતે પણ આપણે તેમને— '

'વારૂ; પણ હવે એમાં તમે આકળાપણું તજી દો. गतं न शोच्यं. આજ તમે માતાજી પાસે જવા માગો છો ને ?

'હા. ફિલ્મને બદલે હું તે સ્થાન પસંદ કરૂં છું.'

'હું આવીશ. પણ શ્રીકાંતભાઈ—'

'શ્રીકાંતને બપોરે આવવા કહ્યું હતું પણ હજી સુધી તે આવ્યો નથી.'

'તો તમને વાંધો ન હોય તો મારા ભુજંગીમામાને બોલાવીએ એમની સામે જઇશું તો—'

'કોઇ ત્રીજી વ્યક્તિ સામે હોય તો ઘણું ઉત્તમ, એમ હું મારા મનથી માનું છું પણ તારા ભુજંગી મામાને ફુરસદ મળશે ?'

'હું એમને ટેલિફોનમાં પૂછું તો ?'

'હા પૂછી જો.'

અનુપમા ટેલિફોન કરવા ગઇ. ન્યુ બોંબે લોજમાં બિહારીને તેણે ટેલિફોન કર્યો. બિહારીએ ત્યાંથી વાતચીત કરી પણ એમાં ખબર આપી દીધી કે–'તારા પતિનો એ મિત્ર તો જાણે એક ડીટેક્ટિવ હોય એવી રીતે કામ કરે છે. અમે એને બરાબર સકંજામાં લેવા માગીએ છીએ. માટે તું તારી મેળે નિરાંતે તારા પતિ સાથે તારાં સાસુની મુલાકાતે જા. ત્યાંની વસ્તુસ્થિતિ ધ્યાનમાં રાખજે અને ખાસ કરીને તારૂં તુંડમિજાજીપણું દુર રાખજે. દંભથી બહારની મિઠાશ દાખવીને કામ કાઢી લેજે, સમજી? હું અહીં રોકાયલો હોવાથી એક ક્ષણ માટે પણ ત્યાં આવી શકું તેમ નથી.'

બિહારીએ આ મુજબ શીખવણી કરવાથી અનુપમા ડાહી ડમરી બનીને અરવિંદ પાસે આવી અને તેણે તેને ખબર આપી દીધી. ચાલો, આપણે બન્નેએ એકલાં જ માતાજી પાસે જવું પડશે કારણ કે ભુજંગીમામા નહીં આવે.' અરવિંદને આ ગમ્યું અને તેઓ ત્યાંથી ઊપડયાં.

## ૧૩

## શ્રીકાંતના દુશ્મનો

શ્રીકાંતની વિકટોરીઆ પ્રિન્સેસ સ્ટ્રીટમાંથી મરીનલાઈન્સ તરફ જઈને કિવન્સ રોડ ઉપર દોડવા લાગી. થોડેક દૂર જવા બાદ પાછલી વિકટોરીઆ તેની વિકટોરીઆની લગોલગ થઇ ગઈ અને જાણે બેઉ ગાડીઓ એક બીજાની આગળ જવા હરિફાઈ કરતી ન હોય એમ દોડવા લાગી. પાછળથી આવેલી વિકટોરીઆના હાંકનારને શ્રીકાંતના હાંકનારે કહ્યું: 'મને આગળ જવા દે. અને તું પાછળ રહે. પણ મારી લગોલગ શું કરવા હાંકે છે?'

'તારા બાપનો તો રસ્તો નથી ને? મને ચાહે તેમ હાંકીશ.' તે હાંકનારે જવાબ દીધો.

'મ્હોં સમાલીને બોલ! મિજાજ શા વાસ્તે કરે છે?' શ્રીકાંતના હાંકનારે કહ્યું.

અંદર બેઠેલાઓમાંથી એક જણે આ વખતે કહ્યું: 'એમાં તને મિજાજ શેનો લાગ્યો? એને ફાવે તેમ એ હાંકે. મિજાજ તો તારો છે, ગમાર?'

'ગમાર અને હું? સદીઆ, નીચે ઉતરો, બતાવી આપું કે ગમાર અને મૂર્ખ તમે છો યા હું?'

'થોભાવ ગાડી.' અંદર બેઠેલાએ પોતાના હાંકનારને કહ્યું: 'એણે જરૂર નશો કર્યો લાગે છે! નીચે ઉતરીને એ શું કરે છે એ તો જોઉં.'

ગાડી થોભી અને તેમાંના બેઉ ઉતારૂઓ બહાર નીકળ્યા. તેઓએ શ્રીકાંતની ગાડીના ઘોડાની લગામો ઝાલી લીધી અને તેમાંના એકે કહ્યું: 'બોલ. તું શું કરવા માગે છે?'

હાંકનારે ગાડી થોભાવી અને ચાબુક સાથે તે નીચે ઉતર્યો. શ્રીકાંત મનમાં વિચારવા લાગ્યો કે, આ ઝઘડો પાછળથી આવનારાઓએ કેવળ ખોટો જ જગાડ્યો છે. તેઓના પોષાક ઉપરથી અને તેઓની બોલવાની ઢબછબ ઉપરથી તેઓ કોઇ ખાનદાન માણસો જણાતા નથી. નક્કી, જ્યાંથી હું બેઠો ત્યાંથી આ લોકો મારી પાછળ પડ્યા હોવા જોઇએ. સંભવિત છે કે, તેઓ પેલી ચંડાળ છકડીમાંના બે હોય.' તેણે તરત જ પોતાના ખિસ્સામાંથી ફોટાની નકલ કાઢીને તેમાંના માણસોના ચહેરા તપાસ્યા. તેનો તર્ક તદ્દન સાચો નીવડ્યો. ન્યુ બોંબે લોજની રૂમ નં. ૧૩ માંના જુગારીઓમાંના આ બે જણ હતા! ફોટામાંના ચહેરા અને પોષાક સાથે તદ્દન મળતા લાગતા હતા. 'બસ! આ ઝઘડો હાંકનાર સાથે

નથી પણ મારી સાથે છે !' શ્રીકાંત મનમાં જ બોલ્યો. ' આ લોકોનો હેતુ એ છે કે, હું આ ઝઘડામાં વચ્ચે પડું એટલે મારામારી ચલાવવી અને તે દરમ્યાન મારા ખિસ્સામાંથી ફોટાની નકલ લઈ લેવી ! બદમાશો ! હું તમને એવી તક નહીં આપું. '

શ્રીકાંત હાંકનારાઓની છબાછબીમાં ભળ્યો નહીં પણ આસ્તે રહીને વિકટોરીઆમાંથી ઉતરી ગયો. એક મોટર-બસ એ વખતે ત્યાંથી પસાર થતી હતી. તેનું સ્ટેંડ દશેક ડગલાં દૂર હતું. તેણે ત્યાં થોભવા તે મોટર-બસના કંડકટરને હાંક મારીને કહ્યું. ' બસ, આસ્તે ! "

જ્યાં તે બસ થોભી ગઇ કે તરત જ દોડીને શ્રીકાંત તેમાં બેસી ગયો ! એણે એ વખતે બારીમાંથી પાછળ નજર કરી તો તમામ જણ બૂમો પાડતા હતા : ' ચોર ! ચોર ! પકડો પકડો ! ' પણ એમની બૂમો હવે નકામી હતી. એની બસ ચાલુ થઇ ગઇ હતી. એની ગતિ ઝડપી હોવાને લીધે ઝગડાવાળા સ્થળથી તે ઝડપભેર દૂર ને દૂર જઈ રહ્યો હતો.

શ્રીકાંતને બસમાં બેઠે બેઠે એક વાત ખૂંચી. પોતે જે વિકટો-રીઆ ભાડે કરી હતી તેના હાંકનારને તેણે ભાડું ચૂકવ્યું ન હતું. પોતે એનો નંબર પણ જાણતો ન હતો. નાહક એ બિચારો હાંકનાર પેલા દુષ્ટોના સકંજામાં ફસાયો અને ઉપરથી વળી તેણે ભાડું ગુમાવ્યું. એ માટે મનમાં ને મનમાં એ આદમી જરૂર ગાળો દેતો હશે ! પણ હવે શું થાય ? ફરીથી કોઈવાર એનો મેળાપ થતાં એનું ભાડું એને ચૂકવી દેવાનો શ્રીકાંતે નિર્ણય કર્યો. ચર્નીરોડ આવતાં તે ઉતરી ગયો. યાંથી થોડેક જ દૂર મકાન આવેલું હતું તે પગપાળો પોતાના મકાન તરફ જવા લાગ્યો. જ્યાં તે એક ગલીમાં વળ્યો કે, પાછળથી એક ટેકસી આવી લાગી; અને તેમાંથી કોઈકે તેને બૂમ મારીને થોભાવ્યો 'મિસ્ટર ! જરા થોભો.'

શ્રીકાંતે મ્હોં પાછું વાળીને જોયું તો પેલા બે મવાલીઓ હતા! તેઓની ટેકસી ઊભી રહી અને તેમાંથી ઉતરીને તેઓ તેની નજદીક આવ્યા. એકે કહ્યું: 'તમે પેલા વિકટોરીઆ હાંકનારનું ભાડું ચૂકવ્યા વિના કેમ આવ્યા મિસ્ટર! અમે વાતોમાં હતા અને તમે ચૂપચાપ ઉતરીને બસમાં બેસી ગયા? આ તે કાંઈ ગૃહસ્થાઇ છે?'

'વારૂ; પણ હવે તેનું છે શું?' શ્રીકાંતે પૂછ્યું.

'એ વિકટોરીઆવાળો જ્યાં થોભ્યો છે ત્યાં ચાલો અને તેનું ભાડું ચૂકવી દો. એનાથી તો એની વિકટોરીઆ છોડીને કયાંયે જઈ શકાય નહી; એટલે અમે એની ખાતર આ ભાડુતી ટેકસીમાં 'બસ'નો પીછો પકડીને આવ્યા. સારૂં થયું કે તમે રસ્તામાં જ મળી ગયા.'

શ્રીકાંતે થોડોક વખત વિચારમાં ગાળ્યો. આ દુષ્ટોની સાથે જવા પોતે ઇચ્છતો ન હતો છતાં જવાનો વખત આવ્યો એ એને રૂચ્યું નહીં. પણ આ બાબતનો કાંઇક નિકાલ ગૃહસ્થની પેઠે લાવવો જ જોઈએ. આથી તેણે કહ્યું: 'હું ભાડું ચુકવવા તૈયાર છું. મને ઉતાવળ હોવાથી અને તમે લોકો ઝઘડામાં પડયાથી હું મને ઢીલ થશે એમ ધારીને ઉતરી પડેલો. તમે મહેરબાની કરીને મારૂં સરનામું લેતા જાઓ. એ વિકટોરીઆવાળાને મારે ત્યાં મોકલજો. હું એના નાણાં ચૂકવી દઈશ.

'તમારૂં સરનામું? ઠીક સરનામું આપો. અમે હમણાં જ પાછા જઈને તેને અહીં લાવીએ છીએ. પણ મિસ્ટર! અમારી ટેકસીનું ભાડું આપે ચુકવવું જોઇશે.'

આ એક નવી ફસામણ હતી પણ શ્રીકાંતે તે પણ વિદારવા માટે ટેકસીનું ભાડું આપવા હા પાડી અને પોતાનું સરનામું એક કાગળ ઉપર લખવા માંડયું. શ્રીકાંત સત્યકાંત મઝુમદાર બી. એ. 'એટલું' લખતાં એને લાગ્યું કે— સાચું સરનામું મારે આ વાસ્તે આપવું? એથી તો આ મવાલીઓ મારે ત્યાં પેધા

પડશે ! એણે તરત જ એક બીજી, બીલ્ડીંગનું નામ લખ્યું અને બ્લોકનો નંબર પણ બીજો જ લખ્યો. સરનામું તેઓના હાથમાં મૂકીને જ્યાં પોતાની ઇંડીપેંડંટ પેન તે ખિસ્સામાં મૂકવા તૈયાર થતો હતો ત્યાં તો આ બેઉ જણ તેની નજદીક આવ્યા અને એકે તેને ઝાલ્યો તથા બીજાએ બળજબરીથી તેના નાક ઉપર ક્લોરોફોર્મનો રૂમાલ દાબી દીધો !

બે મિનિટનો તડફડાટ અને પછી તદ્દન શાંતિ !

શ્રીકાંત બેહોશ થઇ ગયો. આ બેઉ જણે એને ઊંચકીને ટેક્સીની અંદર સુવાડી દીધો અને પછી ટેક્સી ચાલુ થઇ ગઈ !

કેટલીક વખત માણસ જે સ્થિતિમાં નહીં મુકાવાની કાળજી રાખે છે તેમાં જ તેને મુકાવું પડે છે ! શ્રીકાંતની ઇચ્છા ન હતી કે, મવાલીઓના પંઝામાં ફસાવું. એણે તેથી તો યુક્તિ–પ્રયુક્તિઓ પ્રયોજી હતી પણ એનું કશું વળ્યું નહીં. જુગારીઓના ફોટા એના ખિસ્સામાં હતા, અને એ જ હાલતમાં એ જુગારીઓના પાશમાં સપડાઈ ગયો !

## ૧૪

## વડીલનું વાત્સલ્ય

भार्यापुत्रोऽप्युद्विजते कटुवाक्यान्प्रदण्डतः
पशवोऽपि वशं यान्ति दानैश्च मृदु भाषणैः ॥

**ભાવાર્થ:** સ્ત્રી અને પુત્ર પણ કડવી વાણીથી અને સજા કરવાથી નારાજ થઇ જાય છે. મીઠી વાણીથી અને દાનથી પશુ પણ વશ બની જાય છે.

**અ**નુપમા અને અરવિંદ બોરીવલીને બંગલે પહોંચ્યાં ત્યારે ત્યાં સૌ આશ્ચર્યચકિત થયાં. નોકરે પ્રથમ એમને જોયાં એટલે તે

છક્ક થયો. પણ તુર્ત જ પોતાના શેઠની તેણે ખુશામદ કરી: "આપ પધાર્યા તે ઘણું જ સારું કર્યું. માતાજી આપને હરદમ યાદ કરે છે.'

'શું તું આ સાચું કહે છે?'

'હા, સરકાર. ફક્ત આપને જ નહીં પણ મારાં નવાં શેઠાણીને પણ તેઓ જોવા માટે ખૂબ જ તલસે છે.'

'ઠીક, ત્યારે જો માતાજીને ખબર આપ કે, અમો બન્ને આવ્યાં છીએ.' નોકર ગયો એટલે અનુપમા બોલી: 'એ ચીબાવલો લાગે છે!'

અરવિંદે કહ્યું: 'જુના નોકરો બધા જ એવા હોય. પોતાના માલીકને જોઈને એવા નોકરના અંતઃકરણમાં ભક્તિનો ઉછાળો આવે અને એ લાગણીમાં તે માલીકને પ્રસન્ન કરવા અતિશયોક્તિ ભરેલું પણ બોલે, એ કુદરતી છે.'

તે આમ કહી રહ્યો ત્યાં તો નાનો અરુણ બહાર આવ્યો. 'મોટા ભાઈ, મોટા ભાઈ' એમ તે બોલતો હતો ત્યાં તો અરવિંદે વ્હાલથી એને ઊંચકી લીધો અને તેના શરીરે હાથ ફેરવતાં કહ્યું: 'અરુણ, મને જોઇને તને ખુશાલી ઉપજી કે નહીં?'

'બહુ જ. રામાએ મને કહ્યું એટલે તો હું દોડી આવ્યો. રજનીબહેને મને કોટ પહેરવા ઊભા રહેવા કહ્યું પણ મેં માન્યું જ નહી ને?'

'રજની! એ કોણ?'

'આ કોણ?' અરવિંદના સવાલનો જવાબ ન દેતાં અનુપમા તરફ આંગળી ચીંધીને અરુણે સામો સવાલ કર્યો.

'તારી ભાભી!'

એ જ વખતે રજની બહાર આવી. અરવિંદ અને રજની બન્નેની નજર એક થઇ અને બન્ને ચોંક્યાં. એ પછી અનુપમાની

અને રજનીની નજર એક થઇ અને એ બન્ને ચોંકયાં.

'આ કોણ છે? તમે આ બાઇ વિષે તો મને વાત પણ ન્હોતી કરી?' અનુપમાએ અરવિંદને પૂછ્યું.

'નથી જાણતાં, ભાભી?' અરુણ બોલ્યો: 'એ તો મારી મોટી બહેન રજની! મને ભણાવે છે; સંગીત શીખવે છે, બહાર ફરવા લઈ જાય છે; અને રાતદહાડો મારી પાસે રહીને જાણે—'

'વારુ; વારુ! હવે અંદર ચાલો! આ ફારસ અહીં ઊભે ઊભે કયાં સુધી જોયા કરવું છે?' અનુપમા અરવિંદને એમ કહીને અંદર જવા લાગી. અનુપમાએ અરુણની વાત અધવચ્ચેથી કાપી નાખીને ચાલવા માંડયું એ અરવિંદને ના ગમ્યું. પણ તે તેની પાછળ ચાલ્યો, ત્યાં તો અરુણે કહ્યું: 'અંદર કયાં જાઓ છો, ભાભી?'

માતાજી, પાસે અરુણ'. અરવિંદે અનુપમાને બદલે જવાબ દીધો.

'માતાજી ઊંઘી ગયાં છે. 'અરુણ બોલ્યો. નોકર રામો આ વખતે તેઓને સ્હામો મળ્યો. તેણે કહ્યું: 'શેઠ સાહેબ, આશરે પા કલાક આપ અહીં તહીં લટાર મારવામાં ગાળી ના નાખો? માતાજી ભર ઊંઘમાં છે. એમની તબીયતને કારણે એમને ઊંઘવા દેવાં જોઈએ ને?'

'આપણે મળવા આવ્યાં ત્યારે એમને ઊંઘવાનું સુઝયું? તો ભલે ઊંઘે! હવે વળી કોઈવાર ફુરસદ મળશે તો આવીશું!' આમ કહીને અનુપમા છણકો કરીને પાછી વળીને જવા લાગી. અરવિંદ પોતાના સ્થાનેથી ખસ્યો નહીં. જાણે અનુપમાનું બોલવું તેણે સાંભળ્યું ન હોય, જાણે અનુપમાને તેણે પાછી જતી જોઈ જ ન હોય તેમ તેણે અરુણ સાથે વાત કરવી ચાલુ રાખી: 'અરુણ, તે તેને તારાં આ શિક્ષિકા બહુ ગમે છે?'

'મોટાભાઈ, તમે એકવાર એમની પાસે ભણો તો ખરા! એવું સરસ ભણાવે છે કે, તમે ખુશ થઈ જશો!'

'અરવિંદે સ્મિત કર્યું. અરુણના આ નિર્દોષ કથનમાં રજની પ્રત્યેનો તેનો પૂજ્યભાવ વ્યક્ત થતો હતો તેથી તે પ્રસન્ન થયો પણ તે સાથે સાથે તેને રજની સાથેનું પૂર્વમિલન યાદ આવ્યું. તે ઘરની અંદર જતો જતો રજનીને કહેવા લાગ્યો: 'હું ધારું છું કે, મેં તમને અગાઉ જોયાં છે.'

'હા સૂર્યપુર રેલ્વે સ્ટેશનેથી—

'બરાબર, હવે તો મને બધું જ યાદ આવ્યું, તમારી અહીં નિમણુંક થઇ છે ? સોનું અને સુગંધનો મેળાપ ! મારા નાનાભાઇના મ્હોંથી તમારાં વખાણ સાંભળીને મને આનંદ થયો, પણ તમારો મને ફરીથી મેળાપ થયો તેથી તો વિશેષ આનંદ થયો. હવે હું ઘણુંખરું અહીં આવતો રહીશ.'

તેઓ ત્રણે જણ વાતો કરતાં કરતાં દાદર ઉપર ચઢીને અરુણના ખાસ ઓરડામાં આવી લાગ્યાં: 'તમને અહીં ફાવે છે ને ?' અરવિંદે રજનીને પૂછ્યું. એના જવાબમાં અધવચ્ચ અરુણ બોલ્યો: ના કેમ ફાવે ? હું એમનો 'નાનોભાઈ' અને એ મારા 'મોટાં બહેન !' અમને ભાઇ–બહેનને કેમ ન ફાવે ? મોટાભાઇ, જો તમે મને એક સરસ પોષાક સીવડાવી આપો અને પછી કહો કે, બોલ, તને આ પોષાક જોઈએ છે કે, મોટી બહેન ? તો હું તમારો પોષાક ફેંકી દઉં અને મોટી બહેનને જ પસંદ કરું.' અરુણ આમ કહીને વહાલભેર રજનીની કોટે વળગી પડયો.

રજનીના આંખ આંસુભીની બની. એ જોઈને અરુણે પૂછ્યું; 'તમે રૂઓ છો ?'

'એ આનંદનાં આંસુ છે, મારા નાનકડા દેવદૂત !' રજની બોલી.

'તમારી વાણીમાં ઘણી મીઠાશ છે.' અરવિંદ બોલ્યો.

એ જ વખતે એક ત્રીજો પણ મોટો અવાજ સંભળાયો:

'હવે આવા ચીબાવલાવેડા મૂકીને બહાર આવશો? હું ક્યારની તમારી રાહ જોઈને ઊભી છું પણ તમે તો અહીં કાલી કાલી વાતોમાં તલ્લીન છો!'

અનુપમા, આ અશિષ્ટ અને કુહાડા જેવી વાણી તને ન શોભે!' અરવિંદે ગંભીર સ્વરે તેને ઠપકો આપ્યો.

'તેથી શિષ્ટ અને સુન્દર વાણી સાંભળવા ઊભા છો?' અનુપમાએ ટાણો માર્યો.

એ અનહદ જંગલી ટાણો હતો. એમાં જાણે રજની પ્રત્યે અનુપમાને દ્વેષ હોય એવું ચોખ્ખું સૂચન હતું અને અરવિંદની આબરૂનું લીલામ કરવા જેવો એ પ્રશ્ન હતો. અરવિંદને ઘણું જ માઠું લાગ્યું. રજની, એ ટાણો સાંભળતાં જ એક ખુરશી પર બેસી પડી અને બે હાથ વચ્ચે માથું નાખીને રડવા લાગી. અરુણ અકળાઇ ગયો.

'મોટાભાઇ, મોટાભાઇ—' એમ કહેતો તે ગળગળો થઈ ગયો. આનો અંત ક્યારે અને કેવી રીતે આવત એ કોણ જાણે; પણ મકાનના નીચેના ભાગમાંથી એ વખતે 'રામા, ઓ રામા' એવો માતાજીનો સ્વર સંભળાયો એટલે અરવિંદે અનુપમાનો હાથ ઝાલીને તેને એ સ્થળેથી બેજો બેજો બહાર લઈ જતાં કહ્યું:'

'પણ...પણ...'

'ચૂપ!' કડક સ્વરે અરવિંદ બોલ્યો: 'કંસારમાં દીવેલ નાખતી હોય તેમ, અત્તરમાં લસણનો રસ રેડતી હોય તેમ, અને મંગળ પ્રસંગે છાજીયાં લેતી હોય તેમ, આજનું તારું વિચિત્ર વર્તન મને કાયમને માટે તારા વિષેનો અભિપ્રાય ફેરવાવી દે છે અને તારી અશિષ્ટ રીતભાત તથા વાણીને કારણે મારે તને ફરમાનથી જ તાબે રાખવી જોઈશે એમ લાગે છે.'

અનુપમા આ વખતે એની સામે થઇ નહીં; અને ચૂપચાપ

તેની સાથે ચાલવા લાગી. ગુન્હો રાંક છે! એણે અહીં આવ્યા પછી વાણી અને વર્ત્તન, એની અનિચ્છાએ પણ, એવાં બનાવી દીધાં હતાં કે જેથી કોઈ ત્રાહિત ઉપર તો ખરાબ જ અસર થાય. અરવિંદ અત્યારે તેને સાચી બાબતમાં દોષ દેતો હતો તેથી અનુપમાએ નાહકનો ઝઘડો નહીં વધારવા માટે ચૂપકીદી સેવવી જ બહેતર લેખી.

રામાએ માતાજીને અરવિંદ અને અનુપમાના આગમનની ખબર આપ્યાથી તેમણે તે બન્નેને પોતાની પાસે બોલાવરાવ્યાં. જતાં જતાં અરવિંદે અનુપમાને કહ્યું: 'મારા કહેવાથી તને કાંઇ દુઃખ થયું હોય તો તે માટે હું દિલગીર છું પણ મારે કહી દેવું જોઇએ કે, મારાં માતુશ્રી આગળ તું કોઈ પ્રકારની અનિષ્ટ વાણી ઉચ્ચારીશ અથવા તો અપ્રિય વર્ત્તન ચલાવીશ તેથી મારી લાગણી દુખાશે.. આપણા વચ્ચે જે યથેચ્છ સ્નેહભાવ છે તેમાં વિક્ષેપ પડશે. માટે વિવેક વિનય આદિ રાખવા મારી તને ખાસ ભલામણ છે.'

'હું ધારૂં છું કે, હું એવી તદ્દન નાનકડી બાળકી નથી કે, મને આ બધું શીખવવું પડે. મારામાં અક્કલ છે. હું બેવકૂફ નથી!'

આ જવાબ બિલ્કુલ ઠીક ન હતો; પણ અરવિંદે તે નિભાવી લીધો અને બન્ને જણ માતુશ્રીના ખંડમાં ગયાં. અરવિંદ પ્રથમ તેની માતાને પગે લાગ્યો અને એ પછી અનુપમા તેને પગે લાગી.

અરવિંદે કે અનુપમાએ ન જોયું હોય એવું ઉચ્ચ અને ગંભીર પ્રકારનું વલણ કલમાદેવીએ એ પ્રસંગે લીધું. પુત્રની ખબર અંતર પૂછીને એણે અનુપમાનાં રૂપનાં અને એની વિનયી રીતભાતનાં વખાણ કરવા માંડયાં. તદુપરાંત એને એના પ્રવાસનાં સ્થળોને લગતા પ્રશ્નો પૂછીને પોતાની તીર્થયાત્રા સંબંધી લાંબાં લાંબાં વર્ણન કરવા માંડયાં. આ દરમ્યાન કમલાદેવીએ એક પણ શબ્દ અરવિંદને તેના લગ્ન-પ્રસંગ સંબંધી પૂછ્યો નહીં; તેમ, એણે પોતાને કેમ એ પ્રસંગે બોલાવી નહીં, એ વિષે કે લગ્ન-પૂર્વે તેઓ બન્ને મળવા કેમ ન આવ્યાં એ વિષે એક પણ હરફ ઉચ્ચાર્યો નહીં.

અનુપમાના મન ઉપર આથી સારી અસર થઈ અને તે કમલાદેવીની વાતચીત દરમ્યાન ઉત્સાહભેર અને આનંદીપણે ટાપશી પૂરવા લાગી. અરવિંદને આ રીતભાત ઘણી ગમી. જે કલુષિત વાતાવરણ અહીં આવતા પહેલાં જન્મ્યું હતું તેનું જાણે એક પણ ચિહ્ન હવે રહેવા પામ્યું ન હોય એવી લાગણી એના હૃદયમાં છવાઈ ગઇ. કમલાદેવીએ વળી એક નવી સૂચનાથી એ આનંદી વાતાવરણમાં રંગ પૂર્યો. 'તમને ઘણું સારૂં ગાતાં આવડે છે, એમ મેં સાંભળ્યું છે, વહુ?' એમણે પૂછ્યું: 'એકાદ ભજન તો ગાઈ સંભળાવો?'

'મને સાધારણ ગાતાં આવડે છે; પણ આપની ઇચ્છા છે તો જેવું આવડે છે તેવું ગાઈ સંભળાવું છું.' અનુપમાએ કહ્યું. કમળાદેવીએ રામાને હાંક મારી અને કહ્યુ: 'જા, તો, અરુણભાઈના ખંડમાંથી હાથપેટી લઈ આવ.

''વગાડીને ગાઉં?, માતાજી, મને તો શરમ—'

'ભજન તો સાજ સાથે જ ગવાય; ખરૂં ને અરવિંદ?' માતાજીએ કહ્યું.

'એ તો ગાશે.' અરવિંદે ટૂંકમાં જ પતાવ્યું. અનુપમા નીચું જોઈને સ્મિત કરી રહી.' એની ઇચ્છા વગાડીને ગાવાની હતી, એ આ ઉપરથી સિદ્ધ થઈ ગયું.

રામો હાથ-પેટી લઈ આવ્યો. અનુપમાએ તે વગાડીને એક ભજન લલકાર્યું. 'ઘણું જ સરસ! ઘણું જ સરસ!' કમલાદેવીએ અભિપ્રાય આપ્યો અને એ આનંદમય તથા પ્રશંસાના વાતાવરણમાં ઉલ્લસિત થયેલું આ નવદંપતી માતાજીને એકવાર ફરીથી પ્રણામ કરીને ત્યાંથી વિદાય થયું. તે બે જણ ગયાં કે તરત જ રામાએ આવીને કમલાદેવીને ખબર આપ્યા: 'બા સાહેબ, મોટાં બહેન અને નાના શેઠ બન્ને જણ રડે છે. કારણ પૂછતાં કાંઇ જ કહેતાં નથી!'

'હેં!' શા માટે રડે છે મારાં એ બે બાળકો!' કમળાદેવી. ચોંકીને બોલી ઊઠી અને અરુણના ખંડ તરફ ગઇ.

## ૧૫

## વરલીની ભૂતાવળ!

अपराधो न मेऽस्तीति नैतद्विश्वासकारणम् ।
विद्यते हि नृशंसेभ्यो भयं गुणवतामपि ॥

**ભાવાર્થ**: 'મે આનું કાંઇ બગાડયુ નથી' એવું ધારીને વિશ્વાસ રાખવો નહીં; કેમકે હલકાં મનુષ્યો વિના કારણે ગુણવાનોને પણ નુકસાન કરે છે.

'એના ખિસ્સામાંથી આપણા ફોટાઓની નકલો મળી આવી, એ ઉપરથી આપણી આટલી બધી દોડધામ નિષ્ફળ ગઈ નથી એ સાબીત થયું.'

'હવે એને જીવતો જ ભોંયરામાં પૂરી દેવો અને આપ મેળે ભૂખે રીબાઈને મરણ પામે તો જ ભવિષ્યમાં આપણી સામે એ માથું ઊંચકી શકશે નહીં.'

'એવું જ કાંઈક કરવું પડશે. બિહારીલાલ અને કૃષ્ણાબાઈ શું ફરમાવે છે, એ જાણ્યા પછી આપણે આ વિચાર એમને કહીશું.'

આ વાતચીત શ્રીકાંતને ટેક્સીમાં નાંખીને ચોપાટી આગળથી લઈ જનાર ગુંડાઓ વચ્ચે ચાલતી હતી. તેઓની ટેકસી જુદા જુદા રસ્તાઓ પર થઈને વરલી તરફ ગઇ અને ત્યાં આવેલા એક પુરાણા મોટા મકાન આગળ થોભી. એમાંથી શ્રીકાંતને ઉઠાવીને એ લોકો મકાનમાં લઈ ગયા અને એક જણે બહાર આવીને ટેકસીવાળાને તેનું ભાડું ચૂકવી દેતાં કહ્યું: 'જો, તને એક રૂપીઆ વધારે આપ્યો છે. શા માટે, એ જાણે છે? આ બાબતમાં કોઇની પણ આગળ એકપણ શબ્દ નહીં ઉચ્ચારવા માટે! સમજ્યો?'

'મારે શું કામ કોઈને કાંઈ કહેવું પડે? આપણો ગોળ આપણે જ ચોળી ખાઈએ! એમાં બીજાને વળી ક્યાં સામેલ કરીએ!'

તેઓ હસીને છૂટા પડ્યા. એ પુરાણા મકાનમાં આ બાજુએ કોઇ સારો માણસ વસવા આવતો ન હતો; કારણ કે, લોકોમાં એવો વહેમ પ્રસરેલો હતો કે, એમાં ભૂતનો વાસ છે! એક વખત એક મકાન વિષે એવો વહેમ ચાલ્યો કે પછી તેમાં કોઈને મફત વસવા કહેવામાં આવે તો યે કોઈ વસે નહીં; પણ બિહારી અને એના સાથીતોને તો આવા મકાનની જ જરૂર હતી એટલે તેઓએ તેમાં અડ્ડો જમાવ્યો હતો. એમણે આ મકાનમાં વસવા માટે કોઇની પરવાનગી લીધી ન હતી. એઓ એમાં વસે છે કે કેમ તે જાણવાની કોઈને દરકાર ન હતી; અને તેઓ પોતે તેમાં વસે છે એવું બીજાઓને તેઓ જાણવા નહીં દેવાની કાળજી રાખતા હતા. કોઈ કોઈ વાર, ઉપર જણાવ્યું તેમ, કોઈ ટેકસીવાળાઓને અહીં સુધી તેઓ લાવતા તો તેમને માઇલ મુજબના તેમના વાજબી ભાડા ઉપરાંત રાજી કરવા માટે વધુ પૈસા આપીને ચૂપ કરતા.

એ મકાનમાં શ્રીકાંતને લઇ જઇને એક ભોંયરામાં નાખવામાં આવ્યો અને તત્કાળ તો આ બેઉ જણ બહારથી મકાનને તાળું મારીને બહાર જતા રહ્યા. જ્યારે રાત્રિનો અંધકાર અવનીમાં ઉતર્યો અને મોહમયી નગરીનાં માનવીઓ નિદ્રાદેવીની ગોદમાં લપાયાં ત્યારે કાળા આકારો એ મકાન તરફ જતા જણાયા. પાંચ–સાત જણ તેમાં એકઠા થયા એટલે એક જણે જાહેર કર્યું :

'આજ દિવસના ભાગમાં જે શિકાર નવું બોંબે હોટલ સામેના મકાનમાંથી નીકળેલો તેને માર્ગમાંથી પકડવામાં આવ્યો છે અને ભોંયરામાં પૂરવામાં આવ્યો છે.'

'મૂર્ખાઓ!' એક જણ બોલી ઊઠ્યો; 'તમને એવું ફરમાન કયારે કરવામાં આવ્યું હતું? એને પકડી, બેહોશ કરી, ફોટાઓ ઝુંટવી લઇ, એકાંતમાં ક્યાંક છોડી દેવાનો હતો! એને બદલે તમે એને આટલા બધા કલાક સુધી ભોંયરામાં પૂરી રાખ્યો છે? જાઓ, લઈ આવો બહાર! જો એ મરી જશે તો અણધારી પીડા ઊભી થશે!'

'એનું મોત થાય તો સરદારને શું સ્નાનસૂતક અડે એવું છે?'

'નહીં' પણ મોત નીપજાવવા જેવો એનો વાંક નથી. એને માટે તો હજી કંઈ કંઈ નવા પ્રપંચ ઘડવાના છે. એની હાલત જીવતે મુઆ કરવાની છે?'

બે જણ ત્યાંથી ભોંયરા તરફ ગયા. દરમ્યાન એક સ્ત્રી બોલી: બિહારી! અરવિંદના મિત્ર સંબંધી આ વાત ચાલતી હતી ને?'

'હા, કૃષ્ણા!' બિહારીએ કહ્યું: 'જો, એ આદમીએ સ્હામેના મકાનમાંથી આપણા ઉતારેલા ફોટા! મને અહીં આવતાં જ એ આદમીને પકડનારાઓએ આપ્યા છે!'

કૃષ્ણાએ તે ફોટા જોયા અને તે ફાડી નાંખતાં કહ્યુ: 'ઠીક થયુ કે તે હાથ આવ્યા! નહીં તો, એ વડે ભારે ખાનાખરાબી નીપજાવવામાં આવી હોત!'

'પણ એવી તક આપણે એ આદમીને આપીશું જ નહીં. એને અત્યારે રસ્તામાં રઝળતો મૂકી દેવામાં આવશે. એ પછી આવતી કાલથી એની સામે આપણો પ્રપંચ-જંગ શરૂ થશે. એની વ્યૂહ રચના કેવી રીતે કરવી તે માટે જ આપણી ટોળીને મેં અત્યારે અહીં બોલાવી છે.'

આ વખતે ભોંયરામાં ગયેલા બેઉ જણા ફીકે મ્હોંએ પાછા ફર્યા. તેઓનાં મ્હોં નિસ્તેજ જોઇને બિહારીએ પૂછ્યું:

કેમ? હું કહેતો હતો તેમ જ બન્યું કે? એ આદમી મરી ગયો?

'ના. પણ...'

'પણ શું?'

'ન્હાસી ગયો!'

'હેં?!' એક સામટા સર્વે જણ બોલી ઊઠયા. બિહારી બોલ્યો:

'પણ એ નાઠો કેવી રીતે?'

'ભોંયરાનું છુપું બારણું એણે શોધી કાઢ્યું હોય અને એ મારફત તે ન્હાસી ગયો હોય!'

'તમે બરાબર તજવીજ કરી છે? ભોંયરામાં તે કયાંયે નથી? અથવા તો આ મકાનમાં તે ક્યાંયે છુપાઈ બેઠો નથી?'

'મકાન તપાસ્યું નથી. પણ ભોંયરામાં તો નથી જ. કલોરોફોર્મની અસરથી મુકત થઈને એણે બહાર નીકળવા તજવીજ કરી હોય અને ભોંયરાનું છુપું દ્વાર શોધી કાઢીને નાઠો હોય એમ અનુમાન છે!'

'નાલાયકો! જો તે નાઠો હશે તો આપણી બધી બાજી ઉંધી વળશે!'

કૃષ્ણાએ અત્રે કહ્યું: 'એ શું કરવાનો હતો? આ મકાન પર પોલિસની ધોંસ લાવશે ને? પણ પોલિસના માણસો આવતાં આવતાંમાં તો આપણે અહીંનાં બીજાં છુપાં સ્થાનોમાં એવાં સંતાઈ જઈશું કે, જાણે અહીં ચકલું પણ વસતું નથી એમ લાગે! અને તે ઉપરાંત ભૂતની ભવાઈ શરૂ કરી દઈશું ને; એટલે આપોઆપ પોલિસદાદા બ્હીને ભાગી જશે!'

'ઠીક કહ્યું;' બિહારી બોલ્યો - 'પણ મકાનમાં બધે તપાસ કરી આવો. દરમ્યાન, આવતી કાલે આપણે શું કરવાનું છે તેની રૂપરેખા હું તૈયાર કરી દઉં.'

ચારેક જણ દોડયા અને મકાનમાં બધે શોધાશોધ કરવા લાગ્યા. કેટલીક દિવાલોમાં છૂપી ચાંપ દાબવાથી છૂપાં કબાટ દેખાતાં;

જેની અંદર પણ એ લોકો તજવીજ કરી જોતા. કેટલીક જગ્યાએ જમીનની અંદરનાં ભોંયરાં તેઓ ખોલતા અને તેમાં તપાસ કરી વળતા. દરેક ખંડ અને તેનો દરેક ખૂણો તપાસીવળીને આ શોધકો મ્લાન મુખે પાછા ફર્યા. બિહારીએ કહ્યું: 'ત્યારે એ માણસ આપણા સૌના કરતાં વધારે ચાલાક છે, એ નક્કી થઇ ગયું ! અને તમો લોકોનો એ ફાંકો ખોટો પડયો કે, તમારી સામે ટક્કર ઝીલવા સમર્થ એવો કોઇ આદમી નથી !'

'બિહારીલાલ !' એક જણે કહ્યું: 'આજ એ છટક્યો છે પણ આવતી કાલ જરૂર પાછો આપણા પંજામાં સપડાશે. એનો એક દુશ્મન તો અમે બહાર રાખી મૂકેલો છે.'

'એ કોણ છે?'

'નં. ૧૮૪૬ નો વિકટોરીઆ ગાડી હાંકનાર ! એણે ભાડું ચૂકવેલું નથી. અમે એ હાંકનારને ચીઢવ્યો હતો અને પછી ઉશ્કેર્યો હતો કે, એ માણસ કોઇવાર વાલંકેશ્વર તરફ અને કોઇવાર બોરીવલી તરફ ફરતો દેખાશે. માટે જ્યારે પણ મળે ત્યારે એને સીધો જ પીળી પાઘડીવાળા અને કાળી ડગલીવાળાને સ્વાધીન કરી દેજે ! પોતાનું બિનચૂકવેલું ભાડું વસુલ કરવા માટે એ ગાડીવાળો આમ કર્યા વિના રહેવાનો જ નથી !'

'ઠીક, એ ગાડીવાળા ઉપર આપણે કાંઇ આધાર બાંધવાનો નથી. કદાચ એ માણસ ભાડું ચૂકવી દે તો તમારા બેત ભાંગી પડે. પણ મારી યુક્તિમાં બેત ભાંગી પડવાનો સવાલ જ નથી. સાંભળો. આવતી કાલે આપણે જે કામ કરવાનું છે તે બોરીવલી ખાતે ૮ વર્ષના એક બાળકને ઉપાડી જવાનું છે. સાંજને વખતે એની શિક્ષિકા સાથે એ બાળક ફરવા જાય છે. એ વેળા એને ઉઠાવી લાવવાનો છે. તમારે સૌએ એ પરાક્રમમાં શું કરવાનું છે તે કહું. હું એક રમકડાંવાળાનો વેષ લઇને એ બાળક અગાડી જઇશ અને

રમકડાં બતાવવાનો ઢોંગ કરીશ. એ વખતે તમોએ મોટર-ટેકસીમાંથી ઉતરીને અમો આગળ આવવું અને બાળકને ઉપાડી જવો. હું સ્હેજ સ્હામો થઇશ. પણ મને તમારે મ્હાત કરીને એ બાળકને લઇ જવાનો છે. આ સ્થળે લાવીને નંબર ૧ ના ભોંયરામાં તમારે તેને મૂકવાનો છે. એ ભોંયરૂં તદ્દન હવા અજવાળા વિનાનું નથી તે તમે જાણો છો. એ બાળકનું મોત નીપજાવવાનું નથી માટે એને થોડાક હવા અજવાળાવાળા ભોંયરામાં રાખીશું.'

'એનું મોત નથી નીપજાવવાનું ? તો પછી આશાના માર્ગનો કાંટો કેવી રીતે દૂર થશે ?' કૃષ્ણાએ પૂછ્યું.

'કૃષ્ણા ! તને અમેરિકાની ઉઠાવગીર ટોળીઓનાં પરાક્રમોની એક ચોપડી હું વાંચવા આપીશ.' ભિખારી બોલ્યો. 'એમાંથી તું જાણીશ કે, ત્યાંના લક્ષાધિપતિઓના વારસોને બદમાશો ઉઠાવી જાય છે તે પછી તે બાળકને તો બાદશાહી રીતે અમનચમનમાં રાખે છે. પણ એનાં માબાપ ઉપર એ ટોળીઓ ધાકધમકીના પત્રો લખીને અમુક મોટી રકમ માગે છે. એ રકમ સ્હેલાઇથી અને સલામતી ભરેલી રીતે જો મળી જાય છે તો બદમાશો બાળકોને છૂટા કરી દે છે; પણ જો રકમો નથી અપાતી તો આખરે એક છેલ્લી ધમકીનો પત્ર લખીને બદમાશો પત્રમાં ઠરાવેલી મુદતે બાળકને 'દૂધપીતો' કરી નાંખે છે ! છેક છેલ્લા અને તદ્દન લાચાર સ્થિતિના ઉપાય તરીકે જ બાળકની હત્યાની બાબત આપણે અમલમાં મૂકીશું. સૌથી પહેલા પ્રથમ તેમ કરવું મુનાસબ નથી.'

'બરાબર છે, સરદાર!' એક જણે કહ્યું; બાળકને ઉઠાવી લાવવો એ તો ચપટીમાં ચાંચડ ચોળી નાંખવા જેવી બાબત છે.'

'અહીંના ભોંયરામાંથી પેલા માણસને તમે લોકોએ અહીં મારી રૂબરૂ હાજર કર્યો, એવી બાબત કે ?!' ભિખારીએ ટાણો માર્યો. સૌ ચૂપ થઇ ગયા. ભિખારીએ કહ્યું: 'મારી સાથે હું બધાને નહીં

લઇ જાઉં.'

'કેમ ? ઝાઝા હાથ રળીઆમણા !'

'ના. ઝાઝા રસોઇઆ રસોઈ બગાડે. ફક્ત બે જ માણસ મારી સાથે આવે. હું આંખો મીંચું છું, તમો સૌ હાથ લાંબો કરો. જે એના હાથ હું પકડું તેઓએ આવવાનું !'

આ યોજનાનો તત્કાળ અમલ થયો. બે માણસો પસંદ થયા. તેઓને અને બાકીનાઓને સૂચનાઓ આપીને વરસીની આ ભૂતાવળ વિખરાઈ !

## ૧૬

## આઘાત !

रोगः शोकः परितापो बंधनं व्यसनानि च ।
आत्मापराधवृक्षाणां फलान्येतानि देहीनाम् ॥

**ભાવાર્થ** : રોગ, શોક, પરિતાપ, બંધન તથા દુઃખ, એ મનુષ્યે પોતે કરેલી ભૂલરૂપી વૃક્ષનાં જ ફળો' જાણવાં.

'**પુત્રી**! પુત્રી! તું શા માટે રડે છે ? અને બેટા અરુણ તું શા માટે રડે છે ?' કમલાદેવીએ અરૂણના ખંડમાં પ્રવેશતાં જ રજની અને અરુણને સવાલ કર્યો.

'બા, ક્યારનાં પેલાં 'ભાભી' આવ્યાં ત્યારનાં મોટી બહેન રડયા કરે છે ! અને એ રડે છે એટલે હું રડું છું. હું બહુએ કહું છું કે. મને કારણ તો કહો પણ નથી કહેતાં. બા ! આવું એ કોઈ દહાડો રડ્યાં નથી.' અરુણે નિર્દોષ ભાવે પોતાના રૂદનનું કારણ કહી દીધું.

કમલાદેવીને રજની પ્રત્યે પોતાની સગી પુત્રી જેટલું વ્હાલ હતું. તે આવી તે જ દિવસથી ઉત્પન્ન થયેલો એ

ભાવ તીર્થયાત્રા દરમ્યાન ઘણો વધ્યો હતો; અને ખાસ કરીને અરુણ તરફથી એના સંબંધમાં કદાપિ એક પણ ફરિયાદ નહીં આવતી હોવાથી અને ઉલ્ટો અરુણ તો એને જ જોઇ રહ્યો હોવાથી કમલાદેવીના 'ચારે હાથ' રજની ઉપર હતા. આવી એ વ્હાલસોઇ બાળા કદાપિ નહીં અને આજ ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડે છે એથી અચંબા સાથે કમળાદેવીને દુઃખ થયું. એના શરીર પર વાત્સલ્યભાવે હાથ ફેરવતાં એમણે કહ્યું: 'શું કાંઈ કડવાં વેણ તારે સાંભળવાં પડયાં છે, બેટા ?'

'ના. માતાજી' રજની બોલી: 'મને આજ એટલી બધી ન સમજાય એવી ગભરામણ થઇ ગઇ છે કે, મારાથી રડાઇ જ જવાય છે. ઓ મા ! ઓ પિતા ! ઓ વ્હાલા પિતા !......' પુનઃ એ આટલું બોલતાં બોલતાં તો ફરીથી મોટેથી રડી પડી.

'ત્હારી તબિયત ખરાબ થઈ ગઈ લાગે છે. રજની બેટા, મારૂં કહ્યું માનીશ ? તું બિછાનામાં સુઇ જા. હું ટેલિફોન કરીને ડૉકટરને બોલાવું છું. અને...અને...હાં...શ્રીકાંતને પણ બોલાવું છું. અરવિંદ સાથે એ આવશે, એમ મેં માનેલું પણ એ તો આવ્યો નહીં. હશે; એની ફીકર કરવાની જરૂર નથી. તને અહીં કોઇ વાતે મુંઝાવાની જરૂર નથી. મને તારી મા ગણજે; પુત્રી !'

એક શેઠાણી કદાપિ પોતાની સ્ત્રી-નોકરને ન કરે એવા એવા આ ઉદાર અને ગૌરવ લેવા જોગ શબ્દો હતા. જેવું કમલાદેવીનું હૃદય સાફ હતું તેવા જ તેમના એ સોનેરી બોલ હતા. કોઈ તટસ્થ જો આ વખતે અહીં હાજર હોત તો તે એમ જ માની લેત કે, રજની એની સગી પુત્રી હશે ! કમલાદેવી માત્ર એ આશ્વાસનના શબ્દો કહીને અટકયાં નહીં પણ તુર્તજ રામાને બોલાવીને તેમણે બે જગ્યાએ ટેલિફોન કરાવ્યા. પ્રથમ તો તેમના કૌટુંબિક ડૉકટરને અને બીજો શ્રીકાંતને. ડૉકટરને ત્યાં કરાવવામાં આવેલા ટેલીફોનના જવાબમાં 'હું હમણાં જ આવું છું' એમ કહેવામાં આવ્યું પણ

શ્રીકાંતના ટેલિફોનનો જવાબ સુધ્ધાંત મળ્યો નહીં! એ ટેલીફોન સ્વીકારવા પણ કોઈ આવ્યું નહીં.

'શ્રીકાંત કયાંક બહાર નીકળી પડયો હશે.' કમલાદેવીએ કહ્યું: 'તેથી જ એને ત્યાંના ટેલિફોનનો જવાબ ન મળ્યો.'

આશરે પંદર મિનિટના અરસામાં ડૉકટર આવી લાગ્યો ત્યારે અકળાયલી રજનીને બિછાનામાં સુવાડવામાં આવેલી હતી અને એના શરીરમાં તાવ અગ્નિની પેઠે ધીકતો હતો. ડૉકટરે ચિકિત્સા કરી અને કહ્યું: 'મન ઉપર કોઇ ઓચિંતો જ આઘાત થવાનું આ પરિણામ છે; કોઈક બ્હીકને લીધે આ તાવ આવ્યો છે. દરદીને ઊંઘ આવશે અને આઘાતની બાબત તે ભૂલી જશે એટલે તે સ્વસ્થ થશે. ચિંતા કરવા જેવું નથી.' ડૉકટરે તત્કાળમાં 'રજનીને બે ગોળીઓ ગળાવી અને બીજી દવા રામા સાથે મોકલી આપવા જણાવ્યું.

રામો ડૉકટર સાથે જતો હતો ત્યાં કમલાદેવીએ તેને ભૂલેશ્વરનું લવંગિકાનું સરનામું આપીને તેને અહીં લાવવા જણાવ્યું. ડૉકટરના જવા પછી ઘરની સ્રી-નોકરને માતાજીએ રજનીપાસે બેસવા અને તેની સંભાળ રાખવા કહીને અરૂણને પોતાની સાથે લઇને તેઓ ત્યાંથી બીજા ખંડમાં ગયાં. અરૂણને સવાલો પૂછી પૂછીને કમલાદેવીએ અરવિંદ અને અનુપમાના આગમન-પ્રસંગે શી શી વાતો થઇ હતી અને શું શું બન્યું હતું તે પૂછી જોયું. બાળક એટલે મોટી વયનાંઓનાં કૃત્યનો અરીસો. મોટાં જે કરે તે બાળક જાણ્યે-અજાણ્યે કરવા લાગે. મોટાં જે બોલે તે બાળકોના મનમાં સહજમાં ઊતરી જાય. અરૂણ જેવા ચાલાક બાળકના હૃદયમાં અનુપમાનું તોછડું વર્તન, તેનાં કટાક્ષભર્યાં વેણુ, તેનો છંછણાટ અને અરવિંદ સાથેની જીભાજોડી સોંસરાં ઉતરી ગયાં હતાં અને તેથી તે યાદ લાવીને તેણે માતાજી આગળ વર્ણવી બતાવ્યાં.

'ખૂબસુરત ચહેરાની પાછળ શું આવું દ્વેષીલું હૃદય રહેલું છે?'

કમલાદેવી પોતાના મનમાં જ બોલ્યાં: 'એની રીતભાત અને શબ્દોથી હરકોઇ સ્વમાનવાળાને માઠું જ લાગે!

અનુપમા વિષે કમલાદેવીના મનમાં અતિશય તિરસ્કાર વ્યાપી ગયો. ભણેલી ગણેલી એક યુવતી આવા છીછરા અંતઃકરણવાળી હશે, એવું એની કલ્પનામાં પણ ન હતું. અનુપમાએ રજની પ્રત્યે દાખવેલા તોછડા વર્તનથી અને તેના સંબંધી કહેલાં વ્યંગભર્યાં શરમવિનાનાં વેણથી રજનીના હૃદય ઉપર આઘાત થયો છે, એમ કમલાદેવીના મનમાં ચોક્કસ ઠસી ગયું. પરિણામે એમની રગેરગમાં ક્રોધ વ્યાપી ગયો; 'જેને મેં મારી પુત્રી ગણી તેનું અપમાન એ મારૂં અપમાન છે. મને એવાં અપમાન કરનારાંઓની કંઇ જ પરવા નથી. મારૂં પોતાનું અંગત અપમાન હું ગળી ગઇ હતી. મેં લગ્ન–પૂર્વેની ભૂતકાળની કડવી યાદ વિસારી કાઢી હતી પણ આ વખતના એના વર્તનની યાદ નહીં વિસારૂં. મારે ઉંબરે એ ન જોઇએ.' આ પ્રમાણે મનમાં જ ક્રોધ કરતાં કમલાદેવી વિચારો સેવી રહ્યાં હતાં ત્યાં રામો, લવંગિકાને મોટરમાં બેસાડીને લઇ આવ્યો.

'બિચારી મારી રજની એકદમ માંદી પડી ગઇ છે! અહીં બીજું કોઇ એના સહવાસનું ન હોવાથી મેં તમને બોલાવ્યાં.' કમલાદેવીએ લવંગિકાને કહ્યું.

'ઘણું જ સારૂં કર્યું. હું અહીં રહીશ. એ સ્વસ્થ થશે તે પછી જઇશ.'

'એ નિર્ણય મને ગમ્યો.'

તેઓ બન્ને જણ રજનીના ખંડમાં ગયાં. નાનો અરુણ પણ મની પાછળ ગયો. રજની બિછાનામાં પડી પડી લવતી હતી, 'આશા! ધૂતારી આશા! મેં તને ફરીથી જોઇ? મારૂં સર્વસ્વ હરી લેનાર, મારા જીવનમાં પૂળો મૂકનાર તું અને કૃષ્ણા! શું તમે બે......ધિઃક્કાર! ધિઃક્કાર!'

'એ શું લવે છે?' કમલાદેવીએ પૂછ્યું. લવંગિકાને 'આશા' અને 'કૃષ્ણા' એ બે નામ ઉપરથી તરત જ ખ્યાલ આવી ગયો કે, વિસલપૂરમાં રજનીના પિતાની ખાનાખરાબી કરનાર દીકરી અને મા સંબંધી રજની લવારો કરે છે પણ એ ભૂતકાળના પોપડા, એની શેઠાણી આગળ ઉખેડવા એને અનુચિત લાગવાથી એણે જુદી જ વાત કરી: 'હું ધારૂં છું કે, તાજેતરમાં એણે કોઈ નવલકથા વાંચી હશે તેનાં પાત્રો સંબંધમાં આ લવારી કરે છે!'

'બિચારી! મને એણે કદાપિ દૂભવી નથી. આવી બાળાની માંદગી મને દુઃખ ઉપજાવે એ સ્વાભાવિક છે.' કમલાદેવીએ કહ્યું અને રામાએ આણેલી દવા એને પીવરાવી દીધી. રજનીને લવંગિકાએ બે-ચાર વખત હાંકો મારી પણ એ ઘેનમાં હોવાથી બોલી નહીં. એનું ઘેન ઉતરવાની રાહ જોતી લવંગિકા ત્યાં થોભી.



## ૧૭

## શ્રીકાંતનાં સાહસ

गच्छन् पिपीलिकापंक्तिः समुद्रमपि संतरेत् ।
अगच्छन् वैनतेयोऽपि पादमेकं न गच्छति ॥

**ભાવાર્થ**: ચાલતાં ચાલતાં કીડીઓની હારકતાર સમુદ્રને પણ તરી જાય છે. પણ બેસી રહેનારો ગરૂડ એક ડગલું પણ આગળ જઈ શકતો નથી.

**જ્યારે શ્રી**કાંતને વરલીના ભૂતખાનાના ભોંયરામાં નાંખવામાં આવ્યો ત્યારે તે ભાનમાં ન્હોતો. આશરે દોઢેક કલાક વીતતાં એને કાંઈક ભાન આવ્યું. આંખો ઉઘાડીને જોતાં એને ચોપાસ અંધારૂં દેખાયું. પ્રથમ તો એને ખ્યાલ આવ્યો નહીં કે પોતે ક્યાં છે? પણ ધીમે ધીમે તેની સંસ્મૃતિ જાગૃત થઈ. એને ન્યુ બોંબે લોજમાં રમતા જુગારીએ

યાદ આવ્યા; પોતે તેમનો ફોટો પાડી લેવા કોશિષ કરતો હતો, એ યાદ આવ્યું; પોતે એક બદમાશને મ્હાત કરીને પોતાને મકાને જવા નીકળ્યો હતો એ યાદ આવ્યું અને આ બધું એક પછી એક યાદ આવતાં બદમાશોએ પોતાને બેભાન કર્યો હતો તેનું કારણ શું હતું એ તે તરત જ સમજી ગયો. તેણે પોતાનાં ખિસ્સાં ફંફોળ્યાં. એમાંથી દરેક ચીજ કાઢી લેવામાં આવી હતી! જે ફોટોગ્રાફની નકલો તેણે તેમાં રાખી હતી તે ન હતી! તેનું પૈસાનું પાકીટ પણ કાઢી લેવામાં આવ્યું હતું! તેનાં કેટલાંક કાગળીઆં પણ ઝડપી લેવામાં આવેલાં હતાં! તેના હાથનું કાંડા-ઘડીઆળ પણ લઈ લેવામાં આવ્યું હતું.!

'બદમાશો! તમે નિર્દોષો ઉપર પણ હુમલો કરતાં અચકાતા નથી? તમે ચાહે તેવા પ્રપંચો રચો; તમે એકના એકસો કરવા માટે જુગાર રમો, તમે અનાચારમાં પ્રવૃત્ત થાઓ, એ બધાનો અટકાવ અમારે ના કરવો અને તમારાં જ વિજયગાન ગાવાં, એમ શું તમો ઇચ્છો છો? નહીં, અનાચાર કદી નહીં ફાવે. હું કોટિ યત્ને પણ મારા મિત્ર અરવિંદની આસપાસ ફેલાયલી જાળ તોડી નાખીશ અને તમારી પોલ ખુલ્લી કરીશ!' શ્રીકાંતે આમ મનોગત કહીને પોતે કેવા સ્થાનમાં પુરાયો છે તેની તપાસ કરવા માંડી.

પોતાના હાથ અંધકારમાં ફેલાવીને તે આમ તેમ તપાસવા લાગ્યો કે, દિવાલમાં ક્યાંયે બારણું છે? એક દિવાલ પર તેનો હાથ પડયો. તેણે ઇંચે ઇંચ જગ્યાએ હાથ ફેરવવા માંડયો; અને આગળ ને આગળ ચાલવા માંડયું. એવી રીતે હાથ અને પગ બન્નેનો ઉપયોગ ધીમે ધીમે કરતાં કરતાં આખરે એક જગ્યાએ એક ખીલો તેના હાથને અડકયો. એ ખીલો તેણે હચમચાવ્યો. એમ લાગ્યું કે, તે હાલે છે! આવા ભોંયરાઓમાંથી નીકળવા માટે હમેશાં બદમાશો છૂપાં બારણાંની જોગવાઈઓ રાખે છે એવું તે જાણતો હતો; અને એ છૂપાં બારણાં દિવાલોમાંજ હોય છે, એવું તેણે કેટલીક બદમાશોની નોવેલોમાં વાંચ્યું હતું અને પોલિસ-કોર્ટોમાં બદમાશ ટોળીઓ પર ચાલતાં કામોના અહેવાલો છાપાંમાં

વિગતવાર પ્રકટ થતાં તેમાં યે વાંચ્યું હતું. શ્રીકાંતે, આથી, એ ખીલો ભીંતની અંદર દાબ્યો. આશ્ચર્ય ! એજ ક્ષણે એક છૂપું બારણું દિવાલમાંથી ખુલ્લું થયું. ખીલો એક હાથથી દાબેલો રાખીને તે તરત જ બહાર નીકળી ગયો; અને જરાક હાથ ઢીલો કરતાં બારણું બંધ થતું દેખાયું એટલે સ્ફુર્તિથી તેણે હાથ હટાવી લીધો. જો એમાં તેણે ઉતાવળ કરી ન હોત તો એના હાથની આંગળી બારણાની વચ્ચે આવી ગઈ હોત. કારણ કે ખીલો દબાયલો રહ્યો ત્યાં સુધી બારણું ખુલ્લું રહ્યું હતું. ઢીલો કરતાં અને તદ્દન મૂકી દેતાં તે તરત જ બંધ થઈ ગયું.

શ્રીકાંતે બહાર નીકળીને આસપાસ જોયું. પોતે મુંબઈમાં ક્યા લત્તામાં આવ્યો છે એનો એને ખ્યાલ આવ્યો નહીં; પણ એક ગલીમાં પોતે ઊભેલો હતો. ત્યાં ચોમેર અંધકાર છવાયલો હતો. તે મકાનની એંધાણી રાખીને શ્રીકાંત ચોમેર અવલોકન કરતો કરતો ગલી બહાર આવ્યો. ગલી બહાર સરિયામ રાજમાર્ગ જણાયો. એણે લત્તાના નામનું મ્યુનિસિપાલિટીનું પાટીયું વાંચ્યું. હવે એને સમજાયું કે, પોતે વરલી ખાતે હતો ! એના ખિસ્સામાં એક પાઈ પણ ન્હોતી ! બદમાશોએ ફક્ત એનાં પ્હેરેલા કપડાં જ એના શરીર પર રહેવા દીધાં હતાં.

'ઠીક ! આ વસ્ત્રો યે લઈ લીધાં હોત તો મારૂં કશું જોર ચાલ્યું હોત !' તે વ્યંગમાં બોલ્યો: 'બેભાન આદમીઓને લૂંટવા એ તો સેતાનોનો ધંધો છે ! એ ધંધામાં તેઓ કેટલી હદ સુધી જશે, એની કાંઈ સીમા બાંધેલી હોતી નથી ! કિંવા એના કોઈ નિયમો પણ ઠરાવેલા નથી !'

વિચાર કરી જોતાં એને એમ લાગ્યું કે, આજની રાત આ સ્થળે જ કાઢવી. જે મકાનમાં પોતાને ભોંયરામાં પૂરવામાં આવેલો હતો, તે મકાનનો આગલો ભાગ જોવો અને ત્યાં આસપાસ છૂપી રીતે ફરતા રહેવું; કે જેથી બદમાશો શું કરે છે અને શું નહીં

તેનો ખ્યાલ આવે.

શ્રીકાંત ગલીમાંથી સરિયામ રસ્તા પર આમતેમ ફરતો ફરતો અનુમાનને આધારે એ પુરાણા મકાનના મુખ્યદ્વાર આગળ આવી પહોંચ્યો. આસપાસ નજર કરતાં એને લાગ્યું કે, આ મકાન જ એ બદમાશોનું રહેઠાણ હોવું જોઇએ કારણ કે, આવાં જરી પુરાણાં અને વરસાદ વગરનાં મકાનો જ તેઓને પોતાની બદમાશી માટે સાનુકૂળ થઇ પડે છે. એ મકાનની ડાબી પાંખ આગળ જઇને તે ઊભો રહ્યો. એટલામાં ત્યાંથી એક માણસ પસાર થતો હતો. તેનો દેખાવ એક ગૃહસ્થના જેવો જોઇને શ્રીકાંત તેની પાસે ગયો અને બોલ્યો: 'આ પુરાણા મકાન સંબંધી આપ કંઇ માહિતી આપી શકશો ?'

'કેમ ? તમને તેનું શું કામ છે ?'

'હમણાં થોડાક વખત ઉપર મેં અહીં એક ટેકસી આવેલી જોઇ. એમાંથી કોઇક ગૃહસ્થ જેવા દેખાતા માણસને બે મવાલી અંદર લઇ ગયા. એ કોઇ શેઠ હોય અને એ માંદો થઇ ગયો હોય–'

'અરે, ભલા આદમી ! મને પૂછો તો, આવી બાબતમાં આપણે પારકી પંચાત શું કરવા કરીએ ? મવાલીઓ હોય કે પછી શેઠ–નોકર હોય–હું તો એટલું જાણું કે, આ મકાનમાં ભૂત છે એમ કહેવાય છે. એના માલીકની કોઇને ખબર નથી અને એમાં ભૂત છે તેથી આપણે એનાથી દૂર ભાગીએ એ જ ઠીક. સાહેબજી મિસ્તર ! હું રજા લઇશ.' એ ગૃહસ્થ આમ કહીને ત્યાંથી ચાલ્યો ગયો.

એક મુદ્દો મળ્યો. આ સ્થળે નિર્જનતા કેમ છે તેનો ખ્યાલ કાંતને આવી ગયો. લોક આ મકાનને ભૂતખાનું માને છે અને તેથી એનો પડછાયો સુદ્ધાંત પોતાના પર પડે નહીં. એમ વર્તે છે। 'પણ શ્રીકાંત મનમાં બોલ્યો ; 'ભૂતખાનાને નામે સેતાનો કેવા

જુલ્મ વરસાવે છે, એનો થોડોક પરિચય તો મને થઇ ગયો. હવે હું એનો પૂરો પરિચય મેળવીશ ત્યારે જ જંપીશ.

હિમ્મતભેર તે ત્યાં થોભ્યો. વખત વહ્યો ગયો. જ્યારે રાત્રિના લગભગ દશેક વાગ્યા ત્યારે બે કાળા આકાર ત્યાં આવ્યા અને મકાનનું તાળું ખોલીને અંદર પેઠા. શ્રીકાંત હજીયે બહાર રાહ જોતો રહ્યો. મધ્યરાત્રિ થતા સુધીમાં તો પાંચ–સાત જણ તે મકાનમાં દાખલ થઇ ગયા. એક ટેકસી પણ તે મકાન આગળ આવી અને તેમાંથી એક સ્રી ઉતરીને તે મકાનમાં પેઠી! 'એ કાલિન્દી જ હોવી જોઇએ!' શ્રીકાંત મનોગત બોલ્યો: 'અને હવે એમાં શું થાય છે એ તપાસવા મારે શ્રમ લેવો જોઇશે!'

આ મકાન આગળ થોભીને તેણે તેની બારીઓ ઉપર સહેલાઇથી ચઢી શકાય તેમ છે, એનો ખ્યાલ કરી લીધો હતો. કાલિન્દી આવતાં તમામ બદમાશો અહીં આવી ગયા હોવા જોઈએ, એવો તેણે ખ્યાલ કરી લીધો અને તેથી તે ઝડપભેર એક બારી ઉપર ચઢ્યો. એની અડોઅડની દિવાલ આગળ છુપાયલો રહીને તે અંદરની બધી હીલચાલ જોવા અને વાતચીત સાંભળવા લાગ્યો. બિહારી અને કૃષ્ણા ઉર્ફે કાલિન્દી વચ્ચેની બધી વાતચીત તે સાંભળી શક્યો. માણસો પોતાને શોધવા માટે દોડાદોડી કરતા હતા તે પણ એ જોઈ શક્યો. પરંતુ પોતે બહાર હતો અને બહુ જ સાવધાનીથી બારીના ટેકાથી છુપાઇ રહ્યો હતો એટલે તેઓ કોઇ જ તેને દેખી શક્યા નહીં કે પકડી શક્યા નહીં.

અમેરિકન ઉઠાવગીરોની પદ્ધતિથી બિહારી અરુણને ઉઠાવી જવા માગતો હતો એ બાબતની મસલત બારી બહારથી સાંભળીને શ્રીકાંતનાં રૂવેરૂવાં ઊભાં થઇ ગયાં. એ પ્રયત્ન અટકાવવાનો એણે નિર્ણય કર્યો અને તરત જ બારી આગળથી ઉતરી પડીને તે મકાન બહાર આવ્યો.

એણે વિચાર કર્યો: 'પોલિસખાતાને ખબર આપું? બદમાશોને તે ખાતું પકડી લેશે અને આ બાબતનો જલ્દી અંત આવશે પણ...' પાછો તેને વિચાર સ્ફુર્યો: 'પોલિસખાતાને હસ્તક આ બદમાશો ઉપરાંત કાલિન્દી સપડાશે એટલે તેના વિષે પૂછપરછ ચાલશે. તેની ઓળખાણમાં તે અરવિંદની સાસુ માલુમ પડશે! એટલે તો, મારા મિત્રની ઇજ્જત આબરૂ પર પાણી ફરી વળશે! જગતના લોકને તો તમાશો જોઇએ છે, તમાશાની એક વાત હાથ આવી કે પછી તે તો કોઇની આબરૂ ઢાંકવા યત્ન કરે જ નહીં. અરવિંદની નાલેશી બહાર આવતાં એની માતા કમળાદેવીને કેટલું બધું દુઃખ થશે? મારે, પોલિસખાતાને આ ખબર આપવાની જરૂર નથી. હું મારી મેળે જ એ બદમાશોને એમના યત્નમાં નિષ્ફળ કરીશ,'

આ મુજબ વિચારોમાં તે ગુંથાયો હતો તે દરમ્યાન બદમાશો મકાનમાંથી નીકળીને વેરાઇ ગયાં. શ્રીકાંતે તે બાદ બારી મારફત તે મકાનમાં પ્રવેશ કર્યો. એ લોકો આ મકાનમાં શાં શાં સાધનો રાખે છે. એ તેણે તપાસવા માંડ્યું. એના તપાસમાં આશ્ચર્યજનક કશું જ નીકળ્યું નહીં પણ એક બાબતનો તેને ફાયદો થયો. તેના ખિસ્સામાંથી જે વસ્તુઓ બદમાશોએ કાઢી લીધી હતી તે તમામ એક ટેબલના ખાનામાં હતી. તેનું પૈસાનું પાકીટ, તેના કાગળીઆં, તેના હાથનું કાંડા ઘડીઆળ, એ બધું ત્યાં મોજુદ હતું.

પોતાની એ ચીજો એણે પોતાને હસ્તગત કરી લીધી. તેને આનંદ થયો કે, દમડી વિના વરલીથી ચર્નીરોડ જવું મુશ્કેલ હતું તે હવે સુલભ બની ગયું! તેને હવે આ મકાનમાં રોકાવાની જરૂર લાગી નહીં. તે ઝડપભેર બહાર નીકળી ગયો; અને વાહનો ઊભાં રહેવાના સ્થળે જઇને તેણે એક ટેકસી ભાડે કરી લીધી.

———•———

## ૧૮

## ભૂતકાળના પોપડા ઉખેડાય છે !

धर्मप्रसंगादपि नाचरन्ति
पापं प्रयत्नेन समाचरन्ति ।
आश्चर्यमेतद्धि मनुष्यलोके
ऽमृतं परित्यज्य विषं पिबन्ति ॥

**ભાવાર્થ** : આ સંસારમાં એ કેવી આશ્ચર્યજનક વાત છે કે, ધર્મ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે તોપણ ઘણા લોકો તેનું આચરણ નથી કરતા! અને પાપ કર્મમાં જાણી બુઝીને પ્રયત્નો વડે પ્રવૃત્ત થાય છે. અમૃત તજીને ઝેર પીવા જેવી એ બાબત છે!

**પ્રાતઃકાળનો** સોહામણો સમય થયો. ભગવાન ભાસ્કરે પોતાનાં તેજસ્વી કિરણોની સોનેરી પ્રભા પૃથ્વી પર પાડી અને એનાથી દીપ્તિમાન થયેલા જગતનાં સર્વાંગ હસી ઊઠયાં. વન જંગલોમાં ઝાડવાંઓને સોનેરી કિરણોનો ઝગઝગાટ મળ્યો. સરિતાનાં જલમાં સોનેરસ્યાં નાનાં નાનાં મોજાંની લહરીઓ ઊડવા લાગી. પર્વતમાળાઓના પત્થર જાણે સુવર્ણમય હોય એમ દેખાવા લાગ્યા અને શહેરોમાં ચોમેર સૂર્યનો તડકો પ્રસરવાથી લોકો આનન્દિત બની ગયા.

આવે વખતે બોરીવલીના 'અરૂણકુંજ'માં પહેલા મજલા ઉપર એક ખંડમાં સૂતેલી રજનીના મુખ ઉપર જ્યારે દીવાકરનાં રશ્મિ બારીમાંથી પડ્યાં ત્યારે તે બોલી ઊઠી: 'ઓ પિતાજી! પિતાજી! તમે ક્યાં છો? હું આવું છું તમારી પાસે!'

એના પલંગ પાસે એની સખી લવંગિકા બેઠેલી હતી. રજનીએ પિતાને બૂમ મારી એટલે લવંગિકાએ ખુરશીમાંથી ઊઠીને એના માથા ઉપર હાથ મૂકતાં કહ્યું: 'બહેન, સખી, શું થાય છે તને?

જો હું લવંગિકા તારી પાસે આવી છું. અકળાવાની જરૂર નથી. તને હવે જલદીથી મટી જશે.'

'લવંગિકા! કોણ, મારી વ્હાલી સખી? ક્યાં છે તું? રજનીએ આમ બોલીને ચોમેર બાથોડીઆ મારતી હોય એવી ઢબે જોયું.

'હું આ રહી, બહેન!' લવંગિકાએ એમ કહેતાં પોતાનું મ્હોં રજનીના મ્હોં ઉપર મૂક્યું અને એનું માથું પોતાના બેઉ હાથથી દાબતાં કહ્યું : 'કોઇનાથી બ્હીશ નહીં. અહીં તને કોઈ જ કશું કરી શકે તેમ નથી. હું તારી પાસે વાઘ જેવી બેઠી છું, કોઈની મગદૂર નથી કે, તને કાંઈ કરી શકે.'

'લવિંગકા! લવગિંકા! હાં...મને હવે યાદ આવ્યું. બહેન! તેં એને જોઇ? એ ઠગારી, ધૂતારી, દુષ્ટ આશા ક્યાં ગઇ? મેં એને જોઇ છે. એણે સૌને ઠગ્યાં છે, જગતને ઠગ્યું છે. એના પતિ ને ઠગ્યો છે. એની પવિત્ર સાસુને ઠગી છે! હાય! મારૂં ચાલે તો અત્યારે ને અત્યારે...'

રજનીએ અ દાંત કચડયા. 'શાન્ત થા; બહેન, શાંત!' લવંગિકાએ કહ્યું અને ડાકટરની દવાનો એક વધેલો ડોઝ તેને પાયો. એના ઉપર એને પાણી પાયું.

'હાશ!' રજની બોલી: 'પણ મને કેમ એ હરવડી યાદ આવે છે? હું ચોકકસ કહું છું કે, એણે મોટા શેઠને ઠગ્યા છે. પોલિસ ખાતાને ખબર આપો. એનો પાછલો ઇતિહાસ જોવરાવો! એનું સાચું નામ તપાસાવો. કોણ કહે છે કે, આ અનુપમા તે આશા નથી? હું સાક્ષી પૂરવા તૈયાર છું મારા પિતાને...'

'લવંગિકાએ રજનીનું મ્હોં દાબ્યું અને કહ્યું : 'તું અત્યારે માંદી છે. માટે મહેરબાની કરીને ઉશ્કેરાઇ ના જા અને શાંત થા. તું સાજી થઇશ તે પછી આપણે બધી વાતો કરીશું. તારા દિલને

પૂરી શાંતિ વળે એવી રીતે બધી વાતોનો નિકાલ લાવીશું.'

'હું સ્વસ્થ છું. હું સાજી છું' રજની બોલી: 'સાંભળો. હું ચોક્કસ કહું છું કે, મોટા શેઠ અરવિંદકુમારની પરણેતર બનીને આવી બેઠેલી એ અનુપમા, તે બીજી કોઈ જ નહીં પણ મારા પિતાજીની મિલ્કત લૂંટી લેનાર કૃષ્ણાની હરામખોર દીકરી આશા છે. મેં મારી સગી આંખે એને જોઈ છે. વર્ષો ઉપર મેં એને જોઇ હતી. વર્ષો પછી મેં એને પાછી જોઇ છે. પહેલાં તો હું એને રોજ જોતી. આજ હમણાં એક વખત જોઈ પણ હું ભૂલ કરતી જ નથી. હાય! મારૂં સર્વસ્વ હરી લેનાર એ દુષ્ટા સુખ ભોગવે અને હું કંગાલીઅતમાં સબડું? લવંગિકા બહેન! જો તું મારી સાચી સખી હોય તો મને મદદ કર. એને પોલિસમાં ઠગાઈના આરોપસર ઊભી કર. અને...... અને......'

'રામા, ઓ, રામા' અત્રે કમલાદેવીએ પોતાના ખંડમાં જાગૃત થઇને નોકરને હાંક મારી અને ઉમેર્યું; 'જો તો, રજની બહેનની ખબર કાઢી લાવ. એને બિચારીને હવે કેમ છે?'

મોટે અવાજે કહેવાયલા આ શબ્દો લવંગિકાએ સાંભળ્યા. રજનીએ પણ પોતાનું બોલવું બંધ કરીને વચગાળેથી તે સાંભળ્યા અને કહ્યું: 'મારાં માયાળુ શેઠાણીનો સાદ! લવંગિકા, એમને કહેવરાવ કે મને હવે સારૂં છે. પણ હું હવે એ જ ઝંખુ છું કે, અનુપમાને એ દૂર કરે.'

'ગાંડી! તારા જેવી ડાહી અને સદ્‌ગુણી છોકરીએ શું વૃદ્ધ માણસોના હૃદય ઉપર આઘાત કરવો વાજબી છે?' લવંગિકાએ કહ્યું: 'તું કહે છે તે કદાપિ ખરૂં હોય તોપણ તારાથી એવી સૂચના તારી એ માયાળુ શેઠાણીને થઇ શકે ખરી? વિચાર કરી જો. તારૂં જીવન એણે બગાડયું એમ દલીલને ખાતર પણ આપણે સ્વીકારી લઇએ તો પણ શું માણસે માણસે ઉપર વેરથી

બદલો લેવો એ ઇષ્ટ છે? મને એક ઉર્દૂ કવિતા યાદ આવે છે. એમાં કહ્યું છે કે:

'ઇન્સાનસે ઇન્સાનકો કીના નહીં અચ્છા;

જીસ સીનેમેં કીના હો વો સીના નહીં અચ્છા.'

મતલબ કે, માણસે માણસ ઉપર વેર લેવું એ વાજબી નથી અને જે સીનામાં એટલે કે દિલમાં કીનો કહેતાં વેરની ભાવના હોય તે દિલ કદાપિ સારૂં કહેવાય નહીં. માટે વેરની વાત બાજુમાં મૂકી દે, વેર, બદલો, એ બધું ઇશ્વરના હાથમાં છે. ઈશ્વર પાપીને સજા કર્યા વિના રહેતો નથી, પાપી ચાહે તેટલાં બાથોડીઆં મારીને ધનમાલ એકઠાં કરે પરંતુ એક સમય જરૂર એવો આવવાનો કે, જ્યારે ઇશ્વિર એનાં ધનમાલ ગુમાવડાવીને એને હાથ ઘસતો ભિખારી બનાવી દેવાનો! 'કર ને જો' એ અહીંનું અહીં છે. માટે, સ્વસ્થ થા. શાંતિ રાખ. ઈશ્વરમાં વિશ્વાસ રાખ.'

રજની શાંતિથી લવંગિકાની આ બધી વાણી સાંભળી રહી હતી. એના હૃદય ઉપર એ શબ્દોએ અસર કરી હોય એમ જણાયું. એના મ્હોં ઉપર ગંભીરતાના ભાવ છવાઈ ગયા હતા. નોકર રામો આ વખતે અંદર આવ્યો. તે ચ્હાના બે પ્યાલા લાવ્યો હતો.'

'મોટાં બહેનને કેમ છે?'

'ઘણું સારૂં છે.' રજની એકદમ બોલી: 'માતાજીને કહેજે કે, આપના આશીર્વાદથી હવે હું સાજીતાજી બની ગઈ છું.'

રામો ખુશ ખુશ થઈ ગયો. તે બોલ્યો: 'હમણાં અરુણભાઈને જઇને હું આ વાત કરીશ ને એટલે તો એ કૂદકારા મારતા દોડતા દોડતા અહીં આવશે.'

લવંગિકાએ અત્રે કહ્યું: 'હમણાં નાનાશેઠને અહીં ના આવવા દઈશ. હજી બહેનને એકદમ સારૂં થઈ ગયું કહેવાય નહીં. ડૉક્ટર

આવી જાય અને કહે કે, હવે એ ભયમુક્ત છે ત્યારે જ બધાંને મળવા હળવાની છૂટ બહેનને હું આપીશ.'

'બરાબર કહ્યું.' રામો બોલ્યો: 'રખેને શ્રમ લેવાથી ફરી પાછો રોગનો હુમલો થાય તો પંચાત પડે! વારુ; હું ફક્ત માતાજીને જ આ વાત કહીશ.' રામો આમ કહીને ત્યાંથી ગયો.

લવંગિકાએ રજનીને કહ્યું: 'તું જો બરાબર સ્વસ્થ થઈ હોય અને તારું કહેવું તદ્દન સાચું હોવાની ખાત્રી આપતી હોય તો મને કહે કે, અનુપમાને તું આશા કહે છે, એ કયાં કારણોસર? લવારા નહીં કરવાના. તદ્દન સીધી અને ટૂંકી વાત કરવાની; સમજી?

રજનીએ અરવિંદ અને અનુપમા આવ્યાં ત્યારથી માંડીને બધી વાત કહી અને તેના છણકા, તેનું રીસાવું, તેના વ્યંગ કટાક્ષ વગેરેનું કારણ પોતે અહીં અરુણની શિક્ષિકા તરીકે હતી તે હોવાનું જણાવીને ઉમેર્યું: મેં પહેલી જ નજરે એને ઓળખી લીધી અને એણે મને ઓળખી. એને યે આશ્ચર્ય થયું અને મારા હૃદય ઉપર પણ સખ્ત આઘાત થયો. એની સાડી ઉપર મેં એ જ મારી 'પીન' ખોસવામાં આવેલી જોઈ કે જે અગાઉ તું લાવી હતી અને જે તેણે ખોઈ નાંખી હતી અને વાલ્કેશ્વરના બંગલામાંથી તારા એક મજૂરને મળી આવી હતી.'

'ઠીક.' લવંગિકાએ કહ્યું: 'હવે તું નિરાંતે આ બાબત મારા ઉપર છોડ. હું એના સંબંધમાં બધી તજવીજ કરીશ. એ બાઈનો ઇતિહાસ અહીં કોણ કોણ જાણે છે અને એના સગાંવહાલાં કોણ કોણ જાણે છે, એ બધું યે હું પૂછપરછથી શોધી કાઢીશ; અને પછી એના વિષે કેમ કામ લેવું એનો હું વિચાર કરી જોઈશ. દરમ્યાન, રજની, હું તને સાફ સાફ કહું છું કે, કદાપિ તારે એના સંબંધમાં કશા લવારા કરવા નહીં. એ આશા હોય કે ન હોય. એ

વિષે જાણે તું કાંઇ જાણતી જ નથી એમ તારે વર્તવું અને બિલ્કુલ ગભરાવું નહીં. અરવિંદકુમારે તો તને કોઇ રીતે નારાજ કરેલી નથી એમ તું જ કહે છે. ઊલટું, એણે તો તારી પ્રશંસા કરી છે. બસ. તો, એ મુદ્દો તારી તરફેણમાં છે. અનુપમા તારા વિષે એને કશી ભંભેરણી કરી શકે તેમ નથી; કારણ કે તારું કશું યે છિદ્ર નથી, જેનું હૃદય સાફ છે; જેનાં આચરણ સાફ છે અને જે કદી જૂઠનો આશ્રય લેવા સ્વપ્નમાં ઇચ્છા રાખતી નથી એવી વ્યકિતને કોઇથી કશું જ થઇ શકે નહીં સમજી?'

આ પ્રમાણે રજનીને સ્વસ્થ બનાવીને લવંગિકા પ્રાતઃકાળનાં નિત્યકર્મમાં પ્રવૃત્ત થઇ. અનુપમા વિષે સાચી હકીકત કોની પાસેથી મળે એ મુદ્દામાં વિચાર કરતાં તેને એક જ વ્યકિત યોગ્ય લાગી. અને તે શ્રીકાંત. એને અહીં બોલાવીને પૂછપરછ કરી જોવી એવો નિર્ણય લવંગિકાએ કર્યો. એણે તરત જ રામાને પોતાની પાસે બોલાવીને પૂછ્યું: 'શ્રીકાંતભાઇ અહીં ક્યારે આવે છે?'

'બહેન, ગઈ કાલે મેં ચાર-પાંચ વખત એમને ત્યાં ટેલિફોન કરી જોયો હતો; પણ જવાબ મળ્યો ન હતો. જો તમે કહેતાં હો તો અત્યારે પાછો ટેલિફોન કરું. કદાચ ઘેર આવ્યા હશે.'

'એમ? ત્યારે એમનો ટેલિફોન નંબર તું જાણે છે? મને કહે. હું એમને ટેલિફોન કરું.'

રામાએ શ્રીકાંતનો ટેલિફોન નંબર લવંગિકાને કહ્યો. લવંગિકા તરત જ ટેલિફોનવાળા ખંડમાં ગઈ. સારે નસીબે ત્યાં કોઈ જ વ્યક્તિ નહોતી એટલે વાતચીત કરવી ફાવશે, એમ એને લાગ્યું. એણે નંબરોનું ચકરડું ફેરવ્યું. થોડીક જ વારે સ્હામેથી જવાબ આવ્યો: 'હેલાવ. તમે કોણ છો?'

'હું લવંગિકા, રજનીની સખી. બોરીવલીને બંગલેથી

બોલું છું.'

'અહો! તમે? અહીં ક્યાંથી?'

'રજની એકાએક માંદી પડી ગઈ હતી. હવે એને સારૂં છે. કાંઈ ચિંતા કરવા જેવું નથી. માતાજીએ મને બોલાવી હતી એટલે ગઈ કાલની આવી છું. વારૂ; મારે તમને એક મહત્વની બાબતમાં પૂછવાનું છે. માઠું ના લગાડશો. પણ મોટા શેઠના પત્નીની તવારિખથી આપ વાકેફગાર છો?'

'હા. પણ આ બાબત આપણે ટેલિફોનમાં ચર્ચીએ એ ઠીક નહીં. એક કામ કરશો? બોરીવલીના બંગલા બહાર આપણે મળીએ. જમણી બાજુએ એક વડનું ઝાડ આવેલું છે. ત્યાં તમે થોભજો. હું આવી પહોંચું છું અર્ધા કલાકના અરસામાં.'

'સબુર! એક જ પ્રશ્નનો જવાબ દેતા જાઓ. જે તવારિખ તમે જાણો છો તે કલંકિત છે કે નહીં?'

'એવું કાંઈક રહસ્યમય ખરૂં; પણ જગતને એની ખબર નથી અને તે ખબર બહાર આવે એ અત્યારના સંયોગોમાં ઈષ્ટ પણ નથી.'

'રજનીની બિમારી એ તવારિખને આભારી છે. રજની એ સન્નારીને બરાબર ઓળખે છે. લગ્ન-પ્રસંગે રજની ગેરહાજર હતી એટલે નિરુપાય હતી. નહીં તો, એ વ્યક્તિ અસલ સ્વરૂપમાં કોણ છે અને એનાં રહસ્ય કેવાં ઊંડાં છે એનો સ્ફોટ રજની તરફથી હું જ એ લગ્ન-પ્રસંગે કરીને લગ્ન અટકાવી દેત.'

'એમ? તમે ત્યારે એ તવારિખથી પૂરેપૂરાં માહિતગાર લાગો છો! કહેશો કે, એનું અસલ સ્વરૂપ શું છે? શું એ બાઈ કોઈ અન્ય જ્ઞાતિની છે? એ યુનિવર્સિટીની ગ્રેજ્યુએટ ન હોવા છતાં ગ્રેજ્યુએટ તરીકેની ખોટી ડીગ્રી ધારણ કરી બેઠી છે?'

વાત રસપર ચઢી. આ સવાલો જ એવા હતા કે, રૂબરૂમાં કહેવા કરતાં અત્યારે ને અત્યારે ટેલિફોન પર તેનું સ્પષ્ટીકરણ કરવામાં આવે તો ખોટું ન હતું. એટલે લવિંકાએ ખંડમાં આમ તેમ જોઈને પોતે એકલી જ છે. એવું નક્કી કરી લઈને જવાબ દીધો : 'સાંભળો, એનું ખરૂં નામ આશા છે. એની માતાનું ખરૂં નામ કૃષ્ણા છે. અત્યારે એ પોતાને અનુપમા તરીકે અને એની માતા કાલિન્દી તરીકે ઓળખાવે છે પણ એ નામો ખોટાં અને બનાવટી છે. એમની સહાયમાં એક સેતાન છે; જેનું અસલ નામ બિહારી છે પણ જે અત્યારે પોતાને ભુજંગીલાલ તરીકે ઓળખાવે છે—'

'બરાબર છે. આ હકીકત મારી પાસે આવી ચૂકી છે. પણ એથી આગળ એમની કાળી ભૂતકાળની તવારિખ મારી પાસે નથી. પરંતુ એમની વર્તમાન તવારિખ મોજુદ છે. તેઓ બેવડું જીવન ગાળે છે. દિવસના ભાગમાં સત્યવાદી હરિશ્ચંદ્રના અવતાર તરીકે ! પણ રાતે 'દુનીઆના ઉતાર' તરીકે !'

'એ તદ્દન સંભવિત બાબત છે. એમનો ભૂતકાળ હું ટૂંકામાં કહી દઉં. વીસલપુરમાં તેઓ વસતાં હતાં, રજનીના પિતાની મીલ્કત તેઓએ દગાથી હજમ કરી છે. એનો એક પૂરાવો પેલી 'પીન' છે કે જેમાં એક અજાણ્યો ચહેરો તમે અને મ્હેં જોયો હતો પરંતુ તે રજનીથી અજાણ્યો નહોતો. તે બિહારીનો જ ચહેરો હતો. આથી વધુ ખરડાયેલો ભૂતકાળ તમારે એના સંબંધમાં કેવો જોઈએ છે ?'

'તમે આશ્ચર્યજનક વાત કહી છે ! હવે મારે એ વિષે બરાબર ખુલાસા માટે તમારી પાસે આવવું જોઇશે. તમે ફકત અર્ધો કલાક રાહ જુઓ. અને મેં કહ્યું તેમ, વડના ઝાડ આગળ થોભો. હું ત્યાં આવું છું. સંભાળજો, કોઇને આ વિષે એક પણ શબ્દ કહેતાં નહીં.' અત્રે ટેલિફોનની વાતચીત બંધ પડી.

## ૧૯

# ત્રિકાળદર્શી ગાળો

दोषो गुणाय गुणीनां महदपि दोषाय दोषीणां सुवचः ।

तृणमिव दुग्धाय गवां दुग्धमिव विषाय सर्पाणाम् ॥

**ભાવાર્થ**: મોટો દોષ પણ ગુણીજનમાં ભળવાથી ગુણ બની જાય છે; સારી વાત દુર્ગુણીને કહેવામાં આવતાં તે દોષ રૂપ બની જાય છે. જેમ ગાયના ઉદરમાં ઘાસ જાય છે તો તે દૂધ બનીને બહાર નીકળે છે પણ અમૃત જેવું દૂધ સર્પના પેટમાં જતાં તે ઝેર રૂપે બહાર નીકળે છે!

—o—

લવંગિકા શ્રીકાંતની રાહ જોવા માટે અર્ધા કલાક બાદ વડના ઝાડ પાસે જવાની હતી. એ અર્ધો કલાક કેમ વીતાવવો, એ વિષે વિચાર કરતાં તેને એમ લાગ્યું કે, કમલાદેવી પાસે જઇને અનુપમા અને તેનાં કુટુંબીઓ વિષે કાંઈ પૂછપરછ કરી જોઉં. આ વિચારથી તે કમળાદેવી પાસે ગઈ. તેઓ પૂજામાં બેસવાની તૈયારીમાં હતાં. લવંગિકાને પોતાની પાસે આવેલી જોઈને તેમણે પૂછ્યું: 'કેમ, રજનીની તબિયત તો ઠીક છે ને?'

'હા. હું એ વિષે જ આપને એક-બે બાબતો પૂછવા આવી હતી.

'કેમ, શું પૂછવાનું હતું? ખુશીથી પૂછ, બહેન.'

'ડૉકટરે કહેલી વાત મારા મનમાંથી ખસી નથી.' લવંગિકા બોલી: 'રજનીના મન ઉપર આઘાત થયો છે. એ આઘાત કઇ કઈ બાબતનો હશે એ સમજાતું નથી. એ પોતે તો કહે છે કે, મને કાંઈ આઘાત થયો નથી પણ ઘડી ઘડીમાં એ એવા લવારા કરે છે કે જેનો કાંઈ સંબંધ બેસાડી શકાય નહીં. શ્રીમતી અનુપમા

બહેનના કાંઈ વર્તન ઉપરથી એના ઉપર આઘાત થયો હશે? અરુણભાઈ—'

'અરુણ તો છોકરું છે. એ ગમે તેમ કહે. એના બોલવા ઉપર ધ્યાન ન અપાય. અને અનુપમાના વર્તન વિષે મને તો કાંઈ ફરિયાદ કરવા જેવું લાગ્યું નથી. એ અને અરવિંદ મારી પાસે આવ્યાં ત્યારે એ મને એક શાણી, શીળી અને સંસ્કારી વહુ લાગી છે. એનાં વિનય વિવેક અને માનમર્યાદાની છાપ મારા ઉપર એવી પડી છે કે, પહેલાં હું જે માનતી હતી તે બધું મારે ફેરવવું પડયું છે. ભણેલી છોકરીઓ ઉદ્ધત હોય છે એમ હું માનતી હતી, અનુપમા એવી નથી.'

લવંગિકા સમજી ગઈ કે, આ ઉદાર અને ભોળા દિલની પવિત્ર શેઠાણી પાસેથી એની કુલવધૂ સંબંધે હવે જરાકે વિરૂદ્ધ વાત સાંપડે એમ નથી એટલે એણે ફેરવી તોળ્યું. એ બોલી: 'મારા વિચાર એ આપના વિચાર નીકળ્યા. રજનીના આઘાતનું કોઇક બીજું કારણ હોવું જોઇએ. હું ધીમે ધીમે એની પાસેથી એ વાત કઢાવીશ. હં... અને એક બીજી વિનંતિ કરવાની છે. શ્રીમતી અનુપમા બહેનના સ્વભાવ વિષે આપે જે વાત કહી તે ઉપરથી મને એક વાત યાદ આવી. એમના કુટુંબમાં એક શિક્ષિકા જોઇએ છે એમ મને ખબર મળી છે. તો, આપ મને એ બાબતમાં ખ્યાલ આપી શકશો કે, એમનાં માતાપિતાને એમના સિવાય કેટલાં સંતાન છે?'

'મને એ વિષે કશી ખબર નથી.' કમલાદેવીએ કહ્યું: 'અરવિંદનાં લગ્ન ઉપર મારે તીર્થયાત્રાએ જવાનું થયું હતું એટલે હું હાજર ન હતી. લગ્ન પહેલાં અરવિંદે મારી પાસે અનુપમા સંબંધી વાત કરી હતી. તે ગ્રેજ્યુએટ છે એમ કહેલું. સ્વભાવ અરવિંદને અનુકૂળ હતો એમ તે કહેતો હતો. એનાં વખાણ એ કરતો હતો અને એની સાથે લગ્ન માટે એને મંજુરી જોઇતી હતી. ત્યારે પુત્રની ઇચ્છામાં આડે આવવાની મને ઇચ્છા ન હોવાથી 'હા' પાડી હતી.

હવે હું જોઇ શકી છું કે, મેં આપેલી પરવાનગી પશ્ચાતાપ જેવી થઇ પડી નથી.'

સદ્‌ગુણી માણસો આગળ દુર્ગુણીઓના દોષ પણ સદ્‌ગુણ સમા થઈ પડે છે, એવું અનુભવીઓનું કથન લવંગિકાને ખરૂં લાગ્યું. કમલાદેવી સદ્‌ગુણી અને પવિત્ર હતાં. આખા જગતને અને તેમાં યે પોતાનાં સ્વજનને તે પોતાના જેવાં જ લેખતાં હતાં. આમાં લવંગિકાને કશું આશ્ચર્ય લાગ્યું નહીં. તેથી એણે વાત સમાપ્ત કરતાં અને ઊઠતાં કહ્યું: 'ત્યારે તો જો શિક્ષિકા તરીકે એમને ત્યાં મને તક મળે તો લેવા જેવી છે, એમ લાગે છે. આપે કહેલી બાબતો માટે આપની આભારી છું.'

રજનીની સારવારમાં ખંત રાખવા કમલાદેવીએ તેને કેટલીક સૂચનાઓ આપી અને તે બાદ લવંગિકા ત્યાંથી વિદાય થઈ.

હવે તે શ્રીકાંતને મળવા માટે વડના ઝાડ પાસે જવા નીકળી. બંગલા બહાર નીકળતાં તેણે થોડેક દૂર એક મોટો વડલો જોયો. પણ ત્યાં કેટલાક બાવાઓ અને એક સંન્યાસિની વચ્ચે તકરાર થતી હતી એમ એના જોવામાં આવ્યું. તેઓ ખૂબ ઘાંટા પાડીને લડતાં હતાં. 'મેં કીસીકો નહીં દૂંગી,' એમ સંન્યાસિની કહેતી હતી અને બાવાઓ તેને ચીપીઆઓ ઉગામીને કહેતા હતા: 'નહીં દેગી? તબ હમ તેરે કો માર માર કે લે લેંગે.'

આવા તકરારી મામલાવાળા વડના ઝાડ પાસે જવામાં માલ નથી એમ માનીને લવંગિકા બંગલાથી આશરે ચાલીસેક ડગલાં દૂર જ જ્યાં તે થોભી હતી ત્યાં જ થોભી ગઈ; અને આમ તેમ જોવા લાગી કે શ્રીકાંત આટલામાં કયાં યે આવતો નજરે પડે છે કે કેમ? તે થોડીક ક્ષણ ઊભી રહી હશે ત્યાં તો પેલી સંન્યાસિની દોડતી દોડતી પોતાના તરફ આવતી જણાઈ. તે 'મૈયા, મૈયા, હમકો બચાવ.' એમ બૂમો પાડતી હતી, એ સંન્યાસિનીના હાથમાં એક લંબચોરસ લાકડાની નાની સરખી પેટી હતી કે જે સ્ટવ મૂકવાની

પતરાંની પેટીના કદની હતી. એ ગભરાયલી, અને બૂમો પાડતી સંન્યાસિનીની પાછળ બાવાઓ ક્રોધથી ચીપીઆ ઉગામતા દોડતા હતા. લવંગિકા યે અસહાય અબળા હતી. સંન્યાસિની સાથે એને કાંઇ લેવાદેવા ન હતી. ઉગ્ર સ્વરૂપના બાવાઓ તેની પાછળ પડયા હતા. આવા મામલામાં નિરર્થક પોતે પંચાત કરે તો દુ:ખને જ નોતરે એવી વસ્તુસ્થિતિ હતી. આથી લવંગિકા દોડીને પોતાના બંગલા તરફ જવા લાગી. 'મૈયા, ઠહરો. કૃપા કર કે ઠહર જાવ.' એમ સંન્યાસિની બોલતી જ રહી પણ લવંગિકાએ ધ્યાન આપ્યું નહીં. બંગલાના દરવાજા આગળ આવીને એણે ભૈયાને ખબર આપી દીધી કે, 'કોઈને અંદર આવવા દઇશ નહીં'. ભૈયો દરવાજો બંધ કરીને પોતાની લાઠી સાથે ઊભો રહ્યો.

એ વખતે બે બનાવો એક સાથે બન્યા. એક બાજુથી સંન્યાસિની અને બાવાઓનું ટોળું દરવાજા આગળ આવ્યું અને બીજી બાજુએથી શ્રીકાંતની ટેકસી ત્યાં આગળ આવી પહોંચી. બાવાઓ સંન્યાસિની પર પ્રહાર કરવા તત્પર થતા હતા ત્યાં જ શ્રીકાંતે પડકાર કર્યો : 'એ સાધુ લોક ! રૂક જાઓ. હૈ કયા ? એ સાધ્વી પર લાઠી ચલાતેં હો ? શરમ નહીં આતી હય ?'

'બાબુ સાંબ ! હમારા ઝઘડા મિટાઓ. મહેરબાની કરકે, હમકો રક્ષણ દો.' સંન્યાસિની ટેકસીમાંથી ઊતરેલા શ્રીકાંતના ચરણ પાસે બેસી પડીને વિનતિ કરવા લાગી.

'શું ? ઝઘડો શેનો છે ?' શ્રીકાંતે પૂછયું : આ વખતે લવંગિકા હિમ્મતથી બહાર આવી. બન્નેએ એક બીજાને વંદન કર્યાં અને લવંગિકા કાંઇ બોલે તે પહેલાં સંન્યાસિની બોલી : 'એ બાઈ સહાબ કો માલુમ હય. યે સબ મેરે કો મારને કે લીયે તૈયાર થા. મૈં ઇનકા શરન લેને કે લિયે યહાં દૌડ આઈ. યે સબ મેરે પીછે આયે.'

'પણ તમારે આવી રીતે તુફાન શા માટે મચાવવું જોઈએ ?'

શ્રીકાંતે કહ્યું અને એક બાવાને ઉદ્દેશીને પુછ્યું : 'તમે શા માટે આ સંન્યાસિનીને મારવા આવ્યા છો?'

'બાબુજી,' એક બાવાએ ગુજરાતીમાં કહ્યું : 'વાત એમ છે કે, આ સાધુડી પાસે એક ત્રિકાળદર્શી ગોળો છે, આજ સુધી અમારી જમાતમાં રહીને આ ગોળો તે અમને આપી દેવાનું કહેતી હતી. પણ હવે તે કહે છે કે, તમને કોઇને નહીં આપું. કોઈ સુપાત્રને શોધી તે તેને આપી દઈશ.'

'એ ગોળાની માલેકી કોની છે?'

'મેરી' સંન્યાસિનીએ કહ્યું: 'યાને શ્રી ભગવાનને મુઝેકો દિયા હે. મેં ઉનકા ચાહે સો કરને કી અધિકારી હું.'

'નહીં. એ જૂઠું છે,' બાવો બોલ્યો; 'અમારી જમાતની માલેકીનો એ ગોળો છે. હમારા ગુરુની જ્યારે સમાધિ થઈ ત્યારે ગુરુએ પોતાની પાસેનો આ ગોળો ફક્ત આ સાધુડીને સોંપ્યો હતો. પણ તે અમારા બધાની વતી એને સાચવવા માટે. એનો સાચવણી સિવાય બીજો કોઈ હક્ક એના ઉપર નથી.'

'યે ઝૂઠ કહતા હય. યે લોક ઈનકી શરતેં નહીં પાલતે. ઈનકા દુરુપયોગ કરનેકા ઈરાદા રખતેં હય. યે પવિત્ર વસ્તુ કો શૌચ અશૌચ કે નિયમકા પાલન કર કે રખની ચાહીયે; વો કરને કો તૈયાર નહીં હય. એ ચીઝ ઇન્હી કે પાસ જાયગી તબ ગુન્હેગારી, બદમાશી ઔર તુફાન ધાંધલ કરકે વો પૃથ્વીકા સર્વનાશ કરેંગે. પાપ બઢાવેંગે—'

'રખ્ખો, રખ્ખો, યે તુમ્હારી સબ બાતેં તુમ્હારી જેબમેં! હમ પાપી ઔર તુમ પુન્યશાલી! હમ બદમાશ ઔર તુમ સદાચારી! કયા અસત્ય બાતેં બનાતી હય. હમકો વો મિલના ચાહીએ ઔર હમ યે લેંગે. બાબુજી! આપ કૃપા કરકે યહાં સેં ચલે જાય. હમ હમારા ઝઘડા મિટા લેંગે—'

અંત્રે ટેકસા-ડ્રાઇવરે આ લોકોની વચ્ચે આવીને કહ્યું: 'એ બાવા! સારા માણસોનું અપમાન ના કરીએ, સમજ્યો! તમારો ઝઘડો પતાવવો સહેલો છે. હું એનો એક રસ્તો બતાવું. પણ એટલી શરત કે, 'હું કહું તેમ કરવું.'

'અમારો ઝઘડો તમે શી રીતે પતાવશો? આ બાવીને અમે ગોળો નથી આપવા માગતા. એ અમારે જોઇએ છે. બાવી કહે છે કે, એનો હક્ક છે. અમે કહીએ છીએ કે, અમારો છે.'

'હા. એ તો મેં સાંભળ્યું. પણ તે છતાં યે એક રસ્તો છે. બોલો, હું કહું તેમ કરશો? તમારો ઝઘડો પતાવી દઉં.'

બાવાઓએ માંહોમાંહે સંતલસ કરી. શ્રીકાંત અને લવંગિકા તેમજ સંન્યાસિની કુતુહલ વૃત્તિથી ડ્રાઇવર તરફ જોઇ રહ્યાં. આખરે થોડીક ક્ષણો બાદ પેલા બાવાએ કહ્યું: 'અચ્છા. તમે કહેશો તેમ કરીશું.'

'ત્યારે સાંભળો.' ડ્રાઇવરે કહ્યું: 'આ કાચના ચમત્કાર તમારામાંનો કોઇ પણ બાવો બતાવી શકે તેમ છે? આ સંન્યાસિની કહે છે કે, એ પવિત્ર વસ્તુ શૌચ અશૌચના નિયમ વિના તમે લોકો લેવા માગો છો. તમે લોકો કહો છો, તે જુઠું બોલે છે. તમે અધિકારી છો કે કેમ એ તમે સાબિત કરી આપી શકો છો?' તેણે શ્રીકાંત તરફ વળીને પૂછ્યું: 'કેમ સાહેબ, હું બરાબર કહું છું ને?'

શ્રીકાંત જવાબ દે તે પહેલાં બાવો બોલ્યો: 'હા, હા. હું આ ગોળાના ચમત્કાર બતાવી શકું છું. હું અખતરો કરવા તૈયાર છું.'

ડ્રાઇવરે સંન્યાસિનીને કહ્યું; 'કહો, બાઇ, તમને એ કબૂલ છે?'

સંન્યાસિનીએ ના પાડી. ડ્રાઇવરે કહ્યું: 'કેમ!' સંન્યાસિનીએ કારણ આપવા ના પાડી. શ્રીકાંત અને લવંગિકાને ડ્રાઇવરે કહ્યું: 'તો પછી આ લોકોના ઝઘડામાં આપણે વચ્ચે પડવાની જરૂર નથી. એ

લોકો એમનું ફોડી લે. લાવો, સાહેબ, મારું ભાડું. આપ આપના બંગલામાં જાઓ; આ લોકોને ભૈયા મારફત અહીંથી હાંકી કાઢો અને હું મારે રસ્તે પડું.'

સંન્યાસિનીએ કહ્યું: 'નહીં. નહીં. ઐસા મત કરો. નારાજ હોનેકી જરૂરત નહી હૈ. યે લોક ગોલા લે જાવે નહીં ઇસલીયે મૈંને ઇન્કાર કરા થા. આપ જમાનત દો કી વે નહીં લે જાવે તબ મૈં ઈન્કા અખતરા ઈન લોગ કો કરને દૂંગી.'

શ્રીકાંતે કહ્યું: 'આ લોકોનો ઝઘડો કેમ પતાવવો એ જ મને તો સમજાતું નથી.'

લવંગિકા બોલી: 'હું પણ એની મુંઝવણમાં છું. 'હા' અને 'ના' નો આ સવાલ, આ બે પક્ષ સંપસંપીને રહે તો જ પતે. તે સિવાય શી રીતે પતે ?'

ડ્રાઈવર બોલ્યો: 'જો બેઉ પક્ષ આ ગોળાના કામકાજથી વાકેફગાર છે એમ સાબીત થાય તો અમુક માર્ગ સૂચવવા હું તૈયાર છું, અને તમો સૌને વાજબી લાગશે એમ હું ખાત્રીથી કહું છું.'

'અચ્છા યે લોક કો ગોલે કા ચમત્કાર દિખાનેકી મેં મંજુરી દેતી હું. મગર યે ગોલેકી રક્ષા તુમ્હારે સિર.'

'જરૂર.' ડ્રાઇવરે કહ્યું: 'મારા ચુકાદા વિના કોઇનાથી આ ગોળો લઇ જઈ શકાશે નહીં.' બાવાઓ તરફ વળીને તેણે કહ્યું: 'તમને આ શરત મંજુર છે ને ?'

'હાં. હાં. મંજુર. મંજુર.'

સંન્યાસિનીએ પોતાના હાથમાંની પેટી જમીન પર મૂકી. ડ્રાઈવરે ફક્ત જે બાવો અખ્તરો કરવાનો હતો તેને તે પેટી આગળ ઊભો રાખ્યો અને બાકીનાં તમામ જણને વેગળાં ઊભાં રાખ્યાં, જેમાં શ્રીકાંત અને લવંગિકા તથા સંન્યાસિની પણ હતાં. ટેકસીની

તદ્દન નજદીક આ પેટી મૂકવામાં આવી હતી. બાવો એની પાસે જમીન પર પલાંઠી વાળીને બેઠો અને પેટી ઉઘાડી.

'બોલો, શી બાબત જાણવી છે?' તેણે પૂછ્યું.

'આ બંગલામાં કેટલા આદમી છે? અને તેઓ દરેક જણ અત્યારે ક્યાં ક્યાં છે અને શું કરી રહ્યાં છે, એ કહી આપો.' ડ્રાઇવરે કહ્યું.

'અચ્છા.' આમ કહીને બાવાએ થોડોક વખત આંખો મીચીને ધ્યાન ધર્યું. સૌ જણ એ શું કરે છે તે જોઈ રહ્યાં. બાવાએ કાચના ગોળામાં જોવા માંડયું અને પછી બોલવા માંડયું: 'આ મકાનમાં એક પૂજા-ઘર છે. પૂજા-ઘરમાં એક પવિત્ર વૃદ્ધ બાઈ પૂજા કરે છે. અત્યારે તે ભગવાનની ઉપર ફૂલ ચઢાવે છે. એમની નજદીકના ઓરડામાં આશરે ૭-૮ વર્ષનો એક કુમાર છે. એ કુમાર અને તેમનો નોકર અત્યારે રમત રમી રહ્યા છે. ચિત્રોની એક ચોપડીમાં જોઇને લાકડાના કટકાઓથી કુમાર એક મકાન બનાવે છે. નોકર એની પાસે બેઠો બેઠો એને જોઈતા કકડાઓ આપવામાં મદદ કરે છે. મકાનના પહેલા માળ પર એક ખંડમાં એક બિમાર જુવાન બાઈ પલંગમાં સુતેલી છે. એના માથામાં ઘણુંજ દર્દ થાય છે અને તેથી તે ચીસો પાડે છે—

'ઓ પિતા! ઓ...ઓ...પિતાજી!' ખરેખર એ.જ વખતે મકાનમાંથી ચીસો સંભળાઇ. લવંગિકા તે સાંભળીને ચોંકી. તેણે શ્રીકાંતને કહ્યું: 'આ તો રજની બૂમો પાડતી સંભળાય છે. ચાલો, આ પંચાત છોડો. આપણે એની પાસે જઇએ. એનું દર્દ પાછું વધ્યું જણાય છે!'

લવંગિકા આમ કહીને દરવાજામાં પેઠી. શ્રીકાંતે ખિસ્સામાંથી એક પાંચ રૂપીઆની નોટ કાઢીને ડ્રાઇવર તરફ ધરીને કહ્યું: 'તારા પૈસા કાપી લઇને બાકીના પાછા આપ,'

સંન્યાસિની બોલી: 'બાબુજી! હમારા ઝઘડા—'

ડ્રાઇવરે કહ્યું: 'તુમ્હારા ઝઘડાકા મૈં નિકાલ કર દેતા હઉં.' એણે ખિસ્સામાં હાથ નાંખીને એક રિવોલ્વર બહાર કાઢી અને પેલો બાવો કે જે કાચમાં જોતો હતો, તેના તરફ રિવોલ્વરની નળી ધરીને કહ્યું: 'ઊઠી જા. અહીંથી; અને બિલ્કુલ ગરબડ કર્યા વગર આઘો ઊભો રહે—નહીંતર તારું ટાલકુ રંગી નાખીશ.'

બાવો ગભરાટથી ઊઠી ગયો. ડ્રાઇવરે ગોળાવાળી પેટીનું ઢાંકણું બંધ કર્યું અને પોતાના હાથમાં તે પેટી લઇને તમામ સામે ઊભેલાઓ તરફ રિવોલ્વર ધરીને બોલ્યો: 'મારો ચૂકાદો સાંભળી લ્યો. આ ગોળો હું જ લઇ જાઉં છું. જે કોઈ મારી સામે થશે તેઓ ઉપર હું આ રિવોલ્વરમાંથી ગોળી છોડીશ. જાન ગુમાવવો હોય તો મારી સામે થવા કોશિષ કરજો.'

'આ ઘોર અન્યાય છે!' લવંગિકા બોલી.

'આપને તે સાથે નિસ્બત નથી, શ્રીમતી!' ડ્રાઈવર બોલ્યો, 'અને મારા આ ગ્રાહક સજ્જન પોતાની પાંચની નોટ પોતાની પાસે રાખે. મને એમનું ભાડું નહીં જોઈએ.' આમ કહીને તે સ્ફુર્તિથી ગોળાની પેટી સાથે ટેકસીમાં બેસી ગયો. બાવાઓ તરફ તેણે એક હાથે રિવોલ્વર તાકેલી રાખી અને કહ્યું: 'યાદ રખ્ખો. કોઈ ભી હમારી પાસ આયા તો માર ડાલેગા!'

મકાનમાંથી આ વખતે રજનીની બૂમો સંભળાતી હતી. લવંગિકાનું ચિત્ત હાથમાં રહ્યું નહીં. તે અંદર દોડી ગઇ. શ્રીકાંતે ડ્રાઇવરને કહ્યુ: ભલે આ અત્યાચારમાં પ્રવૃત્ત થા. ઘરમાં એક બાઈ બિમાર છે એટલે હું લાચાર છું. પણ તારી ટેકસીનો નંબર મેં ધ્યાનમાં રાખેલો છે, તેથી ફુરસદ મળતાં પહેલી જ તકે હું પોલિસને ખબર આપીને તારી ખબર લઇશ.'

'ઉફ્! એવી ધમકીથી ડરે કોણ?' આમ કહીને એ ટેકસી

ડ્રાઈવરે હાંકી મૂકી! એના હાથમાં રિવોલ્વર હોવાને લીધે કોઈનાથી એની સામે થઇ શકાયું નહીં અને એનો પીછો લેવાની હિમ્મત પણ કોઇનાથી કરી શકાઇ નહીં.

ટેક્સીનો નંબર ભૂલી જવાય નહીં તે માટે પોતાની નોટ-બુકમાં શ્રીકાંતે લખી લીધો અને બાવાઓ તેમ જ સંન્યાસિનીને કહ્યું : 'જાઓ, પોતાના ઝઘડા પોતે જ મિટાવે નહીં અને પારકાં પાસે ન્યાય કરાવવા જાય તેઓના આવા હાલ થાય છે. ગુણવાન માણસો જગતમાં મળવાં દુર્લભ છે; જ્યારે દુર્ગુણીની સંખ્યા અપાર મળશે.'

બાવાઓ અને સંન્યાસિની વિલાપો કરતાં રહ્યાં અને સાધુ વર્ગને બંગલા આગળથી દુર હાંકી કાઢયો.

## ૨૦

## ઉઠાઉગિરીમાં નિષ્ફળતા

લવંગિકા અને શ્રીકાંત રજની પાસે ગયાં તો તેણે ખબર આપી: 'પેલો જે ડ્રાઈવર તમારી સાથે વાત કરતો હતો અને પછીથી તમને સૌને રિવોલ્વર બતાવીને ન્હાસી ગયો હતો તેને જોઇને હું બૂમો પાડતી હતી. તમે એને ઓળખ્યો હતો ને?'

'એને અમે ઓળખતાં નથી.' લવંગિકાએ કહ્યું: 'તમે ઓળખો છો, શ્રીકાંતભાઇ?'

'ના. મેં એની ટેક્સીનો નંબર લખી લીધો છે. હું હમણાં જ મુંબઈ જઇને એની તપાસ શરૂ કરીશ.'

'તમે એને ઓળખ્યો નહીં', એ સ્વાભાવિક છે. એ બિહારી હતો! એણે કેવળ વેષ પલ્ટો કર્યો હતો!' રજની બોલી: 'અને તમને તેનાથી ચેતાવવા માટે જ હું ચીસો પાડતી હતી!'

'હેં?!' બન્ને જણ આશ્ચર્યચકિત થતાં બોલી ઊઠયાં.

'મેં એને જોયેલો છે. એકથી વધુ વાર જોયેલો છે. એનો અવાજનો પણ મને બરાબર ખ્યાલ છે. હું એને અત્યારે ઓળખવામાં ભૂલ્યો હોઇશ કે શું?' શ્રીકાંતે પૂછ્યું.

'ખચિત જ!' રજની બોલી: 'મારી તબિયત કાંઈ અત્યારે નાદુરસ્ત નથી; કે જેથી હું તબિયતની અસ્વસ્થતામાં સ્વપ્ન જોતી હોઉં કે ભ્રમણાથી લવારી કરતી હોઉં. મને બિહારીનો વર્ષોનો અનુભવ છે. એ જ એ ભયંકર ભુજંગ છે કે જેને હું ચાહે તે વેષમાં પણ ઓળખી શકું તેમ છું.'

'ઠીક. એની હવે બરાબર ખબર લેવામાં આવશે. આ વખતે એ અમને થાપ આપી ગયો તો હવે અમે એને થાપ આપીશું. શ્રીકાંત બોલ્યો,

અત્રે લવંગિકાને એક વિચાર સૂઝયો. 'પેલા બાવાઓનું ઝુંડ અને પેલી સંન્યાસિની શું તેનાં સાગ્રીત હશે? આપણે તેઓને પૂછપરછ કરીએ. હજી પણ તેઓ પેલા વડના ઝાડ આગળ જ હશે.'

'અસંભવિત!' શ્રીકાંત બોલ્યો: 'જો એ બિહારી હતો તો આ બધાં તેનાં સાગ્રીત હશે. અને હવે તેઓ આ બંગલાની આસપાસ ભટકતાં હશે જ નહીં.'

'એમ? આવો આપણે તપાસ કરી આવીએ.' લવંગિકાએ સૂચવ્યું. શ્રીકાંત તેની સૂચના સાથે સંમત થયો અને તેઓ બન્ને જણુ તપાસ માટે બહાર ગયાં.

ખરે જ એ બાવાઓનું ઝુંડ ત્યાં નહોતું! શ્રીકાંતે કહ્યું; 'હવે મને ખ્યાલ આવ્યો કે, તેઓ અહીં શા માટે આવેલા? આ બંગલો એ લોકોએ બરાબર સ્મરણમાં રાખવા માટે અગાઉથી જોઈ લીધો! બિહારી તેનાં સાગ્રીતોને તે બતાવવા માટે આવ્યો હતો. હું તેઓના ભૂતખાનામાંથી છૂટયા પછી શું કરૂં છું તેની દેખરેખ એ લોકો રાખતાં હશે. મને તેઓએ અહીં જોયો. ઉપરાંત તમને પણ જોયાં.

એટલે હું ચેતી ગયેલો છું અને આજના તેઓના પ્રપંચની સામે થનાર છું એમ તેઓ સમજી ગયાં! તેઓ તપાસ માટે આવેલાં એ ચોક્કસ!

'આજનો પ્રપંચ શો ?' લવંગિકાએ પૂછયું.

શ્રીકાંતે પોતાની વીતકની વાત તેને કહી. આજે સાંજે જ્યારે અરુણને લઇને રજની ફરવા જાય ત્યારે બદમાશો અરુણને ઉઠાવી જવાના છે. એ વિગત સાંભળીને લવંગિકાએ કહ્યું: 'તો આપણે હવે જલ્દીથી પોલીસ ખાતાને ખબર આપી દઈએ.'

'ના કશી જ ઉતાવળ કરવાની જરૂર નથી. કોઇ રીતે ગભરાવાની જરૂર નથી. બિહારીના પાસા આજે હું ઊંધા પાડીશ અને તે પણ એક યુકિતથી !' 'શ્રીકાંતે આમ કહીને લવંગિકાના કાનમાં કાંઇક કહ્યું : જે સાંભળીને તે બોલી : 'વારુ ! યુકિત તો સરસ છે.' બાદ તે એકદમ ગંભીર બની ગઇ. શ્રીકાંત તેની એકાએક ગંભીરતા નિહાળીને પૂછ્યું: 'શા વિચારે ચઢયાં?'

લવંગિકા બોલી : 'જેનો ભૂતકાળ પ્રપંચકાર્યોથી ભરપૂર છે તે કુટુંબનો સંયોગ અરવિંદ ભાઈ સાથે થયો છે ! હજી પણ એ પ્રપંચીઓ પોતાના પ્રપંચ છોડતાં નથી ! આ સ્થિતિ કયાં જઈને અટકશે, એ સમજાતું નથી.'

'ભાવિનો કશોજ વિચાર અત્યારે ના કરો.' શ્રીકાંતે કહ્યું : 'આપણે વર્તમાન સુધારવાનો છે. અને પોલિસ-ખાતાની મદદ આપણે પોતે લેવા જવી નથી. એમ કરીએ તો અરવિંદના જીવન-માર્ગમાં આપણે જ કાંટા બિછાવનાર ઠરીએ છીએ ! ભૂતકાળનાં પાપ એમની મેળે આપોઆપ બોલી ઊઠશે.'

લવંગિકા આ સૂચના સામે સંમત થઇ અને શ્રીકાંત માતાજી કમલાદેવીને મળ્યો. તેઓ તેને જોઈને આનંદિત થયાં. રજની

જેવી લાયક શિક્ષિકા મેળવી આપવા માટે તેમણે એકવાર ફરીથી શ્રીકાંતનો આભાર માન્યો પણ અનુપમા સંબંધી અસંતોષ દાખવ્યો. રજનીના અપમાનની અને અરુણ સમક્ષ તુંડમિજાજીપણું બતાવવાની તેની રીતભાતની ફરિયાદ કરીને માતાજીએ જણાવ્યું 'શ્રીકાંત, કોઇને મોઢે મેં મારા મનની જે વાત કરી નથી તે હું તને કહું છું. અનુપમાને હું ફરીથી આ ઉંબરે પગ મૂકવા નહીં દઉં.'

'માતાજી! આપ આ શું કહો છો?'

'લવંગિકા મને એના સંબંધમાં પૂછપરછ કરવા આવી હતી, મેં એનો લેશમાત્ર દોષ કાઢયો ન હતો—કેવળ એટલા જ માટે કે, બીજાં આગળ આપણાં છિદ્રો ખુલ્લાં ન કરવાં. પણ શ્રીકાંત, તું તો મારા ઘરનો માણસ છે. તું અરવિંદનો હિતેચ્છુ અને અને પરમ મિત્ર છે. જો અરવિંદને એ વહુ સાથે ફાવતું ન હોય તો હું એવા મતની છું કે અરવિંદને બીજી પરણાવવી.'

'માતાજી! માતાજી! આપના અંતઃકરણમાં ઘણો જ ઉદ્વેગ થયો હોય એમ લાગે છે; તેથી જ આપ આ બધું કહો છો: પણ કૃપા કરીને આપ કોઇ પણ પગલું આવેશમાં ના ભરશો. અરવિંદ અને અનુપમાને હું તેમના પ્રવાસ પછી બહુ વખત મળ્યો નથી. પણ વસ્તુસ્થિતિ શી છે તે જાણ્યા પછી અને અરવિંદની ઇચ્છાથી વાકેફગાર થયા પછી, આપના પ્રતિષ્ઠિત કુળની પ્રતિષ્ઠા ન ડુબે, એ રીતે જ યોગ્ય પગલાં લઇશું, એની ખાત્રી રાખશો.'

'મેં તો મારા વિચાર તને કહી દીધા. એ ગ્રેજ્યુએટ વહુ હવે મારે ઉંબરે નહીં ચઢી શકે. અરવિંદને હું બીજી પરણાવવા માગું છું. બન્ને બાબત પર વિચાર કરી જોજે. હું તારા સિવાય બીજા કોઇને આ વાત કહેવાની નથી.' આમ કહીને કમળાદેવી તેની પાસેથી ઊઠીને ચાલ્યાં ગયાં.

શ્રીકાંત ગંભીરતાથી માતાજીના ઉદ્દેગ વિષે વિચારો કરતો ત્યાંથી ચાલ્યો ગયો. તે બોરીવલી રેલ્વે સ્ટેશને જઈને એક લોકલમાં બેસીને ગ્રાંટરોડ રેલ્વે સ્ટેશને આવ્યો. તે પ્લેટફોર્મ બહાર નીકળીને પગપાળો જતો હતો ત્યાં પેલો નં. ૧૮૪૬ વાળો વિકટોરીઆવાળો પોતાની ગાડી હાંકીને તેની નજદીક લાવ્યો. બેઉની નજર એક થતાં ગાડીવાળો કાંઈ બોલે તે પહેલાં જ શ્રીકાંતે તેને કહ્યું: "ભાઈ, તારૂં ભાડું મારે ચૂકવવાનું છે. તે દિવસે—'

'તો ચૂકવી દો, મહેરબાન!' ગાડીવાળાએ અંત્યવચ્ય કહ્યું. શ્રીકાંતે તેના હાથમાં એક રૂપીઓ મૂકયો અને કહ્યું: 'એમાંથી તારે મને કાંઈ જ પાછું આપવા જરૂર નથી. તને ઘણી તકલીફ પડી છે અને પેલા ગુંડાઓ—'

'એ લોકો કોઈ સફેદ-શયતાનો હતા, એ તો ચોક્કસ છે, મહેરબાન! તમે ગયા એટલે એ લોકોએ મારી સાથે ઝઘડો કરવો બંધ રાખ્યો અને 'ચોર! ચોર! પકડો! પકડો!' એવી બૂમો મારી હતી. એમના ગાડીવાળાને પૈસા ચૂકવી દઈને એ લોકો એક ટેકસીમાં ચઢી બેઠા હતા અને હું તો વાયરો જ ખાતો રહ્યો હતો! તમે ક્યાં ભાગશો, એ વિષે હું મોટી ગુંચવણમાં પડ્યો હતો પણ એમનાવાળો ગાડીવાળો સારો આદમી હતો. એણે મને કહ્યું કે-તમે વાલકેશ્વર અને બોરીવલી આગળ ઘણું ખરૂં મળી શકો છો. એણે મને એ પણ ખબર આપી હતી કે-જાણી બુઝીને તેના ઉતારૂઓએ તમારી ખાતર એની પાસે ઝઘડો કરાવ્યો હતો. શું એ લોકો તમારા દુશ્મનો હતા?'

'હું તો એ લોકોને ઓળખતો પણ નથી. કોઇ મવાલીઓ હોવા જોઈએ. અને તેથી જ ચેતી જઇને હું 'બસ'માં બેસી ગયો. હતો. તને તારા પૈસા મળી ગયા એટલે—'

'અરે, સાહેબ, ખાનદાન આદમીઓના પૈસા તે કોઈ કાળે ખોટા થતા હશે? મને તો વિશ્વાસ જ હતો કે, કોઇવાર

ફરીથી આપનો ભેટો થશે ત્યારે મારા પૈસા આપ પ્હેલા જ આપી દેશો. બેસી જાઓ, આપને જ્યાં જવું હશે ત્યાં લઈ જઈશ.'

શ્રીકાંત તેની લાગણી માટે તેનો આભાર માનીને પોતાને આટલામાં જ જવાનું છે, એમ કહીને તેની પાસેથી છૂટો પડયો. તે એક ટ્રામમાં બેસીને મુખ્ય પોલિસ-ઓફીસે ગયો. ત્યાં ભાડુતી ટેક્સીઓનું રજીસ્ટર રાખનાર કલાર્ક પાસે જઈને તેણે પુછપરછ કરી કે-નં. એકસ. બી. ૧૬૮૯૬ ની ટેકસીવાળાનું નામ શું છે?

'તમારે શોધાઇ ફી આપવી જોઇશે, મિસ્ટર!'

ખુશીથી. આપ જે કહેશો તે આપીશ.'

'તમારે જે આપવું હોય તે આપો. અમારો નિયમ તો એક રૂપીઓ લેવાનો છે. એની તમને પાવતી નહીં મળે.'

શ્રીકાંત સમજી ગયો કે, ચ્હાપાણીના પૈસા આ માણસને જોઇએ છે. 'આપ રજીસ્ટર તો જોઇ આપોઃ?' તેણે કહ્યું.

'તમે તમારી મેળે શોધી લેજો ને? મને તો બહુ કામ છે. જે આપવું હોય તે આપો અને પંચાત છોડો.' કલાર્ક કહ્યું. શ્રીકાંતે તેના હાથમાં અર્ધો રૂપીઓ સેરવી દીધો. કલાર્કે કશી કચકચ કરી નહીં અને રજીસ્ટર તેને આપ્યું.

શ્રીકાંતને તપાસ કરતાં માલુમ પડયું કે—એ નંબર જ એમાં ન્હોતો! કુલ્લ જેટલા નંબરો હતા તે કરતાં આ નંબર તો ઘણોજ આગળ હતો!

'એ નંબર તો આમાં નથી!'

'બસ તો સમજવું કે, એ બનાવટી હોવો જોઇએ!'

'બનાવટી! આ સિવાય બીજું રજીસ્ટર તો આપને ત્યાં નથી ને?

'ના, ભાઈ, ના. તમને કોઇકે તદ્દન ખોટો નંબર આપ્યો છે!

હું તો પ્હેલેથી જ એ નંબર જોતાં સમજી ગયો હતો. આટલી બધી ટેકસીઓ આ શહેરમાં હોય પણ ખરી? કોઇ ગઠીઓ તમને બનાવી ગયો! શું તમારૂં કાંઇ તે લઇ ગયો છે? ફરિયાદ નોંધાવો. તરત જ તપાસ થશે. અને તમારૂં જે કાંઇ ગયું હશે તે અમે પાછું મેળવી આપીશું!'

કલાર્કને બે હાથ જોડી નમસ્કાર કરતો શ્રીકાંત ઊઠયો; અને બોલ્યો: 'એવી બધી તકલીફમાં કોણ પડે? મારું કાંઇ ગયું નથી એટલે મારે કોઈ પગલાં લેવાની જરૂર નથી.'

ટેકસીનો નંબર બનાવટી હતો, એ ઉપરથી શ્રીકાંતનો શક, પોલિસ-ઓફિસેથી વિદાય થતાં, દઢ થયો કે-કદાચ એ ડ્રાઇવર કોઈ ગુંડો હોય. રજનીએ કહ્યા પ્રમાણે એ ડ્રાઇવરને શ્રીકાંતથી બિહારી માની શકાયો નહી; પણ બિહારીની ટોળીનો એકાદ જણ તે હોય એમ તેણે માન્યું, ન્યુમોંએ લૉજમાં તપાસ કરવા તેણે વિચાર કર્યો. 'એ જે કોઈ હશે તેનો પત્તો બિહારીની રૂમ આગળથી મળશે.' એમ ધારીને તે મજકુર લૉજમાં ગયો. નં. ૧૩ ની રૂમને તાળું દીઠું. એક નોકર ત્યાંથી પસાર થતો હતો. તેને તેણે પૂછ્યું: 'આ રૂમવાળા ગૃહસ્થ કયાં ગયા છે?'

'આ રૂમ તો આજે ખાલી થઈ ગઈ છે! અમારા શેઠને પૂછો. એ તમને બધો પત્તો આપશે.' નોકરે કહ્યું.

અજાબ થતો શ્રીકાંત, લૉજના મૅનેજરને મળ્યો. તેને જણાવવામાં આવ્યું કે, 'એક કલાક ઉપર આ રૂમવાળા મિ. ભુજંગીલાલ પૂના જવા માટે રૂમ ખાલી કરી ગયા છે. એમણે પોતાનું પૂનાનું સરનામું અમોને આપેલું છે અને કોઇ પૂછપરછ કરવા આવે તો ત્યાં પત્રવહેવાર કરવા જણાવેલું છે.'

શ્રીકાંતે એ સરનામું મેળવ્યું. '૬૮, બુધવાર પેઠ.' એણે મૅનેજરને પૂછી જોયું કે-ભુજંગીલાલ તમને કેવા લાગ્યા હતા?

મેનેજરને એના સંબંધી કશી જ ફરિયાદ કરવાની ન હતી. એનાં તમામ નાણાં એને ચૂકવી દેવાયલાં હતાં અને ભુજંગીલાલ, એ લૉજમાં રહ્યો તે દરમ્યાન એણે મેનેજરને કશી તકલીફ આપી ન હતી. શ્રીકાંત લૉજમાંથી નીકળીને સ્હામેના મકાનમાં જ્યાં તેણે ખોલી ભાડે રાખી હતી ત્યાં ગયો. ખોલીમાં તેણે વેંટીલેટર પાછળ છુપાવેલો ફોટો મેળવવા હાથ નાખ્યો તો ફોટો ત્યાં માલુમ પડયો નહીં! પણ તેને બદલે એક કવર મળ્યું! એણે તે ફાડયું. તેમાં એક તમંચાનું ચિત્ર તેણે જોયું. ઉપરાંત લખાણ હતું કે: 'બચ્ચાજી! 'કાળા તમંચા'ની ટોળીને હફાવવી રહેલ નથી. અમારો પીછો છોડી દેજે. રીતસર તારે રસ્તે જેમ જતો હોય તેમ જા; અમારામાં પોલ છે એમ તું માનતો હોય તો પણ તેમાં ડખલ કરવા મથીશ તો વગર મોતે માર્યો જઈશ. અમે જેને દાઢમાં ઘાલીએ છીએ તેનો મોતથી જ છૂટકો કરીએ છીએ. યાદ રાખજે અમારી શિખામણ. અમે છીએ, **કાળો તમંચો અને તેના સાત સાથી.**'

આ વાંચીને શ્રીકાંતનાં રોમાંચ ખડાં થઈ ગયાં. તે દાંત કચકચાવીને બોલ્યો: 'બદમાશો! શું તમે એમ માનો છો કે, મારા મિત્રનાં કુટુંબીઓને, આશ્રિતોને અને એની માલમિલ્કતને તમે અનહદ નુકસાન કર્યા કરો તે હું ચૂપચાપ દૂર રહ્યો રહ્યો જોયા કરૂં? ના, ના. મારો પ્રાણ જાય તેની મને પરવા નથી પણ તમારો તો પીછો નહીં જ છોડું.'

તે ખોલી બહાર આવ્યો અને ચાલી નીચે જઈને તેણે ભૈયાને પૂછપરછ કરી કે, મારી રૂમમાં મારી ગેરહાજરીમાં કોઈ આવેલું?

ભૈયાના કહેવાથી ખબર મળી કે, આશરે દોઢ કલાક ઉપર એક ગૃહસ્થ જેવા પોષાકનો યુવક શ્રીકાંતની પોતાની ચિઠ્ઠી લઈને આવેલો, જેમાં એ યુવકને પોતાની ખોલી જોવા દેવા અને થોડોક વખત તેને હસ્તક તે ખોલી સોંપવા લખેલું હતું. એ ઉપરથી એ

યુવકને ભૈયાએ ખોલીમાં જવા દીધેલો. એને તાળું તો લગાડેલું ન હતું એટલે ચાવી સંબંધી કાંઈ ચિંતા ન હતી.

'મારી ચિઠ્ઠી! ક્યાં છે તે?' શ્રીકાંતે ભૈયાને પૂછ્યું.

ભૈયાએ તો તે ચિઠ્ઠી ફાડી નાંખેલી એટલે તેની પાસે અત્યારે તે ન હતી! શ્રીકાંતને ભૈયા ઉપર ઘણી ચીઢ ચઢી પણ ખામોશી ધારણ કરીને તેને કશું જ કહ્યા વિના ત્યાંથી તે ચાલ્યો ગયો.

તેને એક નવો વિચાર સૂઝ્યો: 'હવે એક સ્થાન બાકી છે–વરલીનું ભૂતખાનું! ત્યાં તપાસ કરી જોઉં. તે પછી બોરીવલીને બંગલે જ હું તેમની રાહ જોતો થોભીશ; અને તેમને છેતરવાની એક નવી યુક્તિથી કામ લઈશ.'

તે વરલી ખાતે ગયો. 'રોતું' જાય તે મુવાની ખબર લાવે' એ કહેવત મુજબ ત્યાંની સ્થિતિ જણાઈ. એ મકાનને તાળું હતું. તેની અંદર તે બારી મારફત પેઠો પણ નિરાશા જ ઉત્પન્ન થઈ. 'આ લોકો ક્યાં જતા રહ્યા?' શું પૂનાનું સરનામું સાચું હશે? પણ પૂના ખાતે તેઓ એમને એમ શી રીતે જાય? અહીંથી તેઓને તેમનો શિકાર લઈ જવાનો છે, તે લીધા વગર જતા હશે ખરા? નહીં. કેવળ મને ભ્રમમાં નાંખવા માટે આ જાળ બિછાવેલી છે! પણ હું તેમાં ફસાઇશ નહીં.'

એ સ્થળે ફરતા કેટલાક ભિખારીઓમાંથી એક બાઇ અને એક બાળક પાસે જઇને શ્રીકાંતે કેટલીક મસલત કરી અને બે રૂપિયા આપીને બાઇને તથા બાળકને લઇને એક ટેકસીમાં બેસીને તે બોરીવલી ખાતે આવ્યો.

સાયંકાળે લગભગ છ વાગ્યાને શુમારે અરુણના વેષમાં એ ભિખારી–બાળકને અને રજનીનાં કપડાંમાં એ ભિખારણને શ્રીકાંતે બંગલા બહાર કેટલેક દૂર ફરવા મોકલ્યાં. તે બાદ તેણે પોતે એક ચીનાનો વેષ પહેર્યો અને એક સાઇકલ ઉપર બેસીને તે પણ

એટલામાં જ આમ તેમ આંટા મારવા લાગ્યો. એનું ધ્યાન એ બધો વખત એ બનાવટી અરુણ અને રજની ઉપર હતું.

આશરે એકાદ કલાક વીત્યો ત્યારે એચાનક જ એક રમકડાં-વાળો ત્યાં દેખાયો. પેલાં ફરતાં બાળક અને બાળાની નજદીક તે ગયો અને તેઓને રમકડાં લેવા લલચાવવા લાગ્યો. ચીનાએ. જોયું કે, એક ટેકસી એ વખતે ત્યાં આવી પહોંચી. એમાંથી બે માણસો નીચે ઊતર્યા અને બાળકને 'અરુણભાઈ! અરુણભાઈ!' એમ કહીને હાંકો મારવા લાગ્યા. તેઓમાંના એકના હાથમાં એક રમકડું હતું. જેવો એ બાળક તેઓની પાસે પહોંચ્યો કે, તરત જ એ બે ઊતર-નારાઓએ તેનાં મ્હોં ઉપર ક્લોરોફોર્મવાળો રૂમાલ લગાડી દીધો અને તેને ઉઠાવ્યો. રજનીના વેષવાળી ભિખારણ આ જોઈને બૂમો પાડવા લાગી. રમકડાંવાળો પેલા ટેકસીના ઉતારૂઓ તરફ ધાંટા પાડતો દોડયો અને તેઓ વચ્ચે મારામારી થવા લાગી.

ચીનાથી આ વખતે રહેવાયું નહીં. તે પણ 'એ ગુંડાલોક! સબુર! સબુર!' એમ બૂમો પાડતો તેઓ તરફ દોડયો. આ વખતે એક તદ્દન અણધારી જ નવી ઘટના ઘડાઇ. એક બીજી ટેકસી તે સ્થળે આવી લાગી. ચીનાએ જોયું કે, એ આવનાર ટેકસીનો ડ્રાઈવર તે જ વ્યક્તિ હતો કે જે સહવારે કાચનો ગોળો ઉઠાવીને પસાર થઈ ગયો હતો! આ ડ્રાઈવરે પોતાની ટેકસી થોભાવીને તેમાંથી ઊતર્યા વિના જ પેલા ગુંડાઓ તરફ પોતાના હાથમાંની રિવોલ્વર ધરી અને કહ્યું: 'મૂર્ખાઓ! છોડી દો, એ બાળકને; નહીં તો તમારો જાન લઈશ.'

'શા માટે છોડે? તારે પંચાત કરવાની જરૂર નથી. તું તારે માર્ગે જતો રહે!' એક જણે કહ્યું અને બાળકને ઉઠાવીને ટેકસીમાં નાખવા લાગ્યો.

આવનાર ટેકસીના ડ્રાઇવરે તરત જ પોતાની રિવોલ્વરમાંથી ગોળી છોડી અને પેલા ઉઠાવગીરના પગમાં તે વાગી. તે આસામી:

જમીનપર પટકાઈ પડયો કે, તરત જ ડ્રાઇવરે મોટરમાંથી ઊતરીને બીજાઓ તરફ રિવોલ્વર ધરતાં કહ્યું: 'યાદ રાખો. મારી પાસે છ નળીનો તમંચો છે! તમારા હાથ ઊંચા કરી મને તાબે થઇ જાઓ–નહીં તો એકકે એકને વીંધી નાંખીશ.'

'પણ તું તો અલ્યા રમજુખાન છે! તારા જ દોસ્તો પર તું ગોળી ચલાવશે?' રમકડાંવાળાએ તેને કહ્યું.

'હા. જરૂર પડશે તો તેમ કરીશ; કારણ કે, તમે ઊંધે રાહે જાઓ છો! આ તે ખરો બાળક નથી પણ બનાવટી છે! અને આ બાઈ પણ ખરી નથી. તે યે બનાવટી છે. તે બન્નેની મૂળ જાત ભિખારીની છે!' રમજુ બોલ્યો.

'હેં?! શું આ સાચી વાત છે!' રમકડાંવાળાએ ભિખારણને પૂછ્યું.

'હા, બાપજી! અમે તો ભિખારાં છીએ!' અને આમ કહીને તેણે કેવી રીતે તેની સાથે ઓકાંતે વરલીથી સાટું કર્યું હતું અને તે બદલ બે રૂપિયા આપીને તે કેવી રીતે તેઓને અહીં લાવ્યો હતો વગેરે વગેરે તમામ હકીકત તેમને કહી.

'આ બધું કરનાર જુવાન કોણ?'

'પૂછો આ ચીનાને!' ડ્રાઇવર રમજુએ કહ્યું.

'હમ કુચ્છ નહીં જાનતા! એમ કહેતો ચીનો સાઇકલ પર બેસીને બંગલા તરફ નાઠો.

'લગાવ એને ગોળી!' રમકડાંવાળાએ રમજુને કહ્યું. રમજુએ ના પાડી અને ઉમેર્યું: 'આખરે એ આડકત્રી રીતે મારો આશ્રય-દાતા છે!'

'કેવી રીતે?' 'એ હું નહીં કહું. મારી ખાનગી વાતમાં તમારે પંચાત કરવાની જરૂર નથી! અને હવે મારે બીજી ત્રીજી લપ્પન છપ્પન કરવી નથી. તમો આ બાળક અને ભિખારણને છૂટાં

કરીને રસ્તો આપો–; નહીં તો તમને દરેક જણને ઠાર કરીશ.,

એના હાથમાં તમંચો હોવાથી એ અત્યારે મોત નીપજાવવાની ધમકી અમલમાં મૂકી શકે એમ હોવાથી પહેલી ટેકસીવાળાઓને તેનો હુકમ માનવો પડયો. ભિખારાંને છોડી મૂકીને તેઓ ત્યાંથી પોતાની ટેકસીમાં વિદાય થયા. રમકડાંવાળો પણ તેમાં બેસી ગયો.

ભિખારાંને પોતાની ટેકસીમાં બેસાડીને રમજુ તે પછી ત્યાંથી ટેક્સી હાંકીને વિદાય થયો. આ વખતે પેલો ચીનો દોડી આવીને ચૂપકીદીથી તેની ટેકસીની પાછળના ટાયરમાં છુપાઈ બેઠો.

## ૨૧

## ગુણવાન મિત્રની મદદ

ડ્રાઈવર રમજુખાનને ખબર નહોતી કે, ચીનો ઉર્ફે શ્રીકાંત તેની ટેકસીની પાછળ છુપાઈ બેઠો છે. તે તો પોતાની ટેકસી નિરાંતે હાંકયે જતો હતો. જ્યારે અનેક રસ્તાઓ પસાર કરીને તે માટુંગા ખાતે એક તબેલા આગળ આવ્યો ત્યારે તેણે પોતાની ટેકસી થોભાવી. તે તબેલાને તાળું હતું. તે ઉઘાડવા માટે ટેકસીમાંથી રમજુ ઉતર્યો. એ જ વખતે ચીનો ટેકસી પાછળથી ઝડપથી ઊતરીને આગળના ભાગમાં જ્યાં ડ્રાઈવરની બેઠક હતી ત્યાં આવ્યો. અચાનક જ તેના જોવામાં આવ્યું કે–બેઠક નજદીકના ખાલી ભાગમાં પેલા ત્રિકાળદર્શી ગોળાની લાકડાની પેટી પડેલી હતી. ઝડપથી તેણે તે ઉઠાવી લીધી અને ભિખારાંને ચૂપ રહેવા ઇશારત કરીને તે ત્યાંથી નાઠો. થોડેક જ દૂર એક ગલી આવતી હતી તેમાં તે પેઠો એટલામાં તેની પાછળથી 'ઊભો રહે, બદમાશ!' એવા શબ્દો સંભળાયા. તે સમજી ગયો કે, 'રમજુને ગોળો લૂંટાયાની જાણ થઈ છે અને તે પોતાની પાછળ પડયો છે!'

એ ગલીમાં એક મકાનનું બારણું ખુલ્લું હતું. ચીનો તેમાં

પેસી ગયો અને બારણું તેણે બંધ કરી દીધું. એ મકાનમાં પેસીને ચીનો તેમાં છુપાવાની જગ્યા શોધવા લાગ્યો. ત્યારે નસીબે એક દાદર નીચે ભંડારીઉં તેના જોવામાં આવ્યું. ચીનો તેની અંદર પેસી ગયો. તેણે વખતસર જ તેમાં પ્રવેશ કર્યો હતો; કારણ કે, એ વખતે મકાનની અંદરથી એક નોકર એંઠવાડ નાંખવા બહાર આવ્યો. તેણે બારણાં ખોલીને બહાર પગ મૂકયો એટલે બહારથી કોઈકે તેને પ્રશ્ન કર્યો: 'અહીં કોઈ ચીનો તમારા જોવામાં આવ્યો, ભાઈ?'

'ચીનો? ના રે, ચીનો અહીં કયાંથી આવે!'

'અરે, એ તો એક પાકો બદમાશ છે! ઘરમાં તલાશ કરી જો, જો, તે અંદર ભરાઇ પેઠો ન હોય.'

'એમ?' નોકરને આ વખતે એક શંકા ઉપજી. તે થોડીક જ વાર પહેલાં ઘરમાં ગયો હતો ત્યારે બારણાં ઉઘાડાં હતાં અને એંઠવાડ લઈને પાછો આવ્યો ત્યારે બંધ હતાં! શું ચીના–ચોરે ઘરમાં ઘુસીને તે બંધ કર્યાં હશે? પોતાની આ શંકા તેણે રમજુને કહી; એટલે રમજુ બોલ્યો: 'ખચિત! તેણે અંદર જઈને બારણાં બંધ કર્યાં હશે! હું તમારી નજદીકના તબેલામાં મારી ટેકરી સાથે રહું છું. મારે ત્યાંથી તે એક લંબચોરસ લાકડાની પેટી ઉઠાવીને ન્હાસી ગયો છે! હું તેની પાછળ પડયો હતો તેથી જ તે આટલામાં કયાંક ભરાઈ પેઠો છે?'

'એમ? ત્યારે તો ઘરમાં બધાને ખબર કરૂં અને તપાસ ચલાવરાવું.' આમ કહી નોકર અંદર ગયો. રમજુ પણ તેની પાછળ ગયો અને બોલતો રહ્યો: 'એ મળે તો મારી મારીને એને અધમુઓ કરી નાંખવાની જરૂર છે!'

નોકર અને રમજુ દાદર પાસેના ભંડારીઆ નજદીક થઇ ને અંદરના ભાગમાં ગયા અને અંદર ધાંટાધાંટ થઇ રહી, એ વખતે શ્રીકાંતે ભંડારીઆમાંથી ચીનાનો વેષ ઉતારી નાંખ્યો. પોતાનું ખમીસ

અને ધોતી તો તેણે અંદર પહેરલાં હતાં. એટલે બહાર નીકળવામાં તેને વાંધો ન્હોતો. લાકડાંની પેટી સાથે સ્ફુર્તિથી તે બહાર નીકળ્યો અને તબેલા આગળ પહોંચ્યો. હજી રમજાની મોટર બહાર જ હતી. તેમાં પેલાં ભિખારાં બેઠેલાં હતાં. શ્રીકાંત એક પળવાર પણ વિચાર કરવા થોભ્યો નહીં. તેણે મોટર હાંકવાની જગ્યાએ બેસીને મોટર હાંકી મૂકી. જરાક દૂર જતાં પાછળના ભાગમાંથી તેને ખૂબ શોર-બકોર સંભળાયો પણ હવે તેને તે સંબંધી કશી પરવા ન હતી. ત્રિકાળદર્શી કાચનો ગોળો તેને હાથ આવ્યો હતો. રમજાને તેણે જબરી થાપ આપી હતી. ઉપરાંત થોડાક જ વખત ઉપર ખરો અરુણ અને ખરી રજનીને તે આફતમાંથી યુક્તિપૂર્વક છોડાવી શકયો હતો. વરલી તરફ જવાનો વિચાર માંડી વાળીને તેણે ભિખારાંને અધવચ્ચ રસ્તે ઉતારી મૂકયાં; અને પછી તે ટેકસી સહિત બોરીવલી ખાતે અરુણકુંજમાં પાછો ફર્યો. ટેકસી તબેલામાં મૂકીને તે ગોળાની પેટી સાથે બંગલાની અંદર ગયો. એ વખતે રાત્રિના સવા આઠ વાગેલા હતા. 'બસ ? બહુ વખત ના ગયો.' આમ કહીને તે લવંગિકા અને રજની જ્યાં બેઠેલાં હતાં ત્યાં ગયો.

'કેમ ? સિંહ કે શિયાળ ?' લવંગિકાએ પૂછ્યું.

'સિંહ!' શ્રીકાંતે કહ્યું અને ગોળાવાળી પેટી જમીન પર મૂકીને તે બોલ્યો: 'બીજું બધું હું પછીથી કહીશ પણ પહેલાં મને જોવા દો કે, દુશ્મનોની શી હાલત છે ?

તેણે પેટી ઉઘાડીને બરાબર પોતાના મનમાં ટેકસી ડ્રાઈવર રમજાનો ખ્યાલ કર્યો અને પછી ગોળામાં જોયું. તાજુબી સહિત તેણે નિહાળ્યું કે, પાણીના અંદર એક ટેકસીનો આકાર દેખાયો, તે ટેકસીમાં હાંકનારની બાજુમાં રમજા બેઠેલો હતો; અને ટેકસી રસ્તામાં પૂરપાટ દોડતી હતી. એ કયા રસ્તામાં દોડે છે એ વિષે શ્રીકાંતે વધુ અવલોકન કર્યું. એને માલુમ પડયું કે, તે ટેકસી બોરીવલી તરફ જ આવતી હતી !

'ચોક્કસ! તે અહીં આવે છે!' શ્રીકાંત બોલ્યો: ચિંતા નહીં. એને પકડાવ્યા વિના છુટકો નથી.' તે ઊઠ્યો અને ટેલિફોન વાળા રૂમમાં જઈને તેણે બોરીવલી ખાતેની પોલિસ-ચોકીએ ટેલિફોન કર્યો: 'જલ્દીથી અરુણકુંજ'માં પોલિસની મદદ મોકલો.'

'કેમ? શું બન્યું છે?' ચોકીપરના ઈન્સ્પેક્ટર પૂછ્યું.

'બે ગુંડા ટેક્સી-ડ્રાઈવરો તમંચા સાથે આવ્યા છે. તેઓને અમોએ એક રૂમમાં પૂર્યા છે. હાથકડીઓ અને હથીઆર લાવવાનું ભૂલતા નહીં.'

'વારૂ; અમો આવીએ છીએ.' ઇન્સ્પેકટરે કહ્યું. ટેલિફોન-રૂમમાંથી બહાર નીકળીને શ્રીકાંતે રમજુની ટેક્સી તબેલામાંથી બહાર કાઢીને બંગલા બહાર રસ્તા ઉપર ઊભી રાખી. બાદ ભૈયાને, નોકર રામાને અને કમળાદેવી શેઠાણીની મોટરના ડ્રાઈવરને તેણે લાકડીઓ સહિત બંગલાના દરવાજાની બાજુમાં છુપાઇને ઊભા રહેવા સૂચવ્યું અને તેઓએ શું કરવું તેની સમજ તેઓને પાડી. માણસો દરવાજો ખુલ્લો રાખીને અને વીજળીના બત્તીઓના પ્રકાશ ચાલુ રાખીને લાકડીઓ સાથે દરવાજાનાં બારણાંની ઓથે સંતાઈ ગયા શ્રીકાંત પણ તેમની સાથે છુપાયો. એમને થોભ્યે બે-ત્રણ મિનિટ વીતી હશે ત્યાં ટેક્સીનો અવાજ સંભળાયો. 'હં.. દુશ્મનો આવે છે!' નોકર રામો બોલ્યો: 'સાવધાન!'

વધુ થોડીક ક્ષણ વીતી અને ટેક્સી દરવાજા પાસે આવીને બહાર ઊભી રહી: 'હં...મારી ટેક્સી અહીં બહાર રાખેલી છે! ચલ દોસ્ત! બેધડક અંદર જઈએ. મારા હાથમાં તમંચો છે, પછી શી ફીકર છે?' એ અવાજ ડ્રાઇવર રમજુનો હતો. દરવાજા બહાર ધબ ધબ પગલાં સંભળાયાં અને એ પછી દરવાજાની અંદર એ પગલાં પડયાં. જરાક દૂર બે આકારો કંપાઉંડની અંદર દરવાજો છોડીને વધ્યા કે, તરત જ તેઓની પાછળથી લાઠીઓના પ્રહાર તેઓ

ઉપર થઇ રહ્યા. રમજુ રિવોલ્વરનો બાર કરવા કરવા તૈયાર થાય તે પહેલાં તો તેની રિવોલ્વર ઉપર જ લાઠીનો ફટકો મારવામાં આવ્યો અને તેના હાથમાંથી રિવોલ્વર પડી ગઈ. એજ ક્ષણે શ્રીકાંતે તે ઉઠાવીને હાથમાં લીધી પણ તેનો ઉપયોગ કરવાની જરૂર પડી નહીં; કારણ કે, લાઠીના મારથી ઘવાઈ ને એ બેઉ હરામખોરો બેહોશ હાલતમાં જમીન પર પટકાઈ પડ્યા. માણસો મારફત તેઓને ઉઠાવરાવીને બંગલાના કંપાઉંડની દિવાલ નજદીક એક ખાલી પતરાંની ઓરડી હતી તેમાં તે બેઉને પૂરવામાં આવ્યા.

સ્હેજ વીસેક મિનિટ વીતી ગઈ ત્યારે પોલિસ-ઈન્સ્પેકટર અને એક કોન્સ્ટેબલ આવી પહોંચ્યા. શ્રીકાંતે તેમનો સત્કાર કર્યો અને તેઓને હસ્તક એ બે આદમીઓને સોંપી દીધા; તેનો તમંચો પણ તેમને તેણે સોંપ્યો. 'આ બે ટેકસીઓમાં તેઓ આવ્યા હતા.' તેણે કહ્યું: 'તેઓનો ઈરાદો હથીઆર સાથે ધાડ પાડીને લૂંટ ચલાવવાનો હતો. સારે નસીબે માણસો ચેતી ગયા અને બદમાશોને ખબર પડે નહીં એવી રીતે ઘેરી લઈને તેઓને લાઠી વડે બેહોશ કરીને, તમંચો પડાવી લઈ, અમારી મિલ્કત બચાવી શક્યા!'

આ હકીકત ઈન્સ્પેકટરે નોંધપોથીમાં નોંધી લીધી અને પછી તે ટેકસીઓના નંબરો લખવા ગયો. એક ટેકસીનો નંબર જોતાં તે ચોંકયો. તેણે કહ્યું: 'આજે જ અમોને બપોરે ખબર આપવામાં આવી છે કે, આ ખોટા નંબરવાળી ટેકસી મળે તો જપ્ત કરવી!' શ્રીકાંતે જોયું કે-તે ટેકસીનો નંબર એકસ. બી. ૫૬૮૯૬ હતો! ઇન્સ્પેકટરની નોંધપોથીમાં પણ તે નંબર નોંધાયલો હતો! પોતાને પણ તે નંબર ખોટો હોવાની સાબીતી મળેલી હતી!

'તમે આજે આ બદમાશોને પકડાવીને મને આભારી કર્યો છે, મિસ્ટર! મારી નોકરીની ચોપડીમાં આ કેસનો શેરો મગરૂરી ઉપજાવનારો થશે અને તેથી મારી પદવીમાં વહેલો વધારો થવાની તક મળશે.' ઈન્સ્પેકટરે ખુશ થતાં થતાં શ્રીકાંતને કહ્યું.

'પણ આપે અમોને બચાવ્યા છે, એ વાત તો આપ કરતા નથી. ઈન્સ્પેકટર સાહેબ! શ્રીકાંતે તેને 'મસ્કો' લગાડ્યો: 'આ બદમાશોને આપ લઇ જશો એટલે અમારાથી નિરાંતે આ બંગલામાં ઊંઘાશે.'

ઇન્સ્પેકટર હસ્યો અને એ બાદ ગુંડાઓને હાથકડીઓ પહેરાવીને તેણે તેમને એક ટેકસીમાં નાંખ્યા. એક ટેકસી હાંકવા તે બેઠો અને બીજી ટેકસી હાંકવા કોન્સ્ટેબલ બેઠો. પાંચ મિનિટ બાદ એ બંગલામાં સર્વત્ર શાંતિ ફેલાઈ ગઈ.

કમલાદેવીએ લવંગિકાએ અને રજનીએ જ્યારે શ્રીકાંતની સાહસ–કથા સાંભળી ત્યારે તેઓએ એક સાથે એક જ અભિપ્રાય ઉચ્ચાર્યો: 'શ્રીકાંત ખરેખર એના નામની પેઠે સર્વનું શુભ કરવાના ગુણવાળો જ સહૃદયી સજ્જન છે.'

## ૨૨

## નવા દાવની મંત્રણા

અહિતહિતવિચારશૂન્યબુદ્ધેઃ શ્રુતિનિપુણૈર્બહુભિસ્તિરસ્કૃતસ્ય ।
ઉદરભરણમાત્રકેવલેચ્છોઃ પુરુષપશોશ્ચ પશોશ્ચકો વિશેષઃ ॥

**ભાવાર્થ**: લાભહાનિનો નિર્ણય કરવામાં શૂન્યબુદ્ધિવાળા અને અનેક વિદ્વાનોએ તિરસ્કાર કરેલા તેમજ કેવળ પેટ ભરવાની ઇચ્છા રાખનારા નરપશુ અને ચોપગા પશુમાં તફાવત શો?

રમકડાંવાળો અને બીજા બે જણને લઇને જે ટેકસી બોરીવલીના 'અરુણકુંજ' પાસેથી ઊપડી હતી તે ભાયખલા ઉપર 'આનંદ–ભુવન' લોજ આગળ જઇને ઉભી રહી અને એમાંથી આ બધા યે ઊતર્યા. પેલો ઘવાયેલો બદમાશ દવાખાને ગયો અને રમકડાંવાળો લોજના રૂમ નં. ૯માં ગયો. ત્યાં કાલિન્દી અને બીજા બે ત્રણ મવાલીઓ બેઠેલા હતા.

'કેમ, એકલો જ પાછો આવ્યો, બિહારી !' કાલિન્દીએ પૂછ્યું.

'રમજાુએ દગો દીધો!' રમકડાંવાળાનો વેષ ઉતારતાં બિહારીએ કહ્યું.

'રમજાુની ટેકસીમાં તો તમે બધા ન્હોતા ગયા! અને એ ત્યાં કેવી રીતે આવ્યો ?'

'એજ સમજાતું નથી! એણે તેમ છતાં આપણાથી ફરી બેસીને દગો કર્યો છે, એ ચોક્કસ! હું એનો જાન હવે સલામત નથી રાખવાનો!' બિહારીએ કહ્યું.

'પણ એણે તો સહવારે આપણને શ્રીકાંત વિષે બરાબર બાતમીઓ આપી હતી. ચોપાટી પરનું શ્રીકાંતે પોતાનું આપેલું સરનામું ખોટું હતું એમ એણે તપાસ કરી આવીને આપણને કહ્યું હતું. ઉપરાંત, એણે ખબર આપી હતી કે, રજની બોરીવલીના બંગલામાં માંદી છે અને તેની સારવાર માટે તેની ભુલેશ્વરની સહીપણી લવંગિકા ત્યાં રહેવા આવી છે અને શ્રીકાંત પણ ત્યાં જ આવેલો છે.'

'કબૂલ કરૂં છું કે, એણે આ બધી બાતમીઓ આપી તેથી તો આપણે ન્યુ બોંમ્બે લૅાજનું ઠેકાણું બદલી નાખ્યું અને અહીં વસવાટ કર્યો. પરંતુ એણે શ્રીકાંતના વેષાંતરથી અને અરુણ તથા રજનીને બદલે ભિખારાંને શ્રીકાંતે ફરવા મોકલીને અમોને છેતરવા માગેલા એ બાબતથી માહિતગારી કેવી રીતે મેળવી, એ હું સમજી શકતો નથી!' બિહારીએ કહ્યું.

'એ બનાવો કેવી રીતે બન્યા તે મને ખુલાસાથી સમજાવો, પછી હું તેનું એક બેદી કારણ કહું.' કાલિન્દી બોલી.

બિહારીએ એ આખાયે પ્રસંગની વિગત કહી કે જેમાં રમજુખાને તેને રિવોલ્વર બતાવી, તેના સાગ્રીતને ઘાયલ કર્યો વગેરે બીનાઓ હતી.

'જે બીનાઓ સાધારણ માણસો જાણી શકે નહી તે બીનાઓ એક ત્રિકાળદર્શી ગોળાની શક્તિ રમજુ જાણી શકે છે, તેના આ બધા પ્રતાપ છે!' કાલિન્દીએ કહ્યું.

'ત્રિકાળદર્શી ગોળો! એની પાસે એ કયાંથી આવ્યો? અને મને એણે એ બાબતથી કેમ વાકેફ કર્યો નથી?'

'માણસને પોતાનો સ્વાર્થ વ્હાલો હોય છે ને? રમજુને હસ્તક એ ગોળો આજે સહવારે જ કોઈ અજબ અકસ્માતથી સાંપડ્યો હતો અને એણે એ વિષેની વાત મને એકલીને જ અને તે પણ મેં એને પટાવી પટાવીને પૂછી ત્યારે જ કરી છે.'

'અકસ્માતથી ગોળો મળ્યો? અને તે પણ ત્રિકાળદર્શી! ત્યારે તો આપણા જેવાના પોબાર! ચાહે તે પૈસાદારના મકાનમાં તેની તિજોરી કયાં આવેલી છે એ બાતમી આપણે એ ગોળાથી મેળવી લઇએ અને પછી જ્યારે સૌ કોઈ તેના મકાનમાં સુતાં હોય ત્યારે ત્યાં પહોંચીને તિજોરીની ચાવીનું સ્થાન ગોળા વડે જાણીને સહેલાઇથી તિજોરી ખોલી તમામ માલ લુંટી લઈએ!'

કાલિન્દી હસી અને બોલી; 'રમજુખાન પણ એવી જ રીતના વિચારો સેવે છે! પણ એ આપણી ટોળીને તેનો લાભ આપવા માગતો નથી! પોતાના એકલાના જ ઉપયોગમાં તે ગોળો લેવા માગે છે!'

'એમ? તો એ ગોળો એની પાસેથી આપણે પડાવી લઇશું!' પરંતુ એને કેવા અકસ્માત સંજોગથી એ ગોળો મળ્યો અને એ ચોક્કસ આવા ભવિષ્ય-દર્શનનાં સાચાં કામ આપે છે. એની સાબિતી શી, એ બધું તો મને કહે?' બિહારીએ કહ્યું.

'સાંભળ.' કાલિન્દી બોલી: 'રમજુખાન આજ સહવારે

ચોપાટી તરફ શ્રીકાંતે આપેલા સરનામાએ તેની તપાસ કરવા ગયો હતો. તે વખતે તેની પાસે ટેકસી હતી. સરનામું બનાવટી નીકળ્યું એટલે તે, પોતાની ટેકસી ગલીને નાકે ઊભી રાખીને વિચારમાં હતો કે, હવે શું કરવું એટલામાં શ્રીકાંત જ ત્યાં આવ્યો અને બોરીવલી ખાતે એક બંગલામાં પોતાને જવું છે, એમ કહીને ટેકસીમાં બેઠો. વાહ! શિકાર તો આબાદ જાળમાં આપમેળે ફસાયો, એમ મનમાં ખુશી થતા રમજુએ ટેકસી તેણે બતાવેલે સ્થાને લઇ જવા હાંકી મૂકી. 'અરુણ કુંજ' આગળ જતાં લવંગિકા કેટલાક બાવાઓ અને એક સંન્યાસિની વચ્ચેનો ઝઘડો પતાવતી હતી. એ ઝઘડાની બાબતથી રમજુ માહિત થયો અને પછી એણે તક સાધીને વચ્ચે ટાપશી પૂરી અને ઝઘડો પતાવવા બીડું ઝડપ્યું. એ ગોળો જેને માટે બાવાઓ લડતા હતા તેનાં ચમત્કારી કામથી બાવાના પ્રયોગ મારફત તે માહિતગાર થયો અને પછી રિવોલ્વરની નળીના જોરે તેણે સૌને તાબે કરીને ગોળો ઉઠાવ્યો અને ટેકસી હાંકી મૂકી. બાદ તેણે થોડેક દૂર જઇને તે ઊભી રાખી અને બાવાઓનું ટોળું ત્યાં આવ્યું ત્યારે તેઓને દરેકને તેણે પચ્ચીસ પચ્ચીસ રૂપીઆ આપીને ગોળો ખરીદી લીધો!'

'એમ? એકંદરે કેટલા રૂપીઆમાં તેણે તે સાટું નક્કી કર્યું?'

'ફક્ત સ્હાડા ત્રણસો રૂપીઆમાં! અને બાવાઓને તો રૂપીઆ જ જોઇતા હતા, એટલે તેઓએ માંહોમાંહેનો પોતાનો ઝઘડો સંકેલી લીધો. રમજુએ તે લોકોને ત્યાં નહીં થોભવા જણાવ્યું. અને પોતાની ટેકસીમાં બેસાડીને તેઓને બધાયેને તે બાણુલનાથ આગળ મૂકી આવ્યો. ત્યાંથી તે મારી પાસે વાલકેશ્વરના અરવિંદના બંગલામાં આવ્યો. તેણે કહ્યું કે–અરુણ–કુંજમાં પેઠા વિના હું જાણી શકયો છું કે, ત્યાં કોણ કોણ છે અને તેઓ શું કરે છે? મેં પૂછ્યું: 'એ તું કેવી રીતે જાણી શકયો?' તેણે કહ્યું: 'એ નહી કહું પણ ત્યાં આપણે ગઇકાલવાળો શિકાર આવેલો છે!'

આ પછી મેં એને ધીમે ધીમે અનેક સવાલો કર્યા જેમાંથી બધી વિગતો જાણી. ગોળાનો પ્રભાવ શો છે, તેનાથી હું તે વખતે માહિતગાર થઈ અને એણે મને તે વખતે જ પ્રયોગ કરી દેખાડયો કે જેથી મારી અનુપમા ઘરમાં બેઠી બેઠી કયાં અને શું કરતી હતી તે મારા ખંડમાં બેઠે હું જાણી શકી!'

'વાહ! ત્યારે તો એ ગોળો કમાલ કહેવાય! પણ કાગડાને હાથ દહીંથરૂં! રમજુએ મહામોલી ચીજ ફક્ત ૩૫૦) રૂપિયામાં મેળવીને લાખો રૂપિઆ પેદા કરવા ધારે અને આપણને તક ના આપે, એ ન્યાયી છે?'

'એ બાબતમાં મેં એને ખૂબ કસી જોયો. રૂા. ૨૦૦૦) તત્કાળ આપી દેવા લાંચ આપવા કહી; પણ તે 'એકનો બે' થયો નહીં. મેં એને તે પછી ન્યુ બોંબે લોજમાં તું શું કરે છે એ જોવા કહ્યું. તું બારીએ ઊભો ઊભો વિચાર કરતો દેખાયો હતો. પછી મેં એ લોજની સામેની ચાલીની રૂમ જ્યાંથી આપણો ફોટો શ્રીકાંતે પાડી લીધો હતો, તેમાં શું શું છે તે તપાસવા તેને કહ્યું. પરિણામે, તેનો કેમેરા તેમાં દેખાયો, એમાં આપણા ફોટાનો કાચ હતો; અને એક નકલ વેંટીલેટર પાછળ છૂપાવેલી દેખાઈ. આ બધી સાબિતી-ઓથી ગોળાના ચમત્કારથી હું વાકેફગાર થઇ ગઇ પણ રમજુ ખરેખર ભારે સાવધ રહ્યો. ગોળો એણે કેમે કર્યો આપ્યો નહીં એટલે ફરી કોઇવાર વાત એમ ધારીને મેં એને જવા દીધો અને તને ટેલીફોન કરીને લોજ ખાલી કરવા ખબર આપી તથા સામેના મકાનની રૂમમાંથી કેમેરામાંથી કાચ ફોડી નાંખવા અને ફોટાની નકલ જપ્ત કરી લેવા બાતમી આપી.'

'હં...આ બધો મેળ તો બરાબર બેઠો. પણ હવે એ ગોળો એ સ્વાર્થી બદમાશ પાસેથી આપણે મેળવીએ તો જ આપણા બધા હેતુઓ પાર પાડવામાં ખૂબ સરળતા થઈ જાય એમ મને વિચાર સ્ફુરે છે. માટે હું તે ગોળો મેળવવાનો જ હવે તો પ્રયત્ન કરીશ.

પછી બીજી બધી વાત.'

'ઠીક છે. પ્રયત્નમાં તું સફળ નીવડે તો ઘણું ઉત્તમ! બાકી, મને એક વિચાર સ્ફુર્યો છે કે, અનુપમાને એ લોકો સાથે દંભથી હસીખુશીથી વાતો કરવા માટે મોકલવી અને પછી જેમ પેલો કરોળીઓ માખી બાઈને પોતાની જાળમાં ફસાવે, તેમ રજનીને તબિયત સુધારવાને બ્હાને વાલકેશ્વરને બંગલે લાવવી. એ બ્હાને અરુણ પણ આવશે. પછી આપણે છીએ અને એ બે શિકાર છે! શી રીતે કામ લેવું તે મસલત કરીને નક્કી કરીશું.'

'નહીં. નહીં.' બિહારી બોલ્યો: 'એવા દાવ ફેંકવામાં અનુપમા જેવી બિનઅનુભવી સ્ત્રીનો ઉપયોગ નકામો છે. જે કાંઈ કરવું હશે તે તો હવે ગોળો મેળવ્યા પછી જ વાત! આવતી કાલે સહવારથી હું રમજાુની શોધમાં નીકળી પડીશ અને ગોળો મારે હસ્તક લઈશ ત્યારે જ મને નિરાંત વળશે.'

'ઠીક. જેમ તારું ધ્યાન પહોંચતું હોય તેમ કર; પણ બહુ જ સાવધાનીથી કરજે; કારણ કે, ગોળો જ્યાં સુધી રમજાુને હસ્તક હશે ત્યાંસુધી તે, તને કે મને તેની સામેના કોઈ પ્રપંચમાં ફાવવા દેશે નહીં.'

'ઉફ્! રમજાુ તો મારે મન એક મચ્છર જેવો છે! હું એને ચપટીમાં ચોળી નાંખીશ! મારા હાથમાં રિવોલ્વર હોય તે પછી રમજાુ ભલેને હજાર આંખો વડે સાવધ રહે, તોપણ હું તેને ઠાર કરી શકું તેમ છું. બિહારી આ મુજબ ડંફાસ મારીને નજદીકના રૂમ નં. ૧૦ માં જઈને સુઈ રહ્યો.

## ૨૩

## પોલિસ-તપાસ

'બોલો, ભાઇ, તમારો બચાવ છે કાંઇ? તમો બે જણ 'અરુણકુંજ'માં લૂંટ કરવા ગયેલા. તમારો ઇરાદો મિ. શ્રીકાંતે પાર પડવા દીધો નહીં અને માણસો મારફત પકડાવીને તમને એક ઓરડીમાં પૂરી દીધા. પણ તમારા કેસમાંથી નવો ફણગો એ ફૂટે છે કે-તમો બનાવટી નંબરની ટેકસી વાપરો છો' લાઇસન્સ ખાતાને છેતરીને તમે તમારી ટેકસીનો દુરુપયોગ કરો છો. અમોને તમારી જ ટેકસીના નંબર માટે પૂછપરછ થયેલી છે; એટલે કે, તમો સરકાર તરફથી શકદાર ઠરેલા છો અને એ શક સાબીત થવાથી હવે તમોને સખ્ત સજા કરાવવી જોઇશે. આ સામે તમારો કાંઇ બચાવ છે?' બોરીવલી પોલિસ-ચોકીના ઇન્સ્પેકટર મિ. રમાકાન્તે, 'અરુણ-કુંજ'માંથી પકડાયલા ડ્રાઇવર રમજુને અને તેના સાથીદારને આ મુજબ કહ્યું.

રમજુ બોલ્યો. 'સાહેબ, ખરી વાત આપ કહો છો તેવી નથી. મારી ટેકસીનો માટુંગા ખાતે તબેલો છે અને તેનો ખરો નં. બી. ૨૩૧૨ છે. તમે જે મિ. શ્રીકાંતનાં વખાણ કરો છો તેઓએ મારે ત્યાં આવી, નંબર બદલી, આ ટેકસી હાંકી મૂકી હતી. મને જ્યારે તેની જાણ થઇ ત્યારે હું મારા આ ટેકસી-ડ્રાઇવર મિત્ર ગંગાદીન સાથે તેની ટેકસીમાં બેસીને તેમની પાછળ પડ્યો અને જ્યારે તેમના બંગલામાં અમો દાખલ થયા ત્યારે અમોને માર મારીને ઓરડીમાં પૂરવામાં આવ્યા!'

ગંગાદીને અત્રે કહ્યું: 'હા, સાહેબ. ખરી વાત એ જ છે.'

'એવી સફાઇબંધ વાતો બીજે કયાંક કરજો, બદમાશો!' રમાકાન્તે કહ્યું: 'એ ગૃહસ્થને તમારી ટેકસીનો નંબર બદલવાની શી જરૂર? અને રમજુ, તારી પાસેથી વગર પરવાને રિવોલ્વર મળી

આવ્યો છે તેનો ખુલાસો તું શો કરે છે ?'

'સાહેબ, એ રિવોલ્વર મારી છે જ નહીં. હું તો નિર્દોષ ગરીબ ડ્રાઈવર છું. એ ગૃહસ્થે જ રિવોલ્વર મારી હોવાનું આપને ખોટું કહ્યું છે. એમની પોતાની જ એ હોવી જોઇએ.'

'વાહ ! બદમાશ એ અને શાહુકાર તમે બે !' રમાકાંતે કહ્યું: 'એ કશું જ નહીં ચાલે. તમારા બચાવ પાંગળા છે. તમો બન્નેને મારે મેજીસ્ટ્રેટ આગળ આજે ઊભા કરવા જોઇશે. તમોને સ્હેજે એકેકેક વર્ષની સજા થશે.'

'સાહેબ, હું નિર્દોષ માણસ માર્યો જાઉં છું.' ગંગાદીન બોલ્યો: 'મારે અને આ રમજાને એવી કાંઇ ખાસ મહોબત કે દોસ્તી નથી કે જેથી એના કામોમાં મને આપ સામેલ કરો. મારી ટેકસીમાં બેસીને તે બોરીવલી આવ્યો હતો, એ હું કબૂલ કરૂં છું. પણ એણે બનાવટી નંબરની ટેકસી રાખેલી છે અથવા તો એની પાસે રિવોલ્વર છે, એવું કાંઇ હું જાણતો ન્હોતો.'

'સોગંદ પર તું એમ કહે છે ?'

'હા, સાહેબ, મારા ઇશ્વરના સોગંદ. ટેકસીમાં બેસતાં પહેલાં મને એણે એટલું જ કહ્યું કે–મારી ટેકસી બોરીવલીવાળો એક શરીફ–બદમાશ શેઠ લઇ ગયો છે. માટે મહેરબાની કરીને મને ત્યાં લઇ જા. હું તે ઉપરથી તેને એક ધંધાદારી બિરદાર તરીકે બેસાડીને લાવ્યો.'

'વારૂ'' તું એમ પુરવાર કરી શકશે કે, તને જ્યારે આ આદમી રમજુ બોલાવવા આવ્યો ત્યારે તું ટેકસી–સ્ટેંડ ઉપર હતો ?' અથવા તો, તરતનો જ કોઇ ભાડુતને તું ઉતારી લાવ્યો હતો ?'

ગંગાદીને વિચાર કરીને કહ્યું: 'હા. સાહેબ. મને એ પહેલાં વાલકેશ્વરના એક બંગલાનું ભાડું મળેલું હતું. જ્યાં મેં જે ભાડુતને છોડ્યા હતા તે બંગલો હું બતાવી શકું તેમ છું. હું તો પ્રમાણિક

આદમી છું, સાહેબ. મને રમજુ સાથે કોઇ જાતની દોસ્તી નથી.'

'કેમ, રમજુ તારો હવે શો બચાવ છે? આ ગંગાદીન મને વાલકેશ્વરવાળા ભાડુત પાસે જો એમ કહેવરાવશે કે, તેની ટેકસી તેણે ભાડે કરેલી હતી; તો એ પ્રમાણિક માણસ છે એવું પુરવાર થશે અને એને તેં ઠગાઇથી રોકયો હતો એમ ઠરશે.'

'મારો અને એનો કેસ આપ ભલે જુદો પાડો. મને વાંધો નથી. એની જિંદગી હું કાંઈ બગાડવા માગતો નથી. એણે તો મારા ઉપર ઉપકાર કરેલો છે. હું એને મારા સાથીદાર તરીકે કહેતો પણ નથી. પરંતુ મારો બચાવ તો એ જ છે કે એ 'અરુણ-કુંજ'વાળો જુવાન જ 'શરીફ-બદમાશ' છે. એણે મારી ટેકસીનો નંબર બદલેલો.' રમજુ બોલ્યો.

'એ દલીલ બિલકુલ ચાલી શકે તેમ નથી. એને શરીફ-બદમાશ ઠરાવવામાં તું તારી સજા બિલકુલ ઓછી કરાવી શકશે નહીં અને ઉલટું, કોર્ટ તેને તો છોડી મૂકશે. તું પ્રમાણિક આદમી હોવાનો કાંઇ પુરાવો આપી શકે તેમ છે?'

'શી રીતે એ પુરાવો આપવો? કોઇ બીજા સારા માણસોની ઓળખાણ જોઇતી હોય તો આપું, સાહેબ.'

'એટલે કે, તું એવા કોઈ ગૃહસ્થ-મિત્રોને ઓળખે છે કે, જેઓ તારા જામીન થઈ શકે?'

'જામીન? જામીન પર મારો છૂટકારો કરી શકશો સાહેબ? હું એવી ઓળખાણ આપું; અને તે યે બંગલાવાળા શ્રીમંતોની! સાહેબ.'

'જામીન પર તારો છૂટકારો એવી રીતે થઇ શકશે કે, ટેકસી અને બનાવટી નંબર અમો હસ્તક રહેશે. તારા સંબંધી અમો વધુ તપાસ ચલાવવા માટે કેસ મુલતવી રાખીશું અને જો તું પછીથી નિર્દોષ ઠરશે તો તને સજા નહીં થાય.'

રમજુએ વિચાર કરી જોયો. અને કહ્યું: 'મારા જામીન એક બાઈ થઇ શકે તેમ છે.'

'બાઈ? એ તારા જેવા જ ધંધા કરનારાં સન્નારી છે કે?'

'નહીં', સાહેબ. શ્રીમંત છે. ખાનદાન છે. વાલકેશ્વરમાં અરવિંદ-કુંજમાં તેઓ રહે છે. તેમનું નામ કાલિન્દીબાઈ.'

ઈન્સ્પેક્ટરે પોતાની નોંધપોથીમાં એ નામ લખી લીધું અને રમજુને પૂછ્યું: 'એ બાઇ પાસે તું મારી સાથે આવી શકશે? આ ગંગાદીનના ભાડુતને પણ વાલકેશ્વર ખાતે પૂછપરછ કરવાની છે એટલે તેને યે સાથે લઇ લઇશ.'

'એ બાઇની પાસે તો, સાહેબ, એકદમ આપની સાથે જવું ઠીક નહીં. મોટા લોકોને ત્યાં એમ જવાથી તો એ લોકો ખીજાઇ જાય અને મારો હેતુ માર્યો જાય. એ બાઇના એક ભાઇ પણ છે. તેઓ યે કદાચ મારા જામીન થશે. પરંતુ તેઓ સાહેબ ક્યાં રહે છે, તે હું જાણતો નથી.'

'તો પછી તું જામીન કેવી રીતે આપી શકશે?'

'સાહેબ, મારા ઉપર એક મહેરબાની કરો. હું એમને બંગલે એક ચિઠ્ઠી લખી મોકલું તે આપ કોઇની સાથે પહોંચાડાવો, બાઇ તેમના ભાઇને તે મોકલશે; અને પછી જામીન સંબંધી આપણે એમની સાથે વાત કરીશું, સાહેબ!'

ઇન્સ્પેક્ટર રમાકાન્ત એક ચાલાક અમલદાર હતો. આ બધા સવાલો અને આ બધી વાતો તે એક જબરદસ્ત ઊંડા હેતુથી કરતો હતો. એ હેતુ એવો હતો કે, બનાવટી ટેકસીના આ કેસની પાછળ કોઇ બદમાશ-ટોળી રહેલી છે કે કેમ અને કોઈ નવા આસામીઓનાં નામ રમજુ આપે તો તેઓ સંબંધે તપાસ કરીને આ કેસમાંથી કાંઈ ભેદી રહસ્ય તારવી શકાય છે કે કેમ? પોતાના આ હેતુની સિદ્ધિ એણે આ ચિઠ્ઠી મોકલવામાં જોઈ અને તેથી તેણે તેને ચિઠ્ઠી

લખવાનાં સાધનો આપ્યાં.

રમજાુએ ચિઠ્ઠી લખી: 'દયાળુ કાલિન્દીબાઈ, મને બોરીવલીની પોલિસ-ચોકીએ મારી ટેક્સી બાબતમાં પકડવામાં આવ્યો છે. ઇન્સ્પેક્ટર સાહેબ મને જામીન પર છોડવા હા પાડે છે; માટે મહેરબાની કરીને ભુજંગીલાલભાઈને ખબર આપીને અહીં મોકલો. આપના મારા ઉપર ઘણા ઉપકાર છે. એમાં આ એકનો વધારો કરીને મને બચાવવા દયા કરો. લી. રમજાુખાન, ટેક્સી-ડ્રાઈવર.'

ઈન્સ્પેક્ટરે આ ચિઠ્ઠી વાંચી અને પૂછ્યું: 'આ બાઈના તારા ઉપર બહુ ઉપકાર થયેલા છે, એમ તું લખે છે. તે શું તને ને એ બાઈને લાંબા વખતની ઓળખાણ છે?'

'સાહેબ, અવારનવાર તેઓ મારી ટેક્સી ભાડે કરતાં રહે છે અને ઘણી વખત ભાડાના પૈસા ઉપરાંત એકાદ-બે રૂપીઆ હું ઉછીના માગું તો તે આપતાં રહે છે. આ જ ઉપકાર બીજું તો અમારે ગરીબ માણસોને તેમની સાથે શું લેવા-દેવા હોય?'

'તું જાુઠું તો નથી બોલતો ને? બહુ વિચાર કરીને જવાબ દેજે; કારણ કે, આડુંતેડું વેતરી નાંખીશ તો પછી તને બચાવવાનો કે તારા જામીનને પંચાતમાંથી કાઢવાનો માર્ગ અમારી પાસે નહીં રહે.'

'મારે શું કરવા જાુઠું બોલવું પડે? હું ગરીબ પ્રમાણિક આદમી છું, સાહેબ. મેં આજ સુધી કોઈ જાતનો ગુન્હો કર્યો નથી. આ વખતે જ હું આ બાબતમાં ફસાઈ પડ્યો છું.'

'વારુ' રમાકાન્તે કહ્યું: 'હવે, ગંગાદીન, તને કોઈ આવી બાઈ જામીન તરીકે મળી શકે તેમ છે?'

'સાહેબ, મારો જામીન તો ઈશ્વર છે. મને આ રમજાુના જેવી કોઈ ઓળખાણ નથી અને કોઈ મારો ચાલુ ભાડુત મારો જામીન થાય એવો વિશ્વાસ નથી. મને ગરીબને આ છક્કડપંજા

રમનાર ડ્રાઇવરે નાહક આ કેસમાં સંડોવ્યો છે!'

'પણ હું ક્યાં કહું છું કે તું મારી સાથે સામેલ હતો, ભલા આદમી!' રમજુએ કહ્યું, મને છક્કોપંજો રમનારો શા માટે કહે છે?'

'એક વાર નહીં પણ સત્તરવાર કહું છું'' ગંગાદીને તડૂકીને તેને જવાબ વાળ્યો, 'બનાવટી નંબર અને રિવોલ્વર વિષેના તારા ખુલાસા હું જ માની શકતો નથી તો આ સાહેબ કે મેજીસ્ટ્રેટ માને શી રીતે? રાતની વખતે તું ચોરી-લુંટ કરતો હોઇશ અને દિવસના ભાગમાં ડાહ્યો ડમરો ડ્રાઇવર બની જતો હોઈશ—'

'મ્હોં સંભાળીને બોલ; નહીં તો—'

ઇન્સ્પેક્ટરે અત્રે કહ્યું: ગંગાદીન ખોટું શું કહે છે?' તું ચોર, લુંટારો નથી એ સાબીત કરી આપવાનું છે. બાકી, એની જ સાક્ષી તારા વિરૂદ્ધ જશે તો તને તે ભારે પડી જશે.'

'સાહેબ, હું સાબીતીઓ આપું છું પણ આપ ક્યાં તે માનો છો? આ ચીઠ્ઠી તો મોકલાવો? પછી આપને સાબીતીઓ જરૂર મળશે.' રમજુએ કહ્યું.

'એમ? હું તે મોકલવા બંદોબસ્ત કરૂં છું પણ તારે ચિઠ્ઠી લઇ જનારને 'બસ'નું ભાડું આપવું પડશે.'

રમજુએ હા પાડી અને ઇન્સ્પેકટરે ચિઠ્ઠી મોકલવાનો બંદોબસ્ત કર્યો.

## ૨૪

## 'કાળો તમંચો'

અનુપમા પ્રાતઃકાળમાં ઊઠીને 'અરવિંદ–કુંજ'ના બગીચામાં ફરતી હતી તેવામાં એક છોકરો ચિઠ્ઠી લઇને આવ્યો; તેણે પૂછ્યું; કાલિન્દી શેઠાણી આપનું નામ?' અનુપમાએ 'હા' પાડી. તે ઉપરથી

છોકરાએ તેના હાથમાં ચિઠ્ઠી મૂકી. અનુપમા તે વાંચીને ઘડીભર વિચારમાં પડી ગઇ. રમજુ ડ્રાઇવરને અને આને શું લાગે વળગે? ભુજંગીલાલનો એ કોઈ ઓળખીતો હોવો જોઈએ. ઠીક છે ટેલિફોનથી એ લોકોને નવે સરનામે ખબર આપું છું. આવો તેણે વિચાર કર્યો. છોકરાએ પૂછ્યું; 'કાંઈ જવાબ?'

'કહેજે કે, બંદોબસ્ત કરૂં છું'

'જવાબ ના લખી આપો, શેઠાણી? મને કહેશે કે, તેં ચિઠ્ઠી નહીં પહોંચાડી હોય, મારા ચાર આના ખોટા ન થાય એટલા માટે કહું છું.

અનુપમાએ તેને થોભવ્યો અને અંદર જઈ તેણે એક કાગળના ટુકડામાં લખી આપ્યું: 'બંદોબસ્ત કરીશું. ચિંતા ના કરીશ. —કાલિન્દી.'

બહાર આવીને તેણે તે છોકરાને જવાબનો ટુકડો આપ્યો. છોકરો ખુશ થતો જતો રહ્યો. ભાયખલા પર આવેલા આનંદ-ભુવન લૉજના માલીકની પાસે રહેતા ટેલિફોનના યંત્રમાં ઘંટડીનો રણકાર થયો. રિસિવર હાથમાં લઇ કાને માંડયું.

'એલાવ, તમે ભાયખલાની આનંદ ભુવન લૉજના માલીક છો ને?' સ્હામેથી કહેવાયું; 'તમારે ત્યાં રૂમ નં. ૧૦માં મિ. ભુજંગીલાલ રહે છે તેઓને ટેલિફોન પર બોલાવો. કહો કે, તમારાં એક સંબંધીજન તમને ખાસ અગત્યના કામસર બોલાવે છે.'

માલીકે ભુજંગીલાલને બોલાવવા નોકરને મોકલ્યો. ચારેક મિનિટના અરસામાં તે આવી લાગ્યો. તેણે રિસિવર કાને માંડતાં ખબર પડી કે શા વાસ્તે તેને બોલાવવામાં આવ્યો હતો. અનુપમાએ ટેલિફોન પર રમજુની ચિઠ્ઠી વાંચી બતાવી અને એક છોકરો તે આપી ગયે હોવાની તથા તેણે પોતે કાલિન્દીને નામે જવાબ લખી આપ્યાની વાત કહી. 'ઠીક. હું બંદોબસ્ત કરૂં છું. આ ચિઠ્ઠી વિષે તેં મને

ખબર આપી તે ઠીક જ કર્યું.'

ભુજંગીલાલ ઉર્ફે બિહારી અડધા કલાકના અરસામાં બોરીવલીની પોલિસ ચોકીએ જઇ પહોંચ્યો ત્યારે ઇન્સ્પેકટર રમાકાન્ત, ગંગાદીન સાથે વાલ્કેશ્વર પરના આસામીની તપાસ માટે ગયેલો જણાયો. એક પોલિસ-કોન્સ્ટેબલ ત્યાં પહેરો ભરતો બેઠો હતો. રમજાના હાથમાં બેડીઓ નાંખેલી હતી. બધી હકીકત ભુજંગીલાલને તેણે કહી. ભુજંગીલાલે કટાણું મ્હોં કર્યું અને પોતાની નારાજી બતાવી. એ સિવાય તે એક પણ શબ્દ બોલ્યો નહીં અને એક ખુરશીમાં બેસી રહ્યો. પોલિસ-કોન્સ્ટેબલ આ બેની શી વાતચીત ચાલે છે સાંભળતો રહ્યો હોવાથી ચાલાક બિહારીએ પોતાના દિલનો કશો જ ભેદ તેને આપ્યો નહીં.

કોન્સ્ટેબલે એક યુકિત કરી. પોતે ગેરહાજર છે, એવો દેખાવ કરે તો કદાચ તેઓ ખુલાસાથી વાતચીત કરશે, એમ ધારીને તે પોલિસ ચોકી બહાર જઇને ઊભો રહ્યો. બિહારીએ હાથની ઇશારતથી રમજાને પૂછ્યું; 'પેલો ગોળો કયાં છે?'

રમજાએ ઇશારતથી જ અરુણ-કુંજ તરફ આંગળી કરી. ઇશારતથી બિહારીએ પૂછ્યું; 'ગોળાની બાબતમાં અહીં કશું કહ્યું છે?'

રમજાએ ઇશારતથી જ જવાબ દીધો; 'ના, મરી જાઉં તો ભલે પણ એ તો ન જ કહું.'

'બસ. એ બાબત કહેતો જ નહીં', હું એ ગોળા મેળવીશ; તને જમીન પર છોડાવીશ. ચિંતા ના કરીશ.' બિહારીએ ઇશારતથી કહ્યું અને પછી ખુરશીમાંથી ઊઠીને તે બહાર આવ્યો. પોલિસ કોન્સ્ટેબલ કે જે એક બાજુએ ઊભા રહી ને છુપાઇને વાત સાંભળવા ઇચ્છતો હતો, તેની હીલચાલ બિહારીથી છુપી રહી નહીં. તેણે હસીને તેની દરકાર કરી નહીં અને કોન્સ્ટેબલ સાથે પરચુરણ વાતો

કરવા માંડી. બિહારી ઇંગ્લીશ સ્યુટ અને ઇંગ્લીશ હેટ પહેરીને આવ્યો હતો. અત્યારે એનો એક શુદ્ધ 'જેન્ટલમેન' તરીકે ખૂબ મોભો પડતો હતો.

આશરે વીસેક મિનિટ વીતી ત્યાં તો એક ભાડુતી ટેક્સીમાં ગંગાદીન અને ઇન્સ્પેક્ટર રમાકાંત પાછા ફર્યા.

'હલ્લો, ઇન્સ્પેક્ટર ! આપ કેમ છો ? કંઈ ખૂબ જ મહત્વના કામે ગયા હતા કે શું ? મને તમોએ લગભગ અર્ધો કલાક રાહ જોવરાવી ! ઇંગ્લાંડમાં આવી સ્થિતિ નથી, મારા સાહેબ !' બિહારીએ વાતચીત શરૂ કરી અને પોતાનું 'વિઝિટિંગ-કાર્ડ' તેના હાથમાં મૂક્યું; ઇન્સ્પેક્ટરે તે વાંચ્યું, 'ભુજંગીલાલ શ્રીપદલાલ મહેતા મીલ-સ્ટોર્સ એજંટ, મકાનોના કોન્ટ્રેક્ટર, શેર દલાલ અને કમિશન એજંટ'.

'અહો ! આપ તો છપ્પન વેપારી જેવા છો, મહાશય' રમાકાંત બોલ્યો: 'અને તે ઉપરાંત ઇંગ્લાંડ જઈ આવેલા પણ છો, એમ કે ?'

'હા જી. એક મહિના ઉપર જ હું પાછો ફર્યો છું. આ બધાં કામકાજ હજી મેં શરૂ કર્યાં નથી. તેની શરૂઆત હવે એક-બે દિવસમાં કરવાનો છું. દરમ્યાન, આ માણસ સંબંધી મને અહીં બોલાવવામાં આવ્યો.'

'તમે તો એક મહિનાથી જ અહીં આવેલા છો, એટલે એને ક્યાંથી ઓળખો ?'

'વાત એમ છે, સાહેબ, કે એની ટેક્સી અમો અવારનવાર ભાડે કરાવીએ છીએ. એટલે એનો અમને પરિચય થયેલો છે. હું એનો જામીન થવા તૈયાર છું. એ બિચારા ગરીબનું કાંઈ કલ્યાણ થતું હશે તો હું તે કરી છૂટીશ.'

'મારું એમ કહેવું છે કે, આ કેસ જ સ્હેલો છે. એની પાસેથી ટેક્સી ખોટા નંબરવાળી મળી-વગર પરવાને તમંચો મળ્યો.

અને લૂંટ કરવાના સ્થળે તે પકડાયો. બસ. હવે એને હું સજા જ કરાવી દઉં એટલીવાર છે. જામીનમાં મારે શા વાસ્તે વધુ દિવસ ગુમાવવા ?'

'પણ એનો બચાવ આપે સાંભળ્યો ને ? કોઈ શ્રીકાંત નામની વ્યકિત ઉપર તે તો બધા આરોપ મૂકે છે !'

'જુઓ, પોલિસ-કોર્ટનાં કામ છે. આ બદમાશને બચાવ જ કરવો હશે તો તેની અનેક આગલી પાછલી હકીકતોમાં અમે ઉતરીશું ઉપરાંત, તમો જેવાઓના સંબંધમાં પણ તપાસ થશે. દાખલા તરીકે, તમારાં બહેન—'

'એમને આ કેસમાં શું લાગે વળગે ?'

'આરોપીએ એમનું નામ દીધું છે. અમે એમને કોર્ટમાં બોલાવીશું.'

'તે આવશે અને ચોક્કસ સાચી વાત તે જાણતી હશે તે કહેશે. હું તો માત્ર એટલું જાણું કે, આ આદમી તમારા કેસની મુદ્દતે હાજર થાય તેટલા વાસ્તે તમને તેના જામીન જોઈએ છે. તો તે જામીન હું થઇશ.'

'એટલે કે, એનાં કામકાજની અંદરખાનેથી વિગત સાથે તમો સંમત નથી: એમ જ ને ?'

'બેશક. કયાં એ અને કયાં હું ? એનાં કામકાજ વિષે બેશક મને કે મારી બહેનને કશી જ લેવા દેવા નથી !'

'યા ને તે પ્રમાણિક છે કેમ એ વિષે તમે મત નથી દર્શાવતા ?'

'અમને તો તે પ્રમાણિક લાગેલો અને ગરીબ માણસ હોવાથી અમે તેને અવારનવાર બે-પાંચ રૂપીઆ ઉછીના આપેલા, કે જે તેણે અમોને પાછા વાળેલા. આ સિવાય અમો કાંઈ ન જાણીએ. —જોકે એને બચાવ કરવો હશે તો કોઇ વકીલની મદદ અપાવવાની વ્યવસ્થા કરી આપીશું.'

'રમજુ !' ઈન્સ્પેકટરે કહ્યું: 'તું તો એમ કહેતો હતો ને કે, તું પ્રમાણિક છે તેની સાબિતી આ મિસ્ટર આપશે? એ તો તારા સંબંધી છૂટી પડે છે !'

'પણ મારા જામીન થાય છે ને ? જામીન પર મને છૂટો કરો. પછી હું વકીલને મળીને વ્યવસ્થા કરીશ.'

બિહારી આ વખતે ઈન્સ્પેકટરને એક બાજુ બોલાવીને ચોકી બહાર ગયો અને એની સાથે કેટલીક મસલત કરવા માંડી.

'આ કેસ માંડીવાળો, સાહેબ. એની જામિનગીરીના અને બીજા બધા ખર્ચના તેમ જ આપને પડેલી તકલીફના એમ મળીને હું કુલ્લે આપને ત્રણસો રૂપીઆ આપવા તૈયાર છું.'

'એમ ન બને, મિસ્ટર ! આ કાંઈ દેશી રજવાડું નથી કે, એવી રીતના પૈસા ખાઇને અમે 'ઘર ભરવાનો' વિચાર સુધ્ધાં કરીએ. જે કાંઇ થાય તે રીતસર જ થવું જોઇએ. મારે 'અરુણકુંજ' વાળાઓને પણ કાંઈ જવાબ આપવો તો જોઇશે જ ને ? કદાચ મેં પૈસા ખાધા, એમ તેઓ જાણે તો મહાપંચાત થઇ પડે.'

'પણ એ શ્રીકાંત જ બદમાશ છે, એમ હું આપને પુરવાર કરી આપું તો ?'

ઇન્સ્પેકટર આશ્ચર્યચકિત થતો તેના સ્હામે જોઇ રહ્યો, બાદ બોલ્યો; 'મને એના પુરાવા મળશે ત્યારે હું તેને યે નહીં છોડું' તમે આ ડ્રાઈવર પુરતી વાત કરો એના જામીન થતા હો તો ચાલો આપણે મેજીસ્ટ્રેટની કોર્ટમાં જઇએ અને કાયદેસર વ્યવસ્થા કરી લઇએ.'

'કોર્ટ બહાર કશું પતી શકે તેમ નથી ?'

'ના બિલ્કુલ નહીં.'

'ઠીક. ત્યારે આપ દશેક મિનિટ થોભો. હું મારા એક મિત્રને ત્યાંથી રૂપીઆ લઇ આવું છું, કેટલા જોઇશે ?'

'સો રૂપીઆની જામિનગીરી ચાલશે. ડ્રાઇવરના પોતાના પણ હાથ મુચરકા અમે લઇશું.'

બિહારી અને તે ત્યાંથી છૂટા પડ્યા. ઇન્સ્પેકટર ચોકીની અંદર ગયો અને રમજાને કહેવા લાગ્યો: 'તારો જામીન તો જબરો છે? મને લાંચ આપવા માગતો હતો! મને તો લાગે છે કે, તારી સાથે તેને ખૂબ જ પરિચય છે અને તમારા લોકોની ટોળી રાતના વખતે કંઈ ગોરખધંધા કરતી હોવી જોઇએ.'

નહીં, સાહેબ, એવું કંઈ જ નથી. કોર્ટમાં કેસ ન જાય એટલા માટે એવા મોટા લોકો કદાચ આપ જેવા ઉદાર અમલદારોને કાંઈ આપવા માગે તો તેમાં ખોટું શું છે?—'

'જા, જા, હવે; જાણે એમ બધે જ લાંચીઆઓ હશે એવું ધારી બેસે છે તે ન ચાલે. તને જામીન પર છોડ્યા પછી હું જંપીને બેસવાનો નથી. ચોગરદમ તપાસ ચલાવવાનો છું કે, તમો લોકોની કોઇ ટોળી છે કે નહીં? એણે લાંચ આપવા માંગી તેથી જ સાબીત થઇ ગયું કે, દાળમાં કાંઈ કાળું છે.'

એ લોકો આ મુજબ વાતચીત કરતા હતા એટલામાં એકાએક પોલિસ-ચોકીના ઉંબરામાં તદ્દન કાળાં કપડામાં સજ્જ થયેલો એક આકાર ત્યાં આવી પહોંચ્યો. એના હાથમાં એક તમંચો હતો. એણે ઇન્સ્પેકટર તરફ ધરીને પડકાર કર્યો.

'એક બાજુ દુર થઈ જાઓ, મિસ્ટર! નહીં તો ઠાર કરી નાખીશ.–'

'તું કોણ છે? શું ધાંધલ કરવા માગે છે?'

'હું કાળો તમંચો છું. હું જે ઇચ્છું છું તે કરૂં છું. આ કેદીઓને મારે છોડાવી જવા છે. મારા માર્ગમાંથી હટી જાઓ. નહીં તો, તમારા જાન જશે.'

'કોન્સ્ટેબલ—' ઈન્સ્પેકટરે ત્રાડ નાંખી અને પોતાની કમ્મર

ઉપરના પટામાંથી તે તમંચો બહાર કાઢવા તૈયાર થયો.

કાળા તમંચાવાળા કાળા પોષાક ધારીએ તુર્ત જ તેની નજદીક ધસી આવીને પોતાનો તમંચો તેની છાતીપર ધર્યો. અને તેના હાથ ઉંચા કરાવ્યા. બાદ ઇન્સ્પેકટરના પટામાંથી તેણે રિવોલ્વર કાઢી લઇને કોન્સ્ટેબલ તરફ ધરી અને રમજુ તથા ગંગાદીનને કહ્યું; 'ચાલો, જલ્દી કરો. બેસી જાઓ તમારી ટેકસીઓમાં રમજુ! તારી ટેકસી મારા માટે ખુલ્લી રાખ. 'ડ્રાઇવિંગ-સીટ' પર હું બેસીશ!'

'મિ. ભુજંગીલાલ!' ઇન્સ્પેકટર બોલ્યો.

'છટ્! મારૂં નામ તે નથી. મને **કાળા તમંચા** તરીકે ઓળખો. મારાથી ડરો અને મારા કામમાં આડે આવવાની બિલકુલ તકલીફ ના લ્યો, સમજ્યા?'

રમજુ આ વખતે બહાર ગયો. ગંગાદીન બહાર ના ગયો. 'કેમ, તું નથી જતો?' કાળા આકારે તેને પૂછ્યું.

'નહી, સાહેબ. મને કોઇ ગુંડાઓ સામે કાંઈ જ સંબંધ નથી. હું અહીં જ રહીશ.' ગંગાદીને જવાબ દીધો.

'તારે જવું જ જોઈશે. નહીં જાય તો હું તને મારી નાંખીશ.'

'જા, ભાઇ, જા, નાહક કમોતે મરી જવાની જરૂર નથી!' ઈન્સ્પેકટરે તેને કહ્યું અને વ્યંગમાં 'કાળા તમંચા'ને પુછ્યું; 'તું કહેતો હોય તો હું પણ ટેકસીમાં ચઢી બેસું.'

'ઇન્સ્પેકટર! આજ તો આ મશ્કરી માટે હું કાંઇ કહેતો નથી.; પણ ફરી કોઈવાર મારી રપેટીમાં ચઢયા છો તો યાદ રાખજો, જીવતા રહેવાના નહીં પામો. ચાલ. ડ્રાઇવર, તું આવે છે કે નહીં!'

ગંગાદીને બહાર નીકળીને લોકોને ભેગા કરવા બૂમો પાડવા માંડી; 'ખૂન ! ખૂન ! મદદ ! મદદ !'

કાળા આકારને આ સાંભળીને ગુસ્સો ચઢ્યો, એણે ઇન્સ્પેકટરનો જે તમંચો પોતાના હાથમાં હતો તે ફોડ્યો ગંગાદીન ઉપર ! બિચારા એ નિર્દોષ ડ્રાઇવરની પીઠમાં તે વાગ્યો અને ઘાયલ થઇને પોકાર કરતો તે ચોકીનાં પગથીઆં પર ગબડી પડ્યો !

પોતાના હાથમાંના બન્ને તમંચા ઇન્સ્પેકટર અને કોન્સ્ટેબલ તરફ ધરેલા રાખીને, તેઓને ચોકીમાં જ થોભેલા રહેવા હુકમ કરીને આ ભેદી કાળો આકાર ચોકી બહાર આવ્યો અને તેનાં બારણાં બંધ કરીને બહારથી સાંકળ લગાવીને રમજાુની ટેકસીમાં બેસી ગયો. એ વખતે કેટલાક રાહદારીઓ ત્યાં આવી લાગ્યા. તેઓને તમંચાથી દૂર ને દૂર થોભેલા રાખીને કાળો આકાર ટેકસીમાં બેસી ગયો. રમજાુને લઇને એ ટેકસી ત્યાંથી પસાર થઇ ગઈ.

## ૨૫

## અરવિંદનું આશ્ચર્ય !

**अप्रियाण्यपि पथ्यानि ये वदन्ति नृणामिह ।**
**ते एव सुहृदः प्रोक्ता अन्ये तु नामधारकाः ॥**

**ભાવાર્થ**; જે કડવી પણ હિતકર વાત કહે તેજ સાચો મિત્ર: બાકીના નામધારી મિત્ર માનવા.

જે છોકરાને અનુપમાએ કાલિન્દીના નામથી રમજાુને જવાબ લખી આપ્યો હતો કે, 'બંદોબસ્ત કરીશું. ચિંતા ના કરીશ, તે છોકરો 'અરવિંદ–કુંજ'માંથી બહાર પડ્યો એટલે બંગલા બહાર વાત કરતા ઊભેલા બે યુવકોમાંથી એક તે છોકરાને હાંક મારીને ઊભો રાખ્યો અને બીજા યુવકને તેણે કાનમાં કહ્યું; 'જા, અંદર

જઇને તેને ખબર પડે નહીં તેમ તેની હીલચાલ જો.' એ યુવક અંદર ગયો.

બહાર રહેલ યુવક તે છોકરાને અર્ધો રૂપીઓ આપીને કહ્યું: 'દોસ્ત, એ ચિઠ્ઠી જોવા દે.'

'મને પાછી આપશો ને, મહેરબાન?'

'હા, હા,'

છોકરાએ ચિઠ્ઠી આપી. એમાંનું લખાણ વાંચીને યુવકે પૂછ્યું, 'તને જવાબ લખી આપનાર બાઈ જુવાન હતી કે આધેડ ઉમ્મરની?'

'તદ્દન જુવાન, સાહેબ! એ જ એ બંગલાની શેઠાણી હતી.'

એણે પોતાનું નામ તને 'કાલિન્દી' કહ્યું?'

'હા, સરકાર અને જુઓને જવાબ પણ એ સહીથી આપ્યો છે'.

'એ જવાબ કઈ ચિઠ્ઠીનો આપ્યો છે? કોણે એ ચિઠ્ઠી મોકલી હતી? તને આઠ આના એટલા વાસ્તે આપ્યા છે, દોસ્ત!'

'તમારી મહેરબાની, મારા શેઠ.' છોકરો ચાલાક અને મીઠા-બોલો હતો. તેણે બોરીવલીની પોલિસ-ચોકીના ઈન્સપેક્ટરે પોતાને ચિઠ્ઠી આપેલી હોવાનું કહ્યું અને તેમાં લખેલી વિગત કે જે તે છોકરાએ વાંચી હતી તે પણ કહી દીધી.

'શાબાશ, દોસ્ત. લે આ તારી ચિઠ્ઠી' અને ઈન્સ્પેકટરને તું એ ચીઠ્ઠી આપે ત્યારે એક વાત કહેજે; 'શ્રીકાંત ભાઇએ કહ્યું છે કે, ક્રાંઇયિવરને જામીન પર ના છોડશો. સમજ્યો; મેં શું કહ્યું.!'

છોકરાએ ઈન્સ્પેકટને કહેવાના શબ્દો બોલી બતાવ્યા, 'તને બરાબર યાદ રહેશે ને? લખી આપવાની જરૂર છે?'

'અરે: એમાં શું લખી આપવાનું હતું? એ પકડાયેલા મદીઆ-ઓને જામીન પર ના છોડે એમ કહી દેવાનું! અને હું એ કહેવાનો.

બીજી એક સૂચના આપું, દોસ્ત, કોઈવાર તારે કાંઈ મદદ

જોઈતી હોય તો બોરીવલીના 'અરુણ-કુંજ'માં આવજે અને ત્યાં મારું નામ દઈને મને બોલાવજે, હો? મારું નામ યાદ રહ્યું ને?'

'હા. સાહેબ, શ્રીકાંતભાઈ!' છોકરો આમ કહીને વિદાય થયો. શ્રીકાંત પરોઢીઆમાં ઊઠીને અરવિંદને આખાયે કિસ્સાથી વાકેફ કરવા માતુશ્રી કમળાદેવીની અનુપમા ઉપરની ખફગી જાહેર કરવા અને હવે કેવી રીતે બિહારી આદિ બદમાશોને ખુલ્લાં પાડવાં તે સંબંધી મસલત કરવા આવ્યો હતો. અરવિંદ બંગલા બહાર ફરવા જતો હતો. બન્નેનો ભેટો થયો. તેઓની વાતચીતમાં પ્રથમ શ્રીકાંતે કાલિન્દી વિષે ઈશારો કર્યો. 'રાતના તે શું અરવિંદ-કુંજમાં સૂતી નથી?' તેણે પૂછ્યું.

'કેટલાક વખતથી હું જોઉં છું કે, તે ગમે ત્યારે ગમે ત્યાં જાય છે અને ગમે તે વખતે પાછી ફરે છે. રાતના બે અને ત્રણ વાગે એ કોઈવાર આવે છે અને કોઈવાર તો રાતના અહીં મુદ્દલે સૂતી નથી. દાખલા તરીકે, ગઈ કાલ રાતની તે ક્યાંક ગયેલી છે તે હજી પાછી ફરી નથી.' અરવિંદે કહ્યું.

'ખાનદાન કુટુંબનાં સ્ત્રી-જનોને શોભે એવું આ વર્ત્તન છે ખરું?'

'બિલ્કુલ નહી" અરવિંદ બોલ્યો: 'મિત્ર! સ્નેહલગ્ન કરીને હું પસ્તાયો છું એમ મને લાગે છે! અનુપમાનો સ્વભાવ મને: બિલકુલ અનુકૂળ નથી. અને એનો ખર્ચો અપાર છે. એનું વર્તન એની માની માફક જ સ્વચ્છંદ છે. ભુજંગીમામા સાથે તે બહુ વખત સિનેમાઓ જોવા નીકળી પડે છે. મને ભય રહે છે કે જો આમને આમ ચાલ્યા કરશે તો મને ઘણો આર્થિક ફટકો પડશે.'

'હું એ બાબતમાં જ કેટલીક ગંભીર વાતો તારી પાસે કરવા આવ્યો છું. એક વસ્તુ ધ્યાનમાં રાખજે. તારું હિત એ જ મારી હૃદયેચ્છા છે. કદાપિ મારાં કોઇ વેણ તને કડવાં લાગે તો સમજજે કે, તે તારા હિતનાં છે માટે જ કહું છું. સાચો મિત્ર કડવી અને:

અપ્રિય વાત જ કહે. બાકી, ખુશામતીઆ મિત્રો એવી વાતો નહીં કહેતાં ચાલતી ગાડીમાંજ ચઢી બેસે—'

અચાનક અત્રે શ્રીકાંત વાત કરતો અટકી ગયો અને બાગ તરફ આંગળી ચીંધીને બોલ્યો: 'જો ને, અરવિંદ, અનુપમા પેલા છોકરા સાથે શી વાતચીત કરે છે? એ છોકરો કોણ છે?'

અરવિંદ બાગમાં જવા તૈયાર થયો. શ્રીકાંતે તેનો હાથઝાલીને રોકયો: 'સબુર! અનુપમાને જાણ થાય નહીં એવી રીતે એક જાસૂસની પેઠે તારે આ બાબત તપાસવાની છે. એની સાથે તું લગીરે ચડભડાટ કરીશ નહીં. જાણે કે, એના કશા જ વર્તનથી તું નારાજ નથી એવો દેખાવ તારે કરવાનો છે. એનું કારણ એટલું જ કે જેના ભીના પગ હોય તેની છાપ એ રીતે જ જલ્દીથી પડે,. સમજ્યો? ...જો, જો......એ છોકરો એકલો ઊભો છે. અનુપમા અંદર ગઈ. આસ્તે થોભી જા. શું થાય છે, તે જો.....હં......તે પાછી આવી. છોકરાના હાથમાં એક ચિઠ્ઠી મૂકી. હવે તારે સાવધ રહેવાનું. ચૂપકીદીથી તેને કશું જ માલુમ પડે નહીં તેમ, તે કોની સાથે વાતચીત કરે છે, શું વાતચીત કરે છે, કયાં જાય છે, એ તપાસ્યા કરવાનું! મિત્ર! તારા સંસારમાં હું અંગાર નાંખું છું, એમ તો આ સૂચનાઓથી નથી લાગતું ને? મારે તને ઘણું ઘણું કહેવાનું છે, કાલિન્દીના છિદ્રો છે: તેના પુરાવા પણ છે...પણ હમણાં નહી...પેલો છોકરો બહાર આવે છે... ...

એ વખતે છોકરો બહાર આવ્યાથી અરવિંદને બંગલામાં મોકલીને શ્રીકાંતે તે છોકરા પાસેથી યુક્તિબંધ વાત કઢાવી લીધી; એ બાદ તે જેવો બંગલામાં પેસતો હતો તેવો જ અરવિંદ તેમાંથી બહાર નીકળતો તેને સ્હામો મળ્યો. અરવિંદે કહ્યું.

જબરદસ્ત કાવત્રું રચાતું જણાય છે. ભુજંગીમામો ભાયખલાની આનંદ ભુવન લોજમાં રહે છે. તેની રૂમનો નં. ૧૦ છે. કોઈ રમજુ નામનો ટેકસી–ડ્રાઈવર બોરીવલીની પોલિસ ચોકી પર

પકડાયો છે, તેના જામીન થવા માટે ભુજંગીમામાને તે ચોકીપર જવા અનુપમાએ ટેલિફોનમાં કહ્યું. અનુપમા ટેલિફોન કરતી હતી ત્યારે રહામેથી શા જવાબ અપાયા તે તો હું ન જ સાંભળી શકું. પણ તે જે કાંઇ બોલી તે તેના ખંડ બહારથી મેં સાંભળ્યું. અનુપાએ કાલિન્દીના નામથી એ ચિઠ્ઠીનો જવાબ પેલા છોકરા સાથે મોકલાવ્યો છે.' શ્રીકાંતે કહ્યું.

'હા. એ પણ તેણે ટેલિફોનમાં ભુજંગીમામાને કહ્યું: શ્રીકાંત ! એ ભુજંગીમામો બડો શયતાન લાગે છે! ખાનદાન કુટુંબોમાં આવી જાતની આ એબ શી ? મને તો હવે હાડોહાડ ક્રોધ વ્યાપી ગયો છે.' અરવિંદે પોતાનું હૃદય ખાલી કર્યું.

'મિત્ર! આનો જે યોગ્ય રસ્તો લેવાતો હશે તે જ આપણે લઇશું. દરમ્યાન, શાન્તિ ધારણ કરીને મારી સાથે ચાલ.'

'ક્યાં? શું આપણે ભાયખલાની આનંદ ભુવન લોજમાં જશું?'

'જરૂર પડશે તો ત્યાં પણ જઇશું. પરંતુ તે પહેલાં તો બોરીવલીની ચોકીપર જઈએ. ત્યાંના ઈન્સ્પેકટર કને એ ડ્રાઈવરને પકડાવનાર હું જ છું. એનો કિસ્સો 'અરુણકુંજ' સાથે સંબંધ ધરાવે છે. ઇન્સ્પેકટર ડ્રાઇવરને જામીન પર છોડવા માગે છે. મેં એને પેલા છોકરા સાથે ના કહેવરાવી છે. છતાં આપણે જાતે જઇશું તો તું પણ કેટલુંક અવનવું જાણી શકીશ.' શ્રીકાંતે કહ્યું.

'હું અનુપમાને કહેતો આવું કે બહાર જાઉં છું.' અરવિંદ બોલ્યો :

'એમાં એને શું કહેવાનું હોય ? મિત્ર! તારા હૃદયમાં તારી પત્ની માટે બેશક સુંદર સ્થાન હોય એ હું કબૂલ કરૂં છું પણ તે અનુચિત પ્રકારનું ન હોવું જોઇએ. મને દુ:ખ થાય છે કે, તારા જેવા ભલા, ભોળા, અને સુખી યુવકના જીવનમાં ...પણ, ના. ના. હું કશું બોલ્યા વિના તને બધું બતાવું એ ઠીક થઈ પડશે.'

'શ્રીકાંત અને અરવિંદે માળીને ખબર આપીને અરવિંદની મોટર ડ્રાઇવર પાસે બહાર કઢાવી અને તેમાં બેસીને તે બન્ને જણ બોરીવલી તરફ જવા ઊપડ્યા.

તેઓ જ્યારે ત્યાં પહોંચ્યા ત્યારે ચોકીને બહારથી સાંકળ હતી. ચોકીના પગથીઆંમાં એક ડ્રાઇવરની લાંશ પડેલી હતી અને લોકોનું ટોળું એકઠું થયેલું હતું. અરવિંદની મોટર જ્યાં ચોકી આગળ આવીને ઊભી રહી કે, પેલો ચિઠ્ઠીવાળો છોકરો તેમની પાસે દોડી આવ્યો: તેણે ઉતાવળે ઉતાવળે કોઈ ભેદી કાળા આકારની ભયાનક ખૂનામરકીની હકીકત શ્રીકાંતને કહી. શ્રીકાંતે તરત જ ગેટનાં પગથીઆં ચઢીને બારણાંની સાંકળ ખોલી નાખી. ઈન્સ્પેકટર અને કોન્સ્ટેબલ તેમાંથી બહાર આવ્યા. શ્રીકાંતની સાથે અરવિંદ હતો તેને જોઇને ઇન્સ્પેકટર બોલ્યા: 'હલ્લો, મારા કોલેજીઅન મિત્ર! તમારાં પગલાં અહીં ક્યાંથી? અને તે પણ મારા આ નવા મિત્ર સાથે?

શ્રીકાંતે સમજ પાડી કે, 'અરણ્યકુંજ' એનો જ છે અને એને ગઇ કાલની રાતના બનાવ બંબંધી ખબર કરવા જ હું ગયો હતો.

અત્રે પેલો છોકરો ઇન્સ્પેકટર પાસે આવ્યો અને બોલ્યો: 'સાહેબ, આ ચિઠ્ઠીનો જવાબ. અને આ સાહેબે (શ્રીકાંત તરફ આંગળી ચીંધીને) વાલ્કેશ્વરથી મને કહેવરાવ્યું હતું કે—એને ડ્રાઇવરને જામીન પર છોડશો નહીં!'

'જામીન પર છોડતાં પહેલાં તો પેલો બદમાશ તેને છોડાવી ગયો! અને તે પણ ખૂન કરીને? એ પેલો ભુજંગીલાલ જ હોવો જોઈએ, એવો મને શક છે!' ઇન્સ્પેકટર બોલ્યો.

'ભુજંગીલાલ!' અરવિંદ આશ્ચર્યથી બોલ્યો.

શ્રીકાંતે તેને અટકાવીને ઇન્સ્પેકટરને કહ્યું: 'આ બાબતમાં આપણે નિરાંતે કેટલીક વાતો કરીશું; પણ જો આપનો ઇરાદો એ

મુજંગીલાલને રહેઠાણે જવાનો હોય તો ચાલો, આપણે મોટરમાં બેસીને જઇએ અને તેના વિષે તજવીજ કરીએ.'

'એનું સરનામું તમે જાણો છો ? મારી સાથે એણે ખૂબ વાતો કરી પણ એ જ બાબત વિષે હું તેને પૂછવાનો હતો તે ભૂલી ગયો અને એણે તો એ બાબત સંભારી પણ નહીં !'

'એનું કારણ એક જ છે. સરનામું પળે પળે બદલાય છે ! હું તેનાં ત્રણ સરનામાં જાણું છું. પણ આપણે તો એના છેલ્લા સરનામાના સ્થળે જઇએ છીએ.'

ઇન્સ્પેકટરે કોન્સ્ટેબલને સૂચના આપી કે, ટેલીફોન કરી મુખ્ય પોલિસ–ઓફિસે ખબર આપીને ડેપ્યુટી પોલિસ કમિશ્નરને અત્રે આવવા કહે અને હું બદમાશને પકડવા ગયો છું એમ ખબર આપ.' એ બાદ તે મોટરમાં બેસી ગયો. અરવિંદ અને શ્રીકાંત પણ તેની સાથે બેસી ગયા. અચાનક જ શ્રીકાંતને એક વાત યાદ આવી. તેથી પેલા ચાલાક છોકરાને ઈશારતથી પોતાની પાસે બોલાવીને તેણે પૂછ્યું: 'તારૂં નામ શું ?'

'વનો.' તે છોકરાએ કહ્યું.

'વના, તેં અરુણ–કુંજ દીઠો છે ને ? ત્યાં જઇને લવંગિકાબાઇને કહે જે કે, શ્રીકાંતભાઇ સાથે અરવિંદભાઈ અહીં આવ્યા હતા. એકાદ કલાકમાં બન્ને જણ પાછા આવશે. દરમ્યાન, પેલી લાકડાની પેટી તાળાકુંચીમાં રાખજો.'

'છોકરો 'વારૂજી' એમ કરીને ત્યાંથી દોડી ગયો. મોટર ચાલુ થઇ

## ૨૬

## લૉજવાળા પર આફત!

**अहो दुर्जन संसर्गाद् मानहानि पदे पदे ।**
**पावको लोहसंगेन मुद्गरैरभिहन्यते ॥**

**ભાવાર્થ**: દુર્જન મનુષ્યનો સંગ કરવાથી પગલે પગલે માનહાનિ થાય છે. લોખંડની સોબત કરવાથી અગ્નિને પણ લુહારના હથોડાનો માર ખાવો પડે છે!

ભાયખલા ખાતે આનંદ ભુવન લૉજમાં જતાં નં. ૧૦ કે ૯ ની ખોલીઓમાં રહેનારાં બહાર ગયાં છે એવી ખબર મળતાં ઈન્સ્પેક્ટરે લૉજવાળાને તે ખોલીઓ ઉઘાડવા કહ્યું. લૉજવાળાએ વારંટ માગ્યું. ઈન્સ્પેક્ટર ચીડાયો. પણ શ્રીકાંતે તેને બાજુએ લઇ જઈને સૂચવ્યું. 'હું બિનસત્તાવાર રીતે જઇને એ ખોલીમાં શું છે તે આપને કહી આપું તો?'

'પણ જશો શી રીતે?'

'પાછલી બારીએથી!' તેણે ઉમેર્યું: આપ પોલિસ-અમલદાર રહ્યા એટલે કાયદા વિરૂધ્ધ કાંઇ ના કરી શકો. પણ અમો ખાનગી માણસો—'

'હં...હં...ડીટેક્ટિવો એમ જ કરે છે! પણ સત્તાવાર રીતે આ બાબતની તમારી હીલચાલની મને કંઈ જ જાણ નથી. એ ધ્યાનમાં રાખજો!' ઇન્સ્પેક્ટર આમ કહીને હસ્યો.

બેશક, બેશક. આપને કાંઈ પીઠ પાછળ આંખ છે કે, તે વડે આપ દેખી શકો?' શ્રીકાંતે રમુજ કરી અને તે ત્યાંથી વિદાય થયો.

ઇન્સ્પેક્ટરે લૉજના માલીકને કહ્યું: 'એ મિસ્ટરને મેં વારંટ લેવા મોકલ્યો છે. ત્યાં સુધી મારે નકામો અહીં વખત ગુમાવવો પડશે! તમે લોકો શકમંદ આસામીઓને અહીં રાખો છો શું કરવા?'

'સાહેબ, મને ખબર ન્હોતી કે, એ શકદાર આસામી હશે.'

'પણ એની રૂમમાં મવાલીઓ એકઠા ન્હોતા થતા?' ઈન્સ્પેક્ટરે અનુમાન કરીને જ સવાલ કર્યો.

'એની રૂમમાં તો એની એક સાથીદાર બાઈ પણ હતી; અને બીજા ચાર–પાંચ જણ એની પાસે આવતા; પણ તેઓ કાંઈ મવાલીઓ જેવા ન હતા!'

'બાઈ હતી? એ કેવી હતી?'

'ઉમ્મર આશરે ૩૫ થી ૪૦ વર્ષ. શરીરે ગોરી. આંખ સ્હેજ બાડી. નહીં જાડું કે નહીં પાતળું એવું શરીર—'

'એનું નામ કાલિન્દી બાઈ હતું?' ઇન્સ્પેક્ટરે અધવચ પૂછ્યું.

'હા. એજ નામ. નં. ૯ માં એ રહેતી હતી અને નં. ૧૦ માં આ મિ. ભુજંગીલાલ રહેતા હતા. તેઓ ગઇ કાલે જ આ લૉજમાં રહેવા આવ્યા હતા—'

'અને આજે અત્યારે તેઓ અહીં નથી, એમને? તેઓમાંનું કોઇ પણ અહીં નથી ને?'

'ના. સાહેબ, અર્ધા કલાક પર બાઈ અને બીજાઓ અહીંથી બહાર ગયા છે; અને ભુજંગીલાલનો તેમના ઉપર એક ટેલીફોન આવવાથી બહાર ગયા છે. હું ધારૂં છું કે તેઓ થોડાક જ અરસામાં આવી લાગશે!'

'મારે અને તમારે એક હઝાર રૂપીઆની શરત જો એ અહીં આવે તો! એણે બોરીવલ્લીની પોલિસ ચોકીએ ખૂન કર્યું છે અને તે પણ પોલિસના માણસોનો રંજાડ કરીને? એવો આદમી અહીં પાછો ફરે ખરો કે? અને તે પે પોલિસ અમલદાર પાસે પકડાવા માટે?'

'શું એ ખૂની છે? ત્યારે તો સાહેબ, આપ એની રૂમો ભલે

તપાસો. હું તો હવે એવા આદમીઓને ફરીથી એ રૂમોમાં દાખલ નહીં કરૂં.'

'તમારી વાત તમે જાણો. તમે વારંટ માગ્યું છે એટલે મેં તે મંગાવ્યું છે અને તે પછી એ એકલી જ બે રૂમો નહીં પણ આખી યે લૉજની તમામ રૂમો હું શક ઉપરથી તપાસવાનો છું.' ઈન્સ્પેકટરે કહ્યું અને ખભા હલાવીને ઉમેર્યું: 'કામ તો કાયદેસર જ થવું જોઇએ ને? કાયદાપ્રિય માણસો આગળ કાંઇ બિનકાયદેસર વર્તન થઈ શકે ખરૂં?!'

ઈન્સ્પેકટરની આ ટકોરથી અને લૉજની બધી રૂમો તપાસવાની તેણે કહેલી વાતથી લૉજનો માલીક મુંઝાયો અને તેણે કરગરી પડીને ઈન્સ્પેકટરને વિનંતિ કરી કે, મારી ભૂલ માફ કરો. એ ખૂની છે એવું હું ન્હોતો જાણતો. એનાં કાગળીઆમાં નાહક મારે સંડોવાવું પડશે તો મુશ્કેલી ઊભી થશે. આપ એની રૂમો તપાસવા પધારો.'

લૉજનો માલીક ગલ્લા ઉપરથી ઊતર્યો અને ચાવીઓ હાથમાં લઇને લૉજની રૂમો નં. ૧૦ અને ૯ આગળ જવા લાગ્યો. 'થોભો' ઇન્સ્પેકટરે કહ્યું: 'મારો માણસ પાછો ફરશે તે પછી જ હવે તો હું જઈશ–તે પહેલાં નહીં.'

એ જ વખતે શ્રીકાંત આવી પહોંચ્યો. તેના મ્હોં ઉપર ખુશાલીનાં ચિહ્ન હતાં. 'વારંટ લાવ્યા?' ઇન્સ્પેકટરે પૂછ્યું.

અત્રે લૉજવાળો બોલ્યો: 'મારે વારંટ નથી જોતું, સાહેબ. હું આપને એ રૂમ બતાવું છું. પછી શો વાંધો છે? મારી ભૂલ થઇ કે, મેં વારંટ સંભાર્યું.'

ઇન્સ્પેકટરે શ્રીકાંતને ચૂપ રહેવા ઈશારત કરી અને તેઓ સૌ એ બે ખોલીઓ તપાસવા ગયા. એમાંની ૯ નંબરની ખોલીમાં શું હતું? ગંજીફાં અને સિગારેટોનાં ખોખાં! એ સિવાય એમાં કશો જ સામાન ન્હોતો. નં. ૧૦ ની ખોલીમાં બે બેગ હતી. અને ખીંટી

પર એક-બે કોટ ખમીસ વગેરે ટાંગેલા હતાં. એ બેગો તપાસવામાં આવતાં તેમાં વેષાંતરનાં સાધનો હતાં! જુદા જુદા પોષાકો હતા. અને વિવિધ પ્રકારના વેષના ફોટાઓ હતા!

એ ફોટાઓમાં અરવિંદે કેટલાક એવા ફોટાઓ ઓળખ્યા કે, જે ભુજંગીમામાએ તેને કાશ્મીરમાં બતાવ્યા હતા અને જે સંબંધી એવું કહ્યું હતું કે-મને તો વેષાંતરોમાં ફોટા પડાવવાનો શોખ છે! અરવિંદે આ ફોટાઓ સંબંધી કાંઇ ટીકા કરી નહીં.

ઈન્સ્પેકટરે લોજના માલીકને કહ્યું: 'આ બધાં સાધન કોઈ સારા આસામી રાખે ખરા કે? આ સાધનો તમે મને જોવા દેતા નહોતા; ખરૂં કે?'

'અજાણપણુમાં જે કાંઈ ગુન્હો થાય તે ઈશ્વર પણ માફ કરે છે એટલે--'

'ચિંતા નહીં', મિસ્ટર,' શ્રીકાંતે કહ્યું: 'આ કોટનાં ખિસ્સાં તપાસ્યાં કે, સાહેબ? હું ધારૂં છું કે, એમાં આ વેષમાં આણેલો કંઇ માલમલીદો હશે!'

ઇન્સ્પેકટરે એક સફેદ કોટના ખિસ્સામાં હાથ નાંખ્યો તો તેમાંથી એક એવો ફોટો મળી આવ્યો કે, જે જોતાંજ ઇન્સ્પેકટર ચમક્યો. એમાં પેલા ટેકસી-ડ્રાઈવર રમજુનો અને ભુજંગીનો ફોટો હતો. ઉપરાંત તેઓના સાથીદાર અને એક બાઇનો યે ફોટો હતો! સૌ જુગાર રમતાં હતાં અને એ હાલતમાં આ ફોટો પાડેલો હતો!

'મિ. શ્રીકાંત!' ઈન્સ્પેકટરે પૂછ્યું: 'આ ફોટામાંના ટેકસી-ડ્રાઈવરને આપે ઓળખ્યો? ગઈ કાલે રાતે આપે જેને પકડાવ્યો હતો તે જ આ છે ને?'

'હા, સાહેબ, આ એમનો ઉપરી ભુજંગીલાલ છે અને આ બાઇ--' શ્રીકાંતે અરવિંદ તરફ જોયું.

અરવિંદનો ચહેરો આકળવિકળ થઇ ગયો હતો! જે નવોઢાને

પોતે પરણી લાવ્યો હતો, તેની માતા જુગારી! તેનો મામો જુગારી! ઉપરાંત ખૂની! અને લુંટારાઓ સાથે ભળનારો! ઓહ્! એ કેવી લાંચ્છનની વાત હતી? જો ઇન્સ્પેકટર જાણે કે, આ તો એની સાસુ છે, તો કેવી ટેડ ફજેતી થાય?! અહીં લૉજમાં એ વાતની જાણ થાય તો કેવું નિન્દા-પ્રકરણ ખુલ્લું થાય?

શ્રીકાંત અરવિંદના મનોભાવ જાણી ગયો. તેનો હાથ દાબીને તેણે તેના કાનમાં કહ્યું: 'હિમ્મત રાખ, મિત્ર! તું પોતે પાપી નથી, એ ખ્યાલમાં રાખજે. પાપીને જ પોલથી ડરવાનું હોય છે–પુન્યશાલીને નહીં.'

'આ ફોટો ઘણોજ અગત્યનો છે. તે મારે હાથ આવ્યો એટલે હવે ખુનીના સાથીદારોના ચહેરાઓ જોઇને તેઓને જલ્દીથી પકડી શકાશે.' ઇન્સ્પેકટરે લૉજના માલીકને કહ્યું: 'આ વસ્તુઓ હું પંચક્યાસ કરીને ઝડતીમાં લેવા માગું છું. પંચનાં માણસોને બોલાવો.'

'સાહેબ, એમ કરવુંજ પડશે?' લૉજના માલીકે પૂછ્યું.

'એ તમારા લાભમાં છે. અહીંની વસ્તુઓ અમે પંચકયાસ કરીને લઇ જઇશું એટલે એમાંના માલની જોખમદારી તમારી રહેશે નહીં અને રૂમ ખાલી થતાં તમે બીજાને આપી શકશો.'

લૉજના માલીકને આ સૂચના રૂચી. તે પંચના માણસોને બોલાવવા ગયો. રૂમમાં ફક્ત અરવિંદ, શ્રીકાંત અને ઇન્સ્પેકટર રમાકાંત રહ્યા. 'મિત્રો,' શ્રીકાંતે કહ્યું: 'હવે હું એક નવો ભેદ તમારી આગળ ખોલું છું. તે ચોંકાવનારો છે. આ ફોટો મેં ન્યુ બોંબે લૉજ નં. ૧૩ ની સામેની એક ચાલીની એક રૂમમાંથી પાડેલો છે!'

'તમે તે પાડેલો છે?' ઇન્સ્પેકટરે પૂછ્યું.

'ત્યારે આ કોઈ બનાવટી ફોટો નથી અને કાલિન્દી તથા ભુજંગીલાલ કોઈ બદમાશ ટોળીમાં સામેલ છે, એમ જ સાબિત

થાય છે ને ?' અરવિંદે પૂછ્યું.

'હા.' શ્રીકાંતે કહ્યું અને એ બાદ તેણે ટૂંકમાં આ ફોટો કેવી રીતે પાડેલો તથા તે બાદ પોતાની ઉપર શી શી મુશીબતો વીતી હતી તે કહી સંભળાવીને ઉમેર્યું: 'મને મારી ચાલીના ભૈયાએ કહેલું કે, એક ગૃહસ્થ જેવો આસામી મારી ચિઠ્ઠીથી મારી રૂમમાં ગયેલો. એ ઉપરથી મને શક ઉપજ્યો હતો કે–તે ભુજંગી જ હોવો જોઇએ. હું તેથી જ હમણાં થોડીક મિનિટ અગાઉ ઇન્સ્પેક્ટર સાહેબની રજા લઇને લૉજના પાછળના ભાગમાં આવ્યો. પાછલી બારીએથી ખોલીમાં દાખલ થયો અને ખીંટી ઉપર આ સફેદ કોટ ટાંગેલો જોઈને તેનાં ખિસ્સાં તપાસ્યાં તો આ ફોટો તેમાં મેં દીઠો! તે ઓળખ્યો અને તરત જ હું પાછો ફરીને તમારી પાસે આવ્યો. મારો ઈરાદો ઇન્સ્પેક્ટર સાહેબ પોતે જ આ જુએ તે હતો અને આખરે તે ઇરાદો પાર પડ્યો છે!'

'તો આ ફોટો પંચક્યાસમાં દાખલ નહીં કરીએ.' ઇન્સ્પેક્ટરે કહ્યું.

'એ જ ઠીક વિચાર છે. બદમાશોનું એક રહેઠાણ વરલી ખાતે છે. તે એક ભેદી મકાન છે. અત્યારે કદાચ તેઓ ત્યાં હશે. આપણે ત્યાં જઈને તેમને પકડીએ અને આ કેસનું સર્વ માન આપને મળે એમ હું ઇચ્છું છું.' શ્રીકાંતે કહ્યું.

ઇન્સ્પેક્ટરે ફોટોગ્રાફ ખિસ્સામાં મૂકી દીધો.

થોડીક જ વારમાં લૉજવાળો ગભરાતો ગભરાતો ઈન્સ્પેક્ટર પાસે આવ્યો અને બોલ્યો: 'સાહેબ, મને તો સમજાતું નથી કે, શું કરવું? મને ટેલીફોનમાં કોઈ કાળા તમંચાએ ધમકી આપી છે કે, જો પંદર મિનિટના અરસામાં નં. ૧૯ ની રૂમમાંની એકેક એક ચીજ મારી લૉજ બહાર જમણી બાજુએ આવેલી ગલીમાં લઈને હું ઊભો નહીં રહું તો હું જ્યાં હોઈશ ત્યાં મારું ખૂન થશે! હવે શું

કરવું, સાહેબ? મને તો આ પાપી લોકોના છાંટા ઊડયા અને મારો જીવ જવાનો વખત આવ્યો!'

શ્રીકાંતે કહ્યું: 'તમારે બિલકુલ બ્હીવાની જરૂર નથી. બધી વસ્તુઓવાળી બેઉ બેગો અમે તમને આપીએ છીએ. તમે તે લઈને ઊભા રહો. જે લેવા આવશે તેને અમે પકડી લઇશું.'

'પણ મિસ્ટર! હું ના ઊભો રહું. તમે ઉભા રહોને?'

ઇન્સ્પેકટરે કહ્યું: 'તમારી લૉજના એક નોકરને ઊભો રાખો. અમે તે ગલીમાં છુપાઈ રહીએ છીએ.'

લૉજવાળો નોકરને તૈયાર કરવા ગયો. દરમ્યાન એ બેગોની અંદર જુનાં ચીથરાં વગેરે ભરીને ઈન્સ્પેકટરે તે સજ્જડ વાસી દીધી અને જે ચીજો તે બેગોમાંથી નીકળી હતી તેની એક ગાંસડી એક કપડામાં બાંધી દઈને અરવિંદને આપી અને કહ્યું: 'તમો સાહેબ આ ગાંસડી સાથે અહીંથી જતા રહો.'

શ્રીકાંતે અરવિંદની પસંદગી આ કામ માટે ઉચિત ન ગણી. એ ગજશ્રીમંતે કદાપિ પા શેર જેટલું યે વજન કદાપિ ઉંચક્યું ન હોવાથી એને ત્રાસ આપવો નિરર્થક હતો. એ પોટકી એણે પોતાની પાસે રાખવા ઠરાવ્યું; અને અરવિંદને લૉજમાં જ બેસી રહેવા સૂચવ્યું.

એક નોકર સાથે લૉજવાળો આવી પહોંચ્યો. 'ચાલો, હવે ઢીલ કરવાની જરૂર નથી.' આમ કહીને બે બેગ નોકરના હાથમાં આપીને ઇન્સ્પેકટર લૉજ બહાર નીકળ્યો. ગલીમાં જઇને એક ઓટલાની ઓથે તે બન્ને જણ છૂપાઇ રહ્યા અને નોકરને બેગ સાથે ગલીને નાકે તેઓએ ઊભો રાખ્યો.

થોડીક જ મિનિટો વીતી અને એક ટેકસી તે ગલીમાં દાખલ થઈ. નોકર કે જે બેગ ઝાલીને ઊભો હતો તેના હાથમાંથી એક કાળા વસ્ત્રવાળા હાથે બેગો ઝુંટવી લીધી. અને નોકરને તમંચો બતાવીને

ટેક્સીમાં જબરદસ્તીથી બેસાડયો. બે જ ક્ષણ વીતીને ટેક્સીમાંથી અવાજો સંભળાયા 'ઉફ્! દગો!'

નોકરની સાથે કાંઈક વાતચીત થતી હોય એમ એ પછી માલુમ પડયું. શ્રીકાંત અને ઇન્સ્પેક્ટરને સળવળાટ થયો. રખેને નોકર આપણું છૂપું સ્થાન બતાવી દેશે તો? પણ એ સવાલોના જવાબ તેમના મનમાં જ રહ્યા અને ટેક્સી એટલા નજદીક આવીને ઊભી રહી. એમાંથી આંખે કાળી પટી ધારણ કરેલો એક ચહેરો દેખાયો. એ પછી કાળા વસ્ત્રવાળો અને કાળા તમંચાવાળો હાથ દેખાયો અને કડક અવાજે કહેવામાં આવ્યું: 'મિસ્ટરો! એકદમ ઊભા થઈ જાઓ અને હાથ ઉંચા કરીને ટેક્સીમાં દાખલ થઈ જાઓ—લગીર પણ આનાકાની કરી છે તો યાદ રાખજો કે, **કાળો તમંચો** કોઇની દયા ખાતો નથી!'

ઇન્સ્પેક્ટર અને શ્રીકાંત બન્નેને લાચારીથી ઊભા થવું પડયું. તેઓએ હાથ પણ લાચારીથી ઊંચા કર્યા. આ વખતે પેલી પોટકી જમીન પર પડેલી રહી. ઝડપથી એ કાળો આકાર ટેક્સીમાંથી બહાર નીકળ્યો. પોટકી તેણે હસ્તગત કરી અને તમંચો આ બન્ને તરફ ધરેલો રાખીને તેઓને ફરજીઆત ટેક્સીમાં બેસાડયા. અંદર આ બદમાશના બીજા બે સાથીદારો આંખ પર કાળી પટી ધારણ કરીને હાથમાં તંમચા સાથે બેઠેલા હતા.

કાળા આકારે પોટકી તપાસી અને હસીને કહ્યું: 'વાહ! એક ઇન્સ્પેક્ટર અને શાહુકાર બેઉ જણ ચોર!! આપણી કહેવત પણ આજે કેવી સાચી ઠરી છે? હવે કોણ કહી શકે તેમ છે કે, ઉલ્ટો ચોર શાહુકારને દંડે છે! અથવા કોટવાલને દંડે છે? આજ તો બેઉને મેં મારી જ ચીજોના ચોર તરીકે પકડ્યા છે. ચાલો, મારી અદાલતમાં હું એનો ન્યાય કરીશ!'

'ભુજંગીલાલ!'—ઇન્સ્પેક્ટરે કહ્યું.

'એને હું ઓળખતો નથી. આ સેવક તો **કાળો તમંચા** તરીકે પ્રખ્યાત છે!'

'પણ આ માલ ભુજંગીલાલનો છે!'

'એ આદમી જેનું તમે નામ દો છો તેણે મારો માલ નહીં ચોર્યો હોય હોય તેની તમને શી ખાત્રી છે? જાણ્યા વગર દોઢ ડહાપણ ડહોળતા અટકો, મિસ્ટર!' **કાળો તમંચો** આમ કહીને ટેકસી પર ચઢી ગયો, ટેકસી સડસડાટ ત્યાંથી ચાલુ થઈ ગઈ.

## ૨૭

## બગભગત!

બોરીવલીની પોલિસ ચોકીએથી કાળો તમંચો અને રમજુ ડ્રાઇવર ટેકસીમાં બેસીને ઉપડયા તે વરલી ખાતે 'ડાક બંગલા' આગળ આવી પહોંચ્યા. એ બંગલો તે જ ભૂતખાનું હતું કે જ્યાં શ્રીકાંતને અગાઉ ભોંયરામાં પૂરેલો અને જ્યાંથી તે છટકી ગયેલો. એ મકાન ખુલ્લું હતું. તેમાં કાલિન્દી અને બીજા સાથીદારો આવીને બેઠેલાં હતાં.

'અહો! તમે પણ અહીં આવી ગયાં?' કાળા તમંચાએ ખુશ થતાં પૂછ્યું.

'અમે અગમચેતી વાપરી' કાલિન્દીએ કહ્યું: 'કંઇક નવો રંગ જામશે એવું તમારી ગેરહાજરીથી અમે કલ્પી લીધું અને તેથી એકની એક જગ્યાએ સતત્ રહેવું નિરર્થક અને જોખમકારક છે એમ માની લઇને અમે સાવચેતી ખાતર અહીં આવ્યાં!'

'એ બહુ જ ડહાપણ ભરેલો રસ્તો લીધો! રમજુને હું પકડી લાવ્યો પણ હજી ગોળો હાથ નથી આવ્યો. બદમાશને પોતાનો સ્વાર્થ વ્હાલો લાગ્યો એટલે અરુણકુંજમાં જ એની રેવડી દાણાદાણ થઈ

ગઈ! ગોળો હાલમાં ત્યાં છે! અને અરવિંદના મિત્ર શ્રીકાંતને હસ્તક છે!'

'હેં!' કાલિન્દી બોલી: 'એ શી રીતે બન્યું?'

રમજુએ આખીયે હકીકત વિગતવાર કહી સંભળાવી. કાલિન્દીએ ટીકા કરી: 'ત્યારે તો 'હાથનાં કર્યાં હૈયે વાગ્યાં' એવો ઘાટ તારા સંબંધમાં થયો. ટોળીની મદદ વિના એકલે હાથે તું કામ કરવા જાય એનું ફળ આવી નાસીપાસીમાં જ મળે ને?'

રમજુએ કહ્યું; 'મને એ બદલ ઘણો પસ્તાવો થાય છે. હવે હું એકલો કામ નહીં કરૂં, એકલા અને અજાણ્યા એક ગરીબ ડ્રાઇવરને મેં સાથીદાર બનાવ્યો તો તે બિચારાનું ખૂન કાળા તમંચાએ કર્યું.'

'ખચિત જ તે ખૂન થવું જોઈતું હતું.' કાળો તમંચો બોલ્યો: 'ટોળીનાં માણસો ત્રાહિતની મદદ લે એ બને જ કેમ? ગોળાની હકીકત મારે તારી પાસેથી જાણવી હતી તેથી જ મેં તને જીવતો રાખ્યો છે—નહીં તો, તારૂં પણ...'મારૂં ખૂન ??' રમજુ પગે લાગતો બોલ્યો; 'ના, ભાઇ સાહેબ! મારૂં ખૂન ના કરશો. હું હવેથી તમારી સાથે જ અને તમે કહેશો તે રીતે કામ કરીશ.'

'એમ કર્યા વિના તારો છુટકો જ નથી. કારણ કે, જો તું અત્યારે એકલો બહાર નીકળી પડે તો પોલિસ તરત જ તને પકડી લે. કદાપિ તું બેવફા નીવડીને અમારી વાતો તેમને કહી દે તો અમે તને ઠાર કરી નાંખીએ; એટલે તારી તો બેઉ બાજુએથી સાંડસામાં સપડાયલા સાપ જેવી જ સ્થિતિ થઇ ચૂકેલી છે!' કાળા તમંચાએ કહ્યું.

'અને છતાંયે હજી ગોળો મેળવવામાં એની જરૂરીઆત છે માટે એને મારી નાંખવાનો વિચાર કરવો નહી," કાલિન્દીએ કહ્યું.

અરણ્યકુંજમાંથી ગોળો આપણી ટોળીને હસ્તક અપાવવા તું

કબૂલ થાય છે કે, રમજુ ?' કાળા તમંચાએ પૂછ્યું.

'હા. સરદાર. તમે કહેશો તો તમારી સાથે ચાલીશ અને એ મકાનના ખૂણેખૂણા શોધીને પણ ગોળો મેળવી આપીશ.'

'વારૂ; સિવાય તારે મને એક લખાણ લખી આપવું પડશે; જેમાં હું કહું તેવું બંધન તારે સ્વીકારવું જોઇશે.'

'કેવું બંધન ?'

'સાંભળ, તારે મને લખી આપવું કે—' ડ્રાઇવર ગંગાદીનનું ખૂન મારા કહેવાથી કાળા તમંચાએ કર્યું છે. એ મરનાર ડ્રાયવરને અને મને અંગત વેર હતું. હું તેના ખૂન માટે તલસતો હતો. **કાળા તમંચાને** મેં એ કામ કરવા કહ્યું અને તેની ટોળીમાં ભળેલા રહેવાની શરતે તેમ જ ટોળીનો ભેદ કોઇને પણ નહીં કહેવાની શરતે **કાળા તમંચાએ** મારૂં કામ સાધી આપ્યું.

લી. રમજુ ડ્રાઇવર.'

'વાહ! લખાણ તો ઠીક મુશ્કેટાટ નક્કી કર્યું' કાલિન્દી બોલી.

'આ લખાણનું તમે શું કરશો ?' રમજુએ કાળા તમંચાને પૂછ્યું.

'હું શું કરીશ ? બેવફાઈ માલુમ પડતાં પોલિસને તે મોકલી આપીશ, એટલે, ન તો એમના પંઝામાંથી તું છટકવાનો; ન તો મારા પંઝામાંથી !' કાળા તમંચાએ કહ્યું. રમજુએ લાચારીથી તે લખાણ લખી આપ્યું અને એ બદલ કેટલીક સૂચનાઓ આપીને કાળો તમંચો ત્યાંથી ગયો.

બોરીવલીની પોલિસ-ચોકી ઉપર જ્યારે મુંબઈની મુખ્ય પોલિસ-ઓફિસેથી ડેપ્યુટી પોલિસ-કમિશનર અને બીજા અમલદારો આવી લાગ્યા ત્યારે ભુજંગીલાલ પણ ત્યાં આવી લાગ્યો. તેણે ત્યાં આવીને પેલા કોન્સ્ટેબલને પૂછ્યુ: 'તારી સાથે જે ઇન્સ્પેક્ટર હતા તે ક્યાં ગયાં? અને પેલો ડ્રાઈવર જેને માટે હું જામિનગીરીના

રૂપીયા લેવા ગયો હતો તે ક્યાં ગયો? આ બીજા ડ્રાઇવરનું ખૂન કોણે કર્યું? અને આ બધા અમલદારોને કેમ અને કોણે બોલાવ્યા?'

'તમે અહીં? અને કેવી રીતે!' કોન્સ્ટેબલ આશ્ચર્યચકિત થતો બોલ્યો: 'શું તમે હમણાં કાળાં વસ્ત્રોમાં સજ્જ થઈને ન્હોતા આવ્યા? તમે તમને પોતાને 'કાળા તમંચા' તરીકે ન્હોતા ઓળખાવતા? તમે આ ખૂનામરકી ન્હોની કરી?'

'પાગલ થઈ ગયો છે કે શું? જોજે કોઈ નિર્દોષ નાગરિકને નાહક ફસાવી મારતો? મને તો તમંચો ઝાલતાં યે આવડતો નથી!' ભુજંગીલાલે કહ્યું.

'પણ ઈન્સ્પેકટર સાહેબને ચોખ્ખો શક હતો કે—'

'તું ચોક્કસ પાગલ બની ગયેલો છે!' આમ કહીને ભુજંગીલાલ અમલદારો પાસે ગયો અને બોલ્યો: 'આશરે ૪૦ મિનિટ ઉપર મને રમજુ નામના ડ્રાઈવરનો જામિન થવા માટે અહીં ટેલિફોનથી બોલાવવામાં આવ્યો હતો. રમજુ માટુંગા ખાતે એક તબેલામાં ટેકસી નં. બી. ૨૩૧૨ રાખે છે અને ભાડે ફેરવે છે. એના ઉપર ઈન્સ્પેકટરે બનાવટી નંબર લગાડીને ટેકસી ફેરવ્યાનો આરોપ ઘડ્યો હતો. એ કેસની તપાસ ચાલે તે દરમ્યાન ડ્રાઈવરને જામીન પર છોડવાનું ઈન્સ્પેકટરે વચન આપ્યાથી મને બોલાવેલો. અમે બેયે પ્રાથમિક વાત કરી. માજીસ્ટ્રેટની કોર્ટમાં અમે જનાર હતા. હું જામિનગીરીના રૂપીયા લેવા ગયો હતો અને અહીં પાછો ફરૂં છું ત્યારે આ કરૂણાજનક બનાવ જોઉં છું! મને સમજ પડતી નથી કે, એ ગરીબ–ડ્રાઈવરનું શું થયું?'

અત્રે કોન્સ્ટેબલે ડેપ્યુટી કમિશ્નરને કહ્યું: ''આ મિસ્ટર ભુજંગીલાલ રૂપીઆ લેવા ગયા તે પછી તરત જ એક કાળા વસ્ત્રવાળો અને આંખે કાળી પટી ધારણ કરનાર કોઇ બદમાશ અહીં આવ્યો હતો અને અમોને તમંચો દેખાડી બળજબરીથી તેણે તે ટેકસી ડ્રાઈવરને ટેકસીમાં બેસી જવા કહ્યું. બીજા ડ્રાઈવરે તે બાબ-

તમાં આનાકાની કરી એટલે તેણે ગોળીબારથી તેને વીંધી નાંખ્યો અને પછી અમોને–ઇન્સ્પેકટર રમાકાન્ત સાહેબને અને મને ચોકીમાં પૂરીને તે આસામી ન્હાસી ગયો. રમાકાન્ત સાહેબે તેને ચોક્કસ ઓળખ્યો હતો અને તે આ 'જેન્ટલમેન' જ હતા એમ તેમનું નામ દઈને તેમણે તેને સંબોધન કરેલું—'

'અને એ બદમાશે શું કબૂલ કરેલું કે, મારૂં નામ તે જ તેનું નામ છે અને હું જ તે બદમાશ છું?' ભુજંગીલાલે અધવચ્ચ સવાલ કર્યો.

'ના. તેણે પોતાને **કાળા તમંચા** તરીકે ઓળખાવ્યો હતો!' કોન્સ્ટેબલે કહ્યું.

'તો પછી, ડેપ્યુટી પોલિસ–કમિશ્નર સાહેબ, આ કોન્સ્ટેબલને શો અધિકાર છે કે, મારૂં નામ તે પુરાવા વિના અહીં રજુ કરે છે? હું તો મીલસ્ટોરનો વેપારી છું. ગરીબ અને સ્હેજ ઓળખાણુ-વાળા પ્રમાણિક ડ્રાઇવરના જામીન પર છૂટકારા માટે હું અહીં આવેલો અને એમાં મારા ઉપર જ આ કોન્સ્ટેબલ શક ઢોળી પાડે છે. એ કયાંનો ન્યાય છે?' ભુજંગીલાલે ફરિયાદ કરી.

ડેપ્યુટી પોલિસ–કમિશ્નરે કહ્યું: 'ઇન્સ્પેકટર રમાકાંત અહીં હાજર હોત તો તમામ ખુલાસો થયો હોત. પણ તમો જે કહો છો તે ઉપરથી, બેશક, પુરાવા વિના તમોને એ બદમાશ તરીકે અમો કહી શકીએ નહીં. હાલ તુર્ત તમારૂં સરનામું આપીને તમે જઇ શકો છો. અમે તમોને ખબર આપીશું કે આ કેસમાં આગળ શી હકીકત બની.'

ભુજંગીલાલે એક કાગળ પર પોતાનું સરનામું લખ્યું. એણે ભાયખલાના આનંદ ભુવન લોજની રૂમ નં. ૯ અને ૧૦ નું જ સરનામું તે કાગળ ઉપર લખ્યું. કોન્સ્ટેબલ બોલ્યો:

ઇન્સ્પેકટર રમાકાંત સાહેબ બીજા બે જેન્ટલમેન સાથે ઘણુંખરૂં

આ સરનામે જ ગયા છે, ટેલીફોનથી એ સ્થળે પૂછપરછ કરું સાહેબ ?

ડેપ્યુટી પોલિસ કમિશ્નરે તેને હા પાડી અને ભુજંગીલાલને કહ્યું: 'આપ ફક્ત બે મિનિટ થોભશો ?'

'ઘણી જ ખુશીથી સાહેબ.' તેણે મીઠા અવાજે બેફીકરાઇથી જવાબ દીધો અને એક સિગારેટ–બોકસ ખિસ્સામાંથી કાઢીને તેણે તે અમલદાર તરફ ધરી; બીજાઓ આગળ પણ ધરી: અને એ સૌની ઊપર આ રીતે આ ચાલાક માણસે પોતે એક સીધો સાદો સદ્ગૃહસ્થ છે એવી છાપ પાડી.

ટેલીફોનમાં કોન્સ્ટેબલને જે વાત કહેવામાં આવી તેથી તે આભો બની ગયો. તેને આનંદ–ભુવન લૉજના માલીકે કહ્યું કે 'ઇન્સ્પેક્ટર રમાકાંત, એક સદ્ગૃહસ્થ નામે શ્રીકાંત તેમજ મારો એક નોકર–એ ત્રણને કાળો તમંચો ધમકી આપીને તમંચો દેખાડીને બળજબરીથી ટેકસીમાં બેસાડીને લઈ ગયો છે!'

કોન્સ્ટેબલે ડેપ્યુટી પોલિસ કમિશ્નરને આ હકીકત કહી અને તે અમલદારે આશ્ચર્યચકિત થતાં ટેલીફોનનું રિસિવર હાથમાં લીધું.

## ૨૮

## ટેલીફોનમાં ચેતવણી !

ડેપ્યુટી પોલિસ કમિશ્નરે ટેલિફોનનું રિસિવર કાને માંડતા જ તેને કહેવામાં આવ્યું: 'હું ભાયખલાની આનંદ ભુવન લૉજનો માલીક સુખલાલ અમથાલાલ. અહીં રૂમ નં. ૯ અને ૧૦ માં મિ. રમાકાંત અને બીજા બે ગૃહસ્થ તપાસ કરતા હતા. તેઓની તપાસમાં અનેક વેપધારી ફોટાઓ નીકળ્યા અને રૂમ માંહેલાઓ બદમાશો હોવાનો શક ઉપજ્યો. હું પંચક્યાસ માટે માણસો બોલાવવા ગયો ત્યારે કાળા તમંચાએ મને ટેલિફોનમાં ધમકી આપી

કે, એ રૂમમાનો સામાન લઇને ગલીને નાકે ઊભા રહો—નહીંતર ખૂન કરીશ! હું તો મોતની ધમકીથી ડર્યો. ઈન્સ્પેકટર સાહેબની સલાહથી મેં મારા એક નોકરને સામાન સાથે મોકલ્યો. ઇન્સ્પેકટર અને એક ગૃહસ્થ ગલીમાં છુપાયા, અત્યાર સુધી તેઓ પાછા ફર્યા ન હતા એટલે બીજા ગૃહસ્થાને ચિંતા થઈ. તેઓ ગલીએ જઇને જુએ છે તો કોઇ જ ન મળે! મારો નોકર પણ ત્યાં નથી કે ઇન્સ્પેકટર સાહેબ અથવા બીજા ગૃહસ્થ જેમનું નામ શ્રીકાંતભાઇ છે, તેઓ પણ નથી! અમોને આશ્ચર્ય થયું છે કે, તેઓ ક્યાં ગયા હશે? એક રાહદારી ખબર આપે છે કે–કોઈ કાળો આકાર તેઓને તમંચાની દમદાટી દઇને બળજબરીથી ટેક્સીમાં બેસાડીને ટેક્સી દોડાવી ગયો છે!'

ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: તેઓને ચોક્કસ **કાળો તમંચો** લઇ ગયો એની ખાત્રી થશે તો અમો તેની તપાસ કરીશું. દરમ્યાન નં. ૯ અને ૧૦ ની રૂમના માલીકો કયાં છે? તેઓને ટેલિફોન પર બોલાવો.'

'એ રૂમો તો ભુજંગીલાલ નામના એક ગૃહસ્થે ભાડે રાખી હતી. પણ તે સહવારનો બહાર ગયેલ છે અને તેણે આપ જે ચોકી પરથી બોલો છો, ત્યાં એક ખૂન કરેલું છે એમ ઇન્સ્પેકટર સાહેબ કહેતા હતા, તેથી હવે હું તે ગૃહસ્થને તે રૂમોમાં પેસવા નહીં દેતાં તુર્ત જ પોલિસ પાસે પકડાવવા માગું છું.' લૉજના માલીકે ટેલિફોનમાં જવાબ આપ્યો.

'ભુજંગીલાલ? અને તેઓ ખૂની?! એ કેમ બને? એ ગૃહસ્થ અહીં મારી સમક્ષ મોજુદ છે! તેમને અને **કાળા તમંચાને** કશો સંબંધ જણાતો નથી કે જે **કાળા તમંચાએ** અહીં ખૂન કર્યું હતું. પણ તેમની રૂમોમાંથી બનાવટી વેષનાં સાધનો અને ફોટા નીકળ્યા હતા, એમ તમે કહ્યું ને?'

'હા, સાહેબ. એ ચીજો વેષધારી બદમાશો વાપરે છે, એવી હતી એ ચોક્કસ!'

'વારૂ, હું યોગ્ય તજવીજ કરૂં છું.' આમ કહીને ઇન્સ્પેક્ટરે રિસિવર, ટેલિફોન યંત્ર ઉપર ભરાવી દીધું અને ભુજંગીલાલને પૂછ્યું: 'આપને એક બાબતમાં સવાલ કરવાનો રહે છે. આપ જે રૂમોમાં રહો છો તેમાંથી બનાવટી વેષનાં સાધનો અને જુદા જુદા વેષના ફોટા આપના સામાનમાંથી નીકળ્યા છે! એ વિષે આપનો શો ખુલાસો છે?'

'એવી ચીજો હું રાખતો જ નથી. મારી રૂમમાંથી હું બહાર નીકળ્યો ત્યારે એ ચીજો ત્યાં હતી જ નહીં. કદાચ તે પાછળની બારીમાંથી કોઇક બદમાશ અથવા તો **કાળો તમંચો** એ ચીજો મૂકી ગયો હોય તો તે માટે કાંઇ હું જોખમદાર ઠરી શકું નહીં, મારી ગેરહાજરીમાં **કાળા તમંચાએ** આ કૃત્ય કર્યાનો શક મને એક પ્રસંગ ઉપરથી ઉપજે છે.' આમ કહીને તેણે પોતાના ખિસ્સામાંથી એક કાર્ડ કાઢ્યું. તે એક સામાન્ય કાર્ડ હતું તેની ઉપર **કાળા તમંચાનું** ચિત્ર કાઢેલું હતું અને તેમાં ટાઈપરાઇટરથી ગુજરાતીમાં લખેલું હતું કે:

'મિં ભુજંગીલાલ—ગઇ કાલે રાતના તમોને મેં ચોપાટી ઉપર રોકીને તમારાં ખિસ્સાં તપાસ્યાં હતાં ત્યારે તમારૂં પાકીટ મને મળ્યું હતું. તેમાં તમારા સરનામાનું કાર્ડ હતું અને ફકત નવ આનાની રોકડ રકમ હતી! તમોને મેં રૂા. ૧૪૦) આપવા કહેતાં તમે ગરીબ છો, એવું ખોટું બહાનું કાઢીને છટકી જવા માગતા હતા પણ તમોને મેં મોતની ધમકી આપતાં તમે એટલા રૂપીઆની એક હાથદસ્કતની ચીઠ્ઠી લખી આપી છે અને માણસ મોકલીને સહવારે તે રૂપીઆ લઈ જવા જણાવ્યું છે. હું આ ઉપરથી તમોને ચેતવણી આપું છું કે, આજે બરાબર ૯ વાગે એ રકમ તમો તૈયાર નહીં રાખો તો તમારા ઉપર એવી આફતો આવશે કે જેમાંથી તમે બચી

શકશો નહીં લી. **કાળો તમંચો**'

**ભુજંગીલાલે** કહ્યું: 'આ કાર્ડ હું સહવારે ૭ વાગે ઊઠયો ત્યારે મારા બારણાની અંદર પડેલું. મેં વિચાર કરી જોઇને ૯ વાગ્યાં પહેલાં મારી રૂમમાંથી ગચ્છન્તિ કરવા ધારી. એ જ વખતે મારા ઉપર ટેલિફોન આવ્યાનું મને લૉજના માલીકે કહેવરાવ્યું. મેં ટેલિફોનમાં વાત સાંભળી. અહીં ડ્રાઇવરના જામીનં થવા વિષેની એ વાત હતી. હું તુર્ત જ આ તરફ આવ્યો. હવે આપ જ કહો, સાહેબ, કે મારી ગેરહાજરીમાં મારી રૂમમાંથી કોઇ શકમંદ ચીજો નીકળે તો તે, **કાળા તમંચાના** આ કાર્ડ મુજબ, મારા ઉપર આફત લાવવા માટે જ ખાસ મૂકવામાં આવેલી ન ગણાય?'

ડેપ્યુટી પોલિસ કમિશ્નર આ બાબત ઉપર વિચાર કરતાં બોલ્યા: 'ત્યારે તો અહીંની આફત પણ તે બદમાશે તમોને ફસાવવા માટે ઊભી કરી હોવી જોઈએ!'

'આબાદ આપે મારી જ શંકા જાહેર કરી બતાવી!' ભુજંગીલાલ બોલ્યો: 'કોન્સ્ટેબલ ચોખ્ખું કહે છે કે, મારા **અહીંથી** જવા બાદ **કાળો તમંચો** આવ્યો હતો અને ડ્રાઈવરને છોડાવી જતાં ખૂન કરી ગયો હતો. એ પછી તેણે આનંદ ભુવન લૉજમાં–'

'ઇન્સ્પેકટર રમાકાંત અને એક યુવક નામે શ્રીકાંત એ બન્ને સાથે લૉજના નોકર ઉપર પણ કદાચ એ **કાળા તમંચાએ** કાંઇ પ્રપંચથી આફત ગુજારી હોય!' ડેપ્યુટી પોલિસ કમિશ્નર અત્રે મોટેથી પણ એકલો જ વિચારયુકત દશામાં બોલવા લાગ્યો. પોતે કરેલા ખૂનની બાબતમાં તપાસ કરનાર પોલિસના અમલદારોને ઊંધે પાટે ચઢાવવા માટે તેણે કાંઈક કારસ્થાન રચ્યું હોવું જોઈએ અને તેથી જ એ લોકોનો કાંઈ પત્તો નથી! પણ એક રાહદારીએ તેઓને બળજબરીથી કાળા આકાર મારફત ટેકસીમાં લઇ જવાતા દીઠા છે—'

'કોનો પત્તો નથી, સાહેબ? કોણ આફતમાં સપડાયું છે,

સાહેબ ?' ભુજંગીલાલે અત્રે સવાલ કર્યો.

'તમે જાઓ, મીસ્ટર' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: 'જરૂર પડતા હું તમોને બોલાવીશ. તમે તમારી લૉજમાં તમારી રૂમોમાંની એકમાં જ રહેજો. બીજે ક્યાંયે હાલતુર્ત જતા નહીં.' ભુજંગી બોલ્યો: 'પણ લૉજવાળો મને રૂમોમાં પેસવા નહીં દે તો? આપ એક ચીઠ્ઠી લખી આપો!' ડેપ્યુટી પોલિસ કમિશનરે લૉજવાળા પર ચીઠ્ઠી લખી આપી, જે લઈને, 'થેંક્સ્' એમ કહીને ભુજંગીલાલ રવાના થયો.

ડેપ્યુટી પોલિસ કમિશ્નરને ભુજંગીલાલ અને **કાળો તમંચો** જુદા જુદા છે એમ જ લાગ્યું. એ **કાળા તમંચાએ** આ નિર્દોષ શહેરી પાસેથી નાણું કઢાવવા માટે તેને હેરાન કરવા ખાતર જ અહીં અને લૉજમાં ધાંધલ કર્યું હતું એમ જ લાગ્યું. પણ રમાકાંત અને શ્રીકાંતને ક્યાં લઇ જવામાં આવ્યા, એ વિષે તે ચિંતામાં પડયો. આખરે થોડીક ક્ષણના મનન બાદ આ બાબતનો વિચાર બંધ રાખીને તેણે ડ્રાઈવર ગંગાદીનની લાશનો પંચકયાસ શરૂ કર્યો.

થોડીક મિનિટ વીતતામાં ટેલિફોનની ઘંટડીમાં રણકાર થયો. કોન્સ્ટેબલે રિસિવર ઉઠાવ્યું: 'કોણ છો તમે?' તેણે પૂછ્યું. જવાબ મળ્યો: '**કાળો તમંચો**! તમારી ગેટ પર જે અમલદાર હાજર હોય તેને મારો સંદેશો સાંભળવા કહો.'

કોન્સ્ટેબલે ડેપ્યુટી પોલિસ કમિશ્નરને રિસિવર આપ્યું. એ અમલદારને પ્રશ્ન કરવામાં આવ્યો કે, તમે કોણ છો? તેણે જવાબ દીધો કે–હું મુંબઇનો ડેપ્યુટી પોલિસ કમિશ્નર છું તેને કહેવામાં આવ્યું: 'સાંભળી લ્યો. હું **કાળો તમંચો** છું. જેની તમો શોધ કરો છો! હું જાહેર ટેલિફોન-બોક્સમાંથી બોલું છું. તમારો એક ઇન્સ્પેક્ટર રમાકાન્ત મારા તાબામાં કેદમાં છે. એ અમુક શરતો માનશે તો હું એને છૂટો કરીશ–તે સિવાય છૂટો નહીં કરૂં. તમો

મારી ધરપકડ કોઈ કાળે કરી શકો તેમ નથી. માટે ડાહ્યા હો તો મારો પીછો છોડી દેજો. 'ગુડ મોર્નિંગ' ટેલિફોન અત્રે બંધ થઇ ગયો. ઘણા યે યત્ન કરવા છતાં ડેપ્યુટી પોલિસ કમિશ્નરને કશો જવાબ મળ્યો નહીં.

## ૨૯

## કોણ ચાલાક?

જે વખતે ડેપ્યુટી પોલિસ કમિશ્નર **કાળા તમંચાની** ચેતવણીથી આશ્ચર્યચકિત બનીને શું કરવું તે વિચારમાં પડયો હતો, તે વખતે **વ**રલીના ભુતખાનામાં મ્હોંપર કાળાં વસ્ત્રોનાં મુખઢાંકણું અને શરીરે કાળાં વસ્ત્રમાં સજ્જ થયેલાં પાંચ માણસો ગંભીર વિચારોમાં તલ્લીન થયેલાં બેઠાં હતાં. તેઓની મુંઝવણ અપાર હતી; કારણ કે, **આનંદ ભુવન લૉજ** આગળથી જે વખતે **કાળો તમંચો શ્રી**કાંતને અને ઇન્સ્પેકટરને ટેકસીમાં બળજબરીથી બેસાડીને લાવતો હતો તે વખતે માર્ગમાં જબરદસ્ત ભૂલથાપ આપીને એ બેઉ જણ ટેકસીમાંથી છટકી જવા પામ્યા હતા અને તે પછી **શ્રી**કાંતને અને રમાકાન્તને કેટલાંક ગુંડાઓ સાથે મારામારી થઇ હતી તેથી **કાળા તમંચા**ના 'પેટમાં તેલ' રેડાયું હતું અને આથી જ આ લોકો આત્યારે વિમાસણમાં પડી ગયાં હતાં.

**શ્રી**કાંત અને ઇન્સ્પેક્ટર ટેક્સીમાંથી કેવી રીતે છટકયા હતા, એ એક રસભરેલો કિસ્સો હતો. બાબત એમ બનેલી કે **ભા**યખલાથી ટેક્સી આગળ વધી ત્યાર બાદ થોડેક આઘે જતાં લૉજના નોકરને કાળા તમંચાએ છોડી દીધો. ત્યાંથી જરાક દૂર જતાં બીજી અનેક ટેક્સીઓ અને મોટરોની હારકતાર રસ્તામાં જામેલી માલુમ પડી. એ આગળ ઉભેલી ટેક્સીઓ જ્યાં સુધી ખસે નહીં ત્યાં સુધી આ ટેક્સીથી હારકતાર તોડીને આગળ જઈ શકાય નહીં. તેમ કરે

તો તરત જ પોલિસદાદા તેઓને હેરાન કરી મૂકે,–અને પોલિસદાદાની પૂછપરછમાં તો આ લોકોને બિલ્કુલ સપડાવું ન હતું. આથી ટેક્સીને થોભાવવી પડી. કાળા તમંચાએ ડ્રાઈવરને કહ્યું: 'ઉતરીને જરાક તપાસ તો કર કે, શા માટે આ મોટરને રોકી રાખવામાં આવી છે? ડ્રાઈવરે ઉતરીને જે એક ટેક્સી તેની આગળ ઊભી હતી તેના ડ્રાઈવરને પૂછપરછ કરી જોઈ. જે જવાબ મળ્યો તેથી તો તે ચોંકી ઊઠયો! તેણે કાળા તમંચા પાસે આવીને જાહેર કર્યું: 'માર્યા ઠાર! બે ગોરા સાર્જંટ અને ત્રણ ઈન્સ્પેકટરો કેટલાક કોન્સ્ટેબલો સહિત દરેક મોટર સંબંધી પૂછપરછ કરે છે. નામઠામ નંબર લાઇસેન્સ વગેરે માટે તજવીજ ચલાવે છે અને તે નોંધી લે છે. દરેક મોટર માટે આમ થતું હોવાથી બીજી બધી મોટરોને રોકવામાં આવી છે!'

'તો આપણી ટેક્સી પાછી વાળી લ્યો!' કાળા તમંચાએ જણાવ્યું.

'એ કેમ બની શકે? આપણી પાછળ તો ત્રણ મિનિટના અરસામાં છ–સાત મોટરો આવીને ઊભી રહી છે! હવે આ લાઇન તોડીને આપણે જઇએ તો—'

હજી તો આ મોટર–ડ્રાઈવર આમ કહે છે ત્યાં એક કોન્સ્ટેબલ તે જગ્યાએ કાળા તમંચાની ટેક્સી આગળ આવ્યો અને ટેક્સી–ડ્રાઇવરને દબડાવવા લાગ્યો કે, 'શા માટે ટેક્સીમાંથી ઉતર્યો છે? બેસી જા એકદમ પાછો! અને ફરીથી આવી રીતે ઉતર્યો તો નામ લખી લઈશ,'

ડ્રાઇવર માફી માગીને ટેક્સીમાં તેની હાંકવાની જગ્યાએ બેઠો. એ જ વખતે ઇન્સ્પેકટર રમાકાન્ત કે જે આ કોન્સ્ટેબલને ઓળખતો હતો, તેણે મોટરમાંથી બૂમ મારી: ઇબ્રાહિમખાન! મદદ!—'

કાળા તમંચાએ ઝડપથી એના મ્હોં પર એ વખતે હાથ દાબ્યો. ત્યાં તો રમાકાન્ત અને શ્રીકાંત બન્નેનો પિત્તો ક્રિજ્યો,

રમાકાન્તે જોરથી એનો હાથ ખસેડીને બૂમ મારીઃ 'પોલિસ! પો...' શ્રીકાંતે એકદમ પોતાના પગમાંથી બૂટ કાઢીને કાળા તમંચાના માથામાં માર્યો. આ વખતે કોન્સ્ટેબલે અંદર ડોકું ઘાલ્યું. કાળા તમંચાનો એક સાથીદાર પોતાના હાથમાંની રિવોલ્વર નળી તરફથી ઝાલીને શ્રીકાંતના માથામાં મારવા તૈયાર થતો હતો ત્યાં તો કોન્સ્ટેબલે પોતાનો દંડુકો ધડાક દઇને તે સાથીદારના માથામાં માર્યો. એ બેઉની વચ્ચે સામસામી મારામારી થવા લાગી એટલે શ્રીકાંતે યુક્તિબંધ ટેકસીનું બારણું ઉઘાડી નાંખ્યું. કાળો તમંચો જ્યાં બારણું ઉઘડવાથી મ્હોં પાછું વાળીને જુએ છે ત્યાં તો ઇન્સ્પેકટરે અને શ્રીકાંતે તેના પેટમાં લાતો લગાવી દીધી પરિણામે એ બહાર ગબડી પડયો. કોન્સ્ટેબલ અને કાળા તમંચાના સાથીદારને મોટરની અંદર જ લડવા દઈને શ્રીકાંત અને રમાકાન્ત બીજી બીજુનું બારણું ખોલીને બહાર નીકળી ગયા. તેઓ એ જગ્યાએ મુદલે થોભ્યા નહીં અને જાહેર રસ્તાના ફુટપાથ પર ચઢી ગયા.

કાળો તમંચો જ્યારે સ્વસ્થ થયો ત્યારે ઊઠીને ઊભો થયો. એણે જોયું કે, કોન્સ્ટેબલને એના સાથીદારે લગભગ બેહોશ બનાવીને ટેકસીની બેઠકમાં ગબડાવી પાડયો હતો. તરત જ તેણે તેને કહ્યું: 'કાળો પોષાક કાઢી નાંખ અને બહાર નીકળી પડ!' ડ્રાઇવરને તેણે કહ્યું; 'તું પણ ટેકસી છોડી દઈને બહાર નીકળી પડ. આપણે ત્રણે જણે હવે અહીં થોભવાની જરૂર નથી. ટેકસીનું જે થવાનું હશે તે થશે.'

આ મુજબ તરત જ અમલ થયો અને કાળાં વસ્ત્રોની પોટલી બાંધીને કાળો તમંચો, તેનો સાથીદાર અને ડ્રાઇવર ત્રણે જણા જાણે પોતાની પાછળ પોલિસ પડી હોય અને ન્હાસે તેમ દડબડ દડબડ મૂઠીઓ વાળીને ન્હાસી જ ગયા.

ફુટપાથ પર ઊભેલા શ્રીકાંત અને રમાકાંતે આ વસ્તુસ્થિતિ જોઈ. તેઓ તરત જ ટેકસીની નજદીક આવ્યા.

અને લગભગ બેહોશ બનેલા કોન્સ્ટેબલને તેઓએ શુદ્ધિમાં લાવવા કોશિષ કરી. એ વખતે તેઓની પહેલાની ટેક્સીઓ આગળ લીધી. એ જોઇને પાછળવાળાઓએ હોર્ન બજાવવા માંડયાં રમાકાંત હવે બહાર પડયો. તેણે તે ટેક્સીઓને પોતાની ટેક્સીને ત્યાં જ થંભેલી સ્થિતિમાં રહેવા દઈને, આગળ વધવા કહ્યું. પોતે પોલિસ-અમલદાર હોવાથી પાછળની ટેક્સીઓનું નિયમન તેણે કર્યું અને કાળા તમંચા-વાળી ટેક્સીની બાજુમાં જ એક નવી હારકતાર બીજી ટેક્સીઓની જામી.

આમ થવાથી એ ટેક્સી હારકતારથી અલગ પડી જતાં રમા-કાંત તેને હાંકવાની જગ્યાએ બેઠો અને ખૂબીબંધ તેણે તે ટેક્સી દૂર લઇ જઇને એક ખુલ્લી જગ્યામાં થોભાવી દીધી. શ્રીકાંત એ વખતે કોન્સ્ટેબલને શુદ્ધિમાં લાવી શકયો હતો. રમાકાન્તે તેને કહ્યું: 'જાણે કાંઈ બન્યુ જ નથી. એમ આ બનાવ સંબંધી ચૂપકીદી રાખજે. એક બદમાશ-ટોળીની ધરપકડના કામમાં હું રોકાયલો છું. તેમાં ચૂપકીદીની ખાસ જરૂર છે.'

પોતાના ઉપરી અમલદારની સૂચના કોન્સ્ટેબલથી શી રીતે અવગણી શકાય ? તેણે સલામ કરીને ચૂપકીદી જાળવવા કહ્યું. તે પોતાની ફરજ ઉપર પાછો ગયો એટલે આ ટેક્સીમાં બેસીને ઈન્સ્પે-કટર તથા શ્રીકાંત આગળ વધ્યા.

'વરલી તરફ લ્યો.' શ્રીકાંતે રમાકાંતને કહ્યું: 'કયાં થોભવાનું છે, એ અમુક સ્થળ આવતાં હું તમને કહીશ.'

રમાકાન્તે ટેક્સી વરલી તરફ દોડાવી. માંર્ગમાં તેઓને કોઈ અંતરાય નડ્યો નહીં. વરલીના ડાક બંગલા આગળ ટેક્સી આવી એટલે શ્રીકાંતે ગલીની અંદર મકાનની પાછલી બાજુએ તે લેવરાવી. એ બાદ તેણે ઈન્સ્પેકટરને સૂચવ્યું: તમારો સરકારી પોષાક ઉતારી નાંખો. સાદા વેષમાં આપણે અંદર દાખલ થવું જોઈશે.' ઈન્સ્પેકટરે કહ્યું: 'જો એમ છે તો આવો પાંચ જ મિનિટ મોડું થશે. અહીંથી થોડે-

ક જ દૂર જુનાં કપડાં વેચનાર એક જણની દુકાન છે. તેને હું ઓળખું છું. આપણે બન્ને જણ ત્યાં જઈને વેષપલટો કરી નાખીને પાછા આવીએ.'

શ્રીકાંતને એ વિચાર ગમ્યો અને તે તેની સાથે ગયો. તેઓ મજકુર દુકાનમાં જઈને જ્યારે થોડીવારે બહાર નીકળ્યા ત્યારે પૂરેપૂરા મવાલી–પોષાકમાં હતા. તેઓ પાસે બીજાં પણ સાધન હતાં. ઈન્સ્પેકટર હમેશાં પોતાના સરકારી પોષાકમાં એક નાની પિસ્તોલ પણ રાખતો હતો. ગુંડાઓ તે લઈ શક્યા ન હતા. એટલે એ પિસ્તોલ આ મવાલી–વેષાંતરમાં તેણે પોતાના કોટના અંદરના ખિસ્સામાં મૂકી દીધી હતી. જૂનાં કપડાં વેચનારની પાસેથી એક તીણી ધારવાળું મોટું ચપ્પુ મેળવીને રમાકાન્તે શ્રીકાંતને આપી મૂકયું હતું. કોઇપણ વખતે બચાવ માટે તે ઉપયોગી થઈ પડે તેમ હતું. આ રીતે સાધનો સહિત સજ્જ થઇને આ મવાલીઓ ગલીમાં પાછા આવ્યા. તેઓની તાજુબીનો એ વેળા પાર રહ્યો નહીં. ટેકસી ત્યાંથી હાંકી જવામાં આવી હતી! ત્યાં એક રાહદારી ચલમ ફુંકતો ઊભો હતો. બન્ને જણે પરસ્પર ઈશારત કરી અને તેઓ તેની નજદીક ગયા. ઈન્સ્પેકટરે તેને પૂછ્યું: 'દોસ્ત, દીવાસળી છે?' એ આદમી જ્યાં ખિસ્સામાં હાથ નાંખવા તૈયાર થયો ત્યાં તો ઇન્સ્પેકટરે પિસ્તોલ કાઢીને તેની સામે ધરી અને શ્રીકાંતે ચપ્પુ કાઢીને તેની સામે ધર્યું. 'વાહ ભાઈ! આ તો જબરી ગુંડાગીરી!'

ચૂપ! બિલકુલ ગડબડ ના કર.' શ્રીકાંતે કહ્યું: 'મકાનમાં દાખલ થવાનું છૂપું બારણું ખોલી આપ.'

'પણ કયા મકાનનું? તમે પાગલ છો કે શું?' તેણે પૂછ્યું.

શ્રીકાંતે આ આદમી મોટા અવાજમાં ઘાંટો પાડતો હતો તે સાંભળીને શંકા કરી કે, રખેને તે, અંદરનાઓને બહાર બોલાવવા માટેથી બૂમ મારતો હશે તેથી તેણે તે આદમીની ગર્દન પકડી અને બળપૂર્વક તેને નીચે પાડી નાંખીને તેના શરીર ઉપર તે ચઢી બેઠો.

આ વખતે મકાનની દિવાલમાંથી એક છુપું બારણું ખુલ્લું થયું અને તેમાંથી બે માણસો બહાર આવ્યાં. ઈન્સ્પેક્ટરે તેઓને જોયા અને બૂમ મારી; 'સાવધાન !' શ્રીકંતે જે આદમીનું ગળું પકડયું હતું તેને છોડી દીધો. પેલાઓએ બહાર આવતા વેંત આ બે ઉપર હુમલો કર્યો. હથીઆરોનું કામ આ વખતે ન હોવાથી આ બન્નેએ હથીઆરો ખીસ્સામાં મૂકી દઈને મુક્કાબાજીથી જ કામ લીધું. તેઓ મારામારીમાં પ્રવૃત્ત હતા ત્યાં, 'તમાશાને તેડું ન હોય' તેમ અનેક માણસો એકઠા થઈ ગયા. આ જોઈને પેલા ત્રણે આદમીઓ છુપા બારણા મારફત મકાનની અંદર પેસી ગયા.

આવનારા લોકો માંહોમાંહુ વાતો કરવા લાગ્યા કે, એ લોકો કોણ હતા અને મકાનમાં કેમ પેસી ગયા ! શ્રીકાંતે કે રમાકાંતે એ ચર્ચા લંબાવી નહીં. લોકોએ નિર્ણય કર્યો કે, મકાન ભૂતોથી વસાયેલું કહેવાય છે તે ખોટું છે. તેમાં કોઈ બદમાશો જ રહે છે અને કોઇ રાહદારીઓ જ્યારે આ ગલીમાંથી એકલા પસાર થતા જણાય છે ત્યારે તેઓને લૂંટવા કોશિષ કરે છે. પોલિસને ખબર આપવાની જરૂર છે. પોલિસનું નામ પડતાં ધ્રુજનારા ઘણા લોકો હોય છે. કેટલા કે બેપરવાઇથી પાછા જ ચાલવા માંડયું: કેટલાકે, આ બાબતમાં કોઈને ગરજ નથી તો આપણે શું કામ અગ્રેસર થવું, એમ કહ્યું અને કેટલા કે, આપણે આ ગલીમાં જ હવે નહીં આવીએ એમ કહીને ચાલતી પકડી. મતલબ, આખરે આ જુગલજોડી એકલી જ ત્યાં રહી. પોતે એકલા છે, એવું જોતાં જ તેઓએ મકાનની અંદર પેસવાનો યત્ન કર્યો. છૂપું બારણું તો તેઓ શોધી શકયા નહીં પણ ગટરના ગેસની એક મોટી પાઇપ મકાનની લગોલગ દિવાલપર હતી. તે મારફત તેઓ ઉપર ચઢયા અને ઠેઠ મકાનની અગાસીની અંદર જઈ પહોંચ્યા. એ સ્થળેથી તેઓ સીડી મારફત નીચે ઊતરવા લાગ્યા. બીજે માળ તેઓ આવી લાગ્યા ત્યારે એક ઓરડામાંથી વાતચીત થતી તેઓના સાંભળવામાં આવી. સીડીનાં પગથીઆં એક લાંબી

રવેશમાં પડતા હતા. એ રવેશમાં એ બે ઊભા રહ્યા, તેઓથી થોડેક-જ દૂર એક બારી ખુલ્લી હતી. એમાંથી વાતચીત સંભળાતી હતી.

'એ બે જણ શ્રીકાંત અને ઇન્સ્પેક્ટર હતા. એ ચોક્કસ.' ભુજંગીલાલનો અવાજ સંભળાયો: 'જો તેમ ન હોય તો આપણા માણસ પાસેથી તેઓ છૂપું બારણું બતાવવાની માગણી કરે નહીં. ઇન્કાર અથવા આનાકાનીને પરીણામે જ તેઓએ મારામારી કરી હતી.'

'એ લોકો પકડાયા હોત તો ઘણું સારૂં થાત. પેલો આંપણો ફોટોગ્રાફ તે બેમાંથી એક જણ પાસે જરૂર હોવો જોઇએ.' એક સ્ત્રી અવાજ સંભળાયો. શ્રીકાંતે ઇન્સ્પેક્ટરના કાનમાં કહ્યું: 'કાલિન્દીનો એ અવાજ છે!' ઇન્સ્પેક્ટર ચોંક્યો.

'એ મેળવ્યા વિના આપણે જંપીશું નહીં. પણ તે દરમ્યાન હવે મને લાગે છે કે, બે કામ આપણે કરવાનાં છે.' ભુજંગીલાલ બોલ્યો: 'અરુણને કોઇપણ હિસાબે અને જોખમે ઉઠાવી લાવવો અને—'

'પણ તે અહીં નહીં. તો આ સ્થળ બદલવું જ જોઇશે.' કાલિન્દી બોલી.

'હા. એ બરાબર સૂચના છે. આવી સગવડવાળું બીજું સ્થળ આપણને મળે તેમ નથી. ડરવા જેવું હોય તેવાથી આપણે થોડાક વખત નિભાવી લેવું જોઇશે. હું સૂચવું છું કે—'

'માટુંગાવાળું મકાન—'

'બસ. આબાદ મારો જ વિચાર!' ભુજંગીલાલે કહ્યું: 'રમજાુ! તું, કાળીઓ અને શમસુદીન, એકદમ બોરીવલી જાઓ અને એ છોકરાને ઉઠાવી લાવો. શ્રીકાંત અને ઇન્સ્પેક્ટર છટકીને ત્યાં ગયા હોય તો:લપાઇ રહેજો. વિખુટા પડી જજો. શક પડવા દેશો નહીં: અને સાવધાનીથી કામ ફત્તેહમંદ કરીને માટુંગાના મકાને આવી પહોંચજો. સમજ્યા?'

'પેલો ગોળો?' કાલિન્દીએ પૂછ્યું.

'એ કામ રાતનું છે. દિવસના ભાગમાં તેની ચોરી થઈ શકે નહીં.' ભુજંગીલાલ બોલ્યો: 'રમજુ અને તેના સાથીદારોના કામ પછી હવે આપણે એક નવી તરેહનું કામ કરવાનું રહે છે.'

'શું?' કાલિન્દીએ પૂછ્યું. અત્રે ચૂપકીદી ફેલાઇ. બહારથી ઇન્સ્પેકટરે બારીમાં સાવધાનીથી નજર કરી, તો, ભુજંગીલાલ કાલિંન્દીના કાનમાં કાંઇક કહેતો જણાયો. રમજુ અને તેના સાથીદારો ત્યાંથી જતા રહેલા હતા.

'અહો!' તે સાંભળી રહ્યા બાદ હસતી હસતી અને તાળીઓ પાડતી કાલિન્દી બોલી: 'બહુ જ સરસ વિચાર છે! કાળો તમંચો કોણ! ભુજંગીલાલ નહીં પણ શ્રીકાંત જ! અને એ નામ જ્યાં અરવિંદને કહેવાશે ત્યાં બડી રંગત જામશે! ચાલો, આપણે એ બાબતમાં પૂરતી વ્યવસ્થા કરી દઈએ. તેઓ જવા માટે તૈયાર થતા હતાં ત્યાં અચાનક જ ઇન્સ્પેકટરે બારીમાં કુદકો મારીને અંદર દાખલ થતાં પડકાર કર્યો: 'ખબરદાર! હાથ ઊંચા કરી તાબે થઇ જાઓ!'

કાળો તમંચો ચોંક્યો! તે બોલ્યો: 'કોણ, બનાવટી ગુંડા કે સાચા?' ઇન્સ્પેકટરે પોતાની પિસ્તોલ તેના તરફ ધરીને જવાબ દીધો: 'જે છીએ તે છીએ! તમારે તાબે થયા વિના છૂટકો નથી!'

## ૩૦

## ફોટા માટે ફાટફુટ!

'ઠીક, ભાઇ! લ્યો હાથ ઊંચા કર્યા! હવે તમે શું કરશો?' કાળા તમંચાએ ઇન્સ્પેકટરને કહ્યું, ઇન્સ્પેકટરે શ્રીકાંતને બૂમ મારી અને અંદર આવવા કહ્યું. કાળા તમંચાએ બારી તરફ જોઈને કહ્યું: 'પણ એ તો શ્રીકાંત ન્હોય! જુઓ જુઓ, ઇન્સ્પેકટર! તમારા પર તે ગોળી છોડે છે!' ઇન્સ્પેકટરે સ્હેજ કુતૂહલથી આડું જોયું કે,

તરત જ એક દિવાલ પાસે દોડી જઇને કાળા તમંચાએ એક ચાંપ દાબી. ઈન્સ્પેક્ટર હજી તો પોતાની પિસ્તોલ ફોડવા તૈયાર થાય તે પહેલાં જ તેના પગ નીચે ગાબડું પડયું અને ઇન્સ્પેક્ટર એક ભોંયરામાં ગબડી પડયો.

શ્રીકાંતે બારીમાંથી અંદર નહીં આવતાં પોતાના ખિસ્સામાંથી ચાકુ કાઢયું અને કાળા તમંચા તરફ ફેંકયું. એ ચાકુ તેના હાથમાં વાગ્યું હોત. પણ તેણે હાથ દિવાલ આગળથી ખસેડી લીધો એટલે તે બચી ગયો, કાળો તમંચો બારી તરફ દોડયો. શ્રીકાંત રવેશમાં થઈને સીડીપર ચઢયો. અધવચ્ચ ત્રીજે માળ પહોંચતામાં તો કાળો તમંચો અને શ્રીકાંત લગોલગ થઇ ગયા. કાળા તમંચાએ શ્રીકાંતને એક મુકકી લગાવી. શ્રીકાંતે તેના તરફ વળીને તેના ડાચામાં મુકકી મારી. બેઉની લડત ચાલતી હતી ત્યાં ચપરખંધી કાલિન્દી એક તમંચા સાથે તે સ્થળે આવી લાગી અને શ્રીકાંતને તેણે તમંચાથી તાબે કર્યો.

'ભોંયરાની ચાંપ દાબી દો!' કાલિન્દીએ કાળા તમંચાને સૂચવ્યું, એનો અમલ થયો અને શ્રીકાંત જમીનની અંદર ઊતરી ગયો.

શ્રીકાંતને જે ભોંયરામાં નાંખવામાં આવ્યો હતો તેમાં ઘાસ પાથરેલું હતું; તેથી તેને કશી ઇજા થવા પામી નહીં. પણ ત્રીજે માળથી તે ઘણાજ ફીટ નીચે ફેંકાયો હોવાથી થોડોક વખત તેનું મગજ અસ્વસ્થ રહ્યું. આશરે દશેક મિનિટ સુધી તે મજકુર ભોંયરામાં રહ્યો હશે એવામાં એ ભોંયરામાં પ્રકાશ પડયો અને કાળો તમંચો તથા કાલિન્દી ત્યાં દેખાયાં. કાળા તમંચાએ કહ્યું: 'શ્રીકાંત! તમારું ધાંધલ ખૂબ વધી ગયું છે. તમને યાદ હશે કે, ન્યુ બોંબે લૉજ સામેની ચાલીમાંથી તમે એક ફોટો પાડી લીધો હતો. એની કેટલીક નકલો તો તત્કાળ તમારી પાસેથી ખૂંચવી લેવાઇ હતી પરંતુ એક નકલ તમે વેંટીલેટરમાં છુપાવી દીધેલી હતી. એ નકલ આ સેવક ત્યાંથી લઈ ગયો હતો. પણ મેં તેનો નાશ કર્યો નહીં એટલે

તે તમારે હાથ આવી છે. આપી દો એ નકલ.'

'મારી પાસે તે નથી.' શ્રીકાંતે કહ્યું.

'તમે મને છેતરી શકશો ? એમ ન માનશો કે, નથી એમ તમે કહેશો અને હું માની જઈશ.' કાળા તમંચાએ કહ્યું: ' કાળો તમંચો કોઈનાથી છેતરાતો નથી. તેને છેતરવાની કોશીષ કરનારાઓના તે જાન લે છે.'

'મને મારા જાનની પરવા નથી. કદાપિ આ ક્ષણે તું મારૂં મોત નીપજાવશે તો મિત્રને ખાતર અને મિત્રના કુટુંબને ખાતર મૃત્યુનો ભેટો કરવા હું તૈયાર છું.' શ્રીકાંતે કહ્યું.

'પણ તમારૂં મોત હું એક જ ગોળીથી નીપજાવવા નથી માગતો. મારૂં આ નાનકડું રાજ્ય એવું છે કે જેમાં સિતમના અનેક સાંડસા મોજુદ છે. હું તમને તેમની વચ્ચે સપડાવીશ અને પછી તમે રીબાશો; ચીસો પાડશો; તેમાં ઔર મઝા મેળવીને તમે આપોઆપ મરણ પામો એ જ હું જોઈશ.'

'ઠીક છે. ચાહે તે સિતમ કર, હું તે સહન કરીશ.'

'કાલિન્દી !' કાળા તમંચાએ કહ્યું: 'એનાં ખિસ્સાં પહેલાં તપાસ. હું તમંચો ધરીને ઊભો રહું છું કે, તને તે સીદ્ધી રીતે ખીસ્સાં તપાસવા દે.'

'એનું સાચું નામ શું કૃષ્ણા નથી, મિસ્ટર ?' શ્રીકાંતે ટાણો માર્યો.

એઉ જણ ઘડીભર ચોંક્યાં. તેઓ પરસ્પર એક બીજા તરફ જોતાં રહ્યાં. ત્યાં શ્રીકાંત આગળ બોલ્યો: 'એમાં આશ્ચર્યચકિત થવા જેવું કશું નથી. અનુપમા ઉર્ફે આશાના લગ્ન પ્રસંગે 'અરવિંદ ભુવન ' બહાર ઝાડ નીચે રૂા. ૫૦૦) તો આ કૃષ્ણાબાઈએ જ બિહારીલાલને ચૂકવી દીધા હતા ને ? એ બિહારીલાલ એટલે ભુજંગીલાલ અને ભુજંગીલાલ એટલે કાળો તમંચો—'

'બદમાશ!' કાળો તમંચો દાંત કચકચાવીને બોલ્યો: 'આ બધી હકીકત તું જાણી લાવ્યો ક્યાંથી?'

'ક્યાંથી કેમ? આશા તારી એકલાની જ સ્ત્રી–મિત્ર છે એમ ન માનીશ. એને મારી પણ દોસ્તી છે!' શ્રીકાંતે જુઠું જ હાંક્યે રાખ્યું. એમ કહેવામાં એનો હેતુ આ બદમાશોનાં હૃદય પર આઘાત કરવાનો હતો.

'હેં!' કાલિન્દી બોલી: 'તું જુઠું બોલે છે! એ તારી મિત્રતા કદાપિ કાળે કરે નહીં. બદમાશ! તેં ચોરી છુપીથી અમારી હીલચાલ જોઇ હોવી જોઇએ અને તે ઉપરથી—'

'છટ્!' કાળો તમંચો અધવચ્ચ બોલ્યો: 'તેણે આ હકીકત પોતાની મેળે જુઠ્ઠી જ ઉપજાવી કાઢી છે. તેનો હેતુ અરવિંદ પાસે ચાડી ખાવાનો અને અનુપમાને હેરાન કરવાનો છે, એ ચોક્કસ! પણ હવે જ્યારે તે આપણી આગળ કેદમાં છે; ને આપણી મુઠ્ઠીમાં છે ત્યારે એને ચાંચડ–મચ્છરની માફક ચોળી નાંખતાં અને જુઠ્ઠાણું ફેલાવતો અટકાવતાં આપણને વાર લાગશે નહીં.'

'સત્યપ્રિય મિત્રો!' શ્રીકાંતે કટાક્ષમાં હસીને કહ્યું: 'હું જુઠ્ઠો છું એમ આપ માનો છો? એક નવી વાત કહું. રજની નામની વિસલપુરની બાળાના પિતાની મિલ્કત હજમ કરી જનાર કોણ હતાં? બિહારી અને કૃષ્ણા ઉર્ફે ભુજંગી અને કાલિન્દી! ખરૂં કે નહીં?'

'નાલાયક!' કાળા તમંચાએ શ્રીકાંતને એક લાત મારતા કહ્યું; 'તું જીવવા લાયક નથી. અમારા બીજા દુશ્મન કરતાં તું વધારે બુરો દુશ્મન છે. તને અમે આગળ વધવા દઈએ તો તું જરૂર અમારા મોતનો સરંજામ જ એકઠો કરે. કાલિન્દી! એનાં ખિસ્સા તપાસ, પછી એનો ફેંસલો કરીએ.'

કાળો તમંચો શ્રીકાંતની તરફ તમંચો ધરી રહ્યો અને કાલિન્દીએ

તેના ખિસ્સાં તપાસ્યાં. એમાંથી ફોટો મળ્યો નહીં. એટલે કાલિન્દી-એ સૂચવ્યું; 'પેલા ઈન્સ્પેકટર પાસે તો કદાચ એ ફોટો નહીં હોય?'

'બરાબર! તેં ઠીક અક્કલ દોડાવી! કાળા તમંચા એ કહ્યું; 'ચાલો, આપણે તેની પાસે જઈએ. દરમ્યાન શ્રીકાંત! એક વાત ખ્યાલમાં રાખી લે. તેં જે વાત કહી છે તે સામે હવે અમો પ્રપંચની જબરદસ્ત જાળ પાથરીશું—'

'હું જાણું છું! તમે શ્રીકાંતને કાળા તમંચા તરીકે જાહેર કરશો. બૂરા કામ કરશો તમે અને નામ દેશો શ્રીકાંતનું! ખરૂં ને?'

'ઉફ્! અમારા ભેત તું પામી ગયો છે?' કાળો તમંચો બોલ્યો: 'ચિંતા નહીં. બેશક, અમે એમ જ કરવાનાં છીએ પણ અહીંથી તું જીવતો જવા પામે એમ નથી એટલે તારી જરાકે ફીકર અમને નથી. આ ભોંયરાનું બીજું એકકે બારણું નથી. એટલે આમાંથી તું કદાપિ કાળે બહાર નીકળી શકશે નહીં.'

આમ કહીને એ બે જણુ ત્યાંથી ચાલ્યાં ગયાં. ઈન્સ્પેકટર રમાકાંતને જે ભોંયરામાં કેદ રાખ્યો હતો તેમાં તેઓ ગયાં. એ ભોંયરામાં પહોંચતાં જ કાળા તમંચાએ એક દિવાલમાં છૂપી ચાંપ દાબી. પરિણામે બે તાકાં ખુલ્લાં થયાં. એમાં બે નાના રેડીઓ-સેટ હતાં. એ બન્ને રેડીઓ-સેટ અરવિંદ ભુવન સાથે વાતચીત માટે વપરાતા. એક રેડીઓ વડે સ્હામેથી જે કાંઈ કહેવાય તે સંભળાતું અને બીજા રેડીઓ-સેટમાંથી સ્હામે જે કાંઇ કહેવું હોય તે વિષે સૂચનાઓ અપાતી. કાળા તમંચાએ ઘડીભર સાંભળવાનો રેડીઓ-સેટ ખુલ્લો મૂક્યો. ત્યાંના રેડીઓ-સેટની ચાવી ખુલ્લી નહીં હોય તેથી કાંઇ સંભળાયું નહીં એટલે તેણે કહેવાનો સેટ ખુલ્લો કર્યો. પરંતુ તેની યે ચાવી થોડીવાર બાદ બંધ કરીને તેણે કાલિન્દીને કહ્યું: 'જાહેર ટેલિફોનનો ઉપયોગ કરવો પડશે. હું તે માટે બહાર જાઉં તે પહેલાં આ ઇન્સ્પેકટર સાહેબની ઝડતી લઇએ.'

તેણે ઇન્સ્પેક્ટર સામે રિવોલ્વર ધરેલી રાખી અને તેના હાથ ઊંચા કરાવ્યા. કાલિન્દીએ ઇન્સ્પેક્ટરનાં ખિસ્સાં તપાસ્યાં. એમાંથી ફોટો નીકળ્યો. કાલિન્દીએ તે બરાબર નિહાળ્યો અને કહ્યું: 'બસ. આ તે જ ફોટો છે. હવે તેનો નાશ કરી નાંખીએ.' તેણી મજકુર ફોટો ફાડવા તત્પર થતી હતી ત્યાં કાળા તમંચાએ તેનો હાથ મજબુત રીતે ઝાલી લીધો અને તમંચો તેણીના પોતાના તરફ જ ધરીને કહ્યું 'એટલી બધી ઉતાવળની હવે જરૂર નથી. આ એક નકલ બાકી રહી છે, એમાં કુદરતનો કાંઈ સંકેત હોવો જોઈએ. માટે એનો નાશ નહીં થાય—'

'એટલે? પણ તું એનું કરવા શું માગે છે, બિહારી?'

'બિહારી!' ઇન્સ્પેક્ટર અચંબાથી બોલ્યો. અને તેણે ઉમેર્યું: 'કે ભુજંગીલાલ?!'

'બાઈ પાગલ બની ગઈ છે, ઈન્સ્પેક્ટર!' કાળા તમંચાએ હસીને કહ્યું અને તમંચો કાલિન્દીના શરીરની છેક નજદીક લઈ જઈને તે બોલ્યો: 'હું એનું શું કરીશ તે કહેવા બંધાયલો નથી. અત્યારે મારે તેનો નાશ નથી કરવો, એ ચોક્કસ છે. ચાલ, ઝડપથી મને તે આપી દે-નહીં તો......'

'નહીં તો શું?' ચકિત થતી કાલિન્દી બોલી.

'મારા અને તારા રાહ ન્યારા થશે, સમજી?' કાળા તમંચાએ ક્રોધથી કહ્યું. 'અવાક્ બની ગયેલી કાલિન્દીના હાથમાંથી તેણે ફોટો સરકાવી લીધો; અને ખિસ્સામાં મૂકીને તે ચાલ્યો ગયો.

કાળા તમંચાના જવા બાદ ઈન્સ્પેક્ટરે સ્હેજ સ્મિત કરતાં અકળાયલી કાલિન્દીને કહ્યું: 'શ્રીમતી, મને તમારો મિત્ર સમજશો. હું જો કે પોલિસ-ખાતામાં છું પણ મને હૃદય છે. એક માનવીની ફરજ અન્ય માનવીને એના આઘાતના વખતમાં મદદ કરવાની છે, એ હું સારી પેઠે સમજું છું. અત્યારના પ્રસંગ ઉપરથી મેં જોયું

કે, તમારા ભાઈ કોઇ લુચ્ચાઇ ભરેલા સ્વાર્થથી એ ફોટો પોતાની સાથે લઇ ગયા છે—–'

'એ મારો ભાઈ નથી. દુનીઆભરમાં એના જેવો બદમાશ તમને શોધ્યો યે નહીં જડે—' કાલિન્દી આટલું બોલીને એકદમ પોતાના મ્હોં ઉપર હાથ દાબીને ચૂપ થઈ ગઈ. જાણે પોતે ગુસ્સાના આવેશમાં ન બોલવાનું બોલી હોય, એમ એને લાગ્યું.

'આપ એમને ગમે તેવા કહો; પણ આ પળ ગુસ્સાથી કામ લેવાની નથી; યુક્તિથી કામ લેવાની છે. જો મારા પર આપ વિશ્વાસ રાખો તો એનાં શયતાની કૃત્યોનો અંત લાવવા આપણે યત્નો યોજીએ.' ઈન્સ્પેકટરે કાલિન્દીમાં વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે માયાળુ શબ્દ-પ્રયોગ પ્રયોજ્યો.

ઘડીભર કાલિન્દી તેના તરફ જોઈ રહી. બાદ બોલી: 'હું પોલિસખાતાનું રક્ષણ લઇ શકું તેમ નથી.'

'હું પોલિસ-અમલદાર તરીકે અત્યારે તમારી સાથે વાત જ કરતો નથી. જો ખાનગી સદ્‌ગૃસ્થ તરીકે હું તમારી કાંઈ પણ સેવા બજાવી શકું તેમ હોય તો મને મદદ કરવા દો.'

ઈન્સ્પેકટરના આ શબ્દો પર વિચાર કરતી કાલિન્દી આમ તેમ ફરવા લાગી. થોડીક મિનિટ પસાર થઈ હશે તે બાદ તે પેલા છુપા રેડીઓ-સેટ આગળ ગઇ અને એમાંથી કહેવાનો રેડીઓ-સેટ ખોલીને તે બોલી; 'અનુપમા, અનુપમા, હું તારી માતા બોલું છું. સાંભળે છે કે?' એ જ વખતે સાંભળવાના રેડીઓ સેટમાં કાંઈ અવાજ થતાં તેણે તેની ચાવી ખોલવા માગી. આશ્ચર્ય! એ તો ભૂલમાં બિહારી ખુલ્લી રાખી ગયો હતો! અર્ધી સેકન્ડ વીતી અને અનુપમાનો અવાજ સંભળાયો, 'શું છે, માતા? બોલો, પોતે હમણાં અહીં નથી.'

'અરવિંદકુમાર ઘરમાં નથી? ઠીક. સાંભળી લે. તારે એમની

સાથે વિચ્છેદની નીતિથી કામ ન કરવું. તેઓ જે પ્રમાણે ઈચ્છે તે પ્રમાણે એમને પ્રસન્ન રાખવા. બિહારી હમણાં હમણાં ઘણો જ ભયંકર બની ગયો છે. એનાથી ચેતતી રહેજે. એ સફેદ-ઠગ છે એટલું જ એના વિષે કહેવું બસ છે. મારા ઉપર કાંઈ આક્ષેપો અને પોતાના પરોપકાર વિષે તે અરવિંદકુમારને કાંઇ કહે, તો, તેમાં વિશ્વાસ નહીં રાખવા તેમને કહેવું. શ્રીકાંત—'

અધવચ્ચ અનુપમા બોલી: 'સેટ બંધ કરી દો. પોતે આવી પહોંચ્યા છે. હવે વાતચીત ના કરશો.'

કાલિન્દી નિરાશ બની ગઇ. તેને કહેવાનું હજી તે પૂરું કરી રહી ન હતી તે પહેલાં લાચારીથી તેને ચાવીઓ બંધ કરી દેવી પડી. તેણે એ છૂપાં તાકાં બંધ કરી દીધાં અને ગંભીર ચહેરે તે ખુરશીમાં બેસી રહી. ઈન્સ્પેકટર હળવેથી તેની પાસે આવ્યો અને બોલ્યો: 'મારી એક સૂચના માનશો? તમને અમે પૂરતું રક્ષણ આપીશું—હું અને શ્રીકાંત. તમે અમારી સાથે આ સ્થાનમાંથી બહાર આવો. તમારા બદમાશ ભાઇને આપણે ત્રણે જણ ઠેકાણે લાવીશું.'

'પણ તમે એના સ્વભાવથી વાકેફ નથી. એ તો એના નામ પ્રમાણે ભુજંગ જેવો છે—નર્યો કાળો નાગ!'

'ચિંતા નહીં. તમારી બદનામીમાંથી તમને બચાવીએ અને સાથે સાથે તમારા જમાઈ......' ઈન્સ્પેકટર ઘડીભર અટકી ગયો અને પછી બોલ્યો: 'શેઠ અરવિંદકુમાર તમારા જમાઇ છે, એમ કહેવામાં હું ભૂલ તો નથી કરતો ને?' 'રેડીઓ-સેટમાંની વાતચીત ઉપરથી અનુમાન કરીને ઇન્સ્પેકટરે આ પ્રમાણે કહ્યું. કાલિન્દી બોલી: 'ના. એ જ શ્રીમંત ધનિક મારા જમાઈ થાય છે. અને હમણાં મેં મારી પુત્રી સાથે જ વાત કરી. કેટલીક એવી કમનસીબ ઘટનાઓ એ પુત્રીના લગ્ન પહેલાં ઘડાઈ છે કે જેથી એ પતિ-પત્ની વચ્ચે મતભેદ રહે છે. ભુજંગી, એ મતભેદો વધારે છે. હું એમ ઈચ્છતી નથી—'

કોઈકનાં પગલા ભોંયરા બહાર આ વખતે સંભળાયાં. ઇન્સ્પેકટરે વાત બંધ કરી અને કાલિન્દીને કહ્યું: 'સાવધાન! મારા તરફ તમંચો ધરીને ઊભાં રહો. 'ઈન્સ્પેકટર પહેલાં જ્યાં ઊભેલો હતો ત્યાં ગયો. કાલિન્દી તમંચો તેના તરફ ધરીને ઊભી રહી.

થોડીવારે કાળો તમંચો ત્યાં આવ્યો. કાલિન્દીને ઇન્સ્પેકટર સામે રિવોલ્વર ધરીને ઊભી રહેલી જોઇને તે બોલ્યો: 'વાહ્ વાહ્!' તેં એને ઠીક સકંજામાં રાખ્યો છે! હું મારૂં કામ સાધી આવ્યો! ટેલિફોનથી બન્ને સ્થળે ખબર કરી દીધી! હવેથી કાળો તમંચો આપણે જે આદમીને નકકી કર્યો છે તે જ! ભારે ઘોટાળો થવાનો અને આપણું કામ આપણે નિરાંતે સાધીને પોલિસ–પંઝામાંથી છટ-કેલાં જ રહેવાનાં! આ લોકોનું શું કરીશું?'

'તમે કહો તેમ.' કાલિન્દી બોલી.

'હું તેઓને આપણી સાથે લેવા માગતો નથી! અહીં ભલે સબડ્યા કરે! આને અને પેલાને બેઉને દોરડાંથી બાંધેલા રાખીને આપણે જઇએ. ત્યાં રમજુ વગેરે આવી લાગ્યા હશે. હું દોરડું લઇ આવું, ફક્ત બે જ મિનિટ તું કાળજીથી તકલીફ લઇ રહે.' આમ કહીને કાળો તમંચો બહાર ગયો.

ઈન્સ્પેકટરે કાલિન્દીને કહ્યું: 'આ સ્થળ તમે છોડી જવા માગો છો? મારી મદદ નહીં લ્યો? એ કોઈક પ્રપંચ કરવા માગે છે તો એ પ્રપંચને ઉથલાવી પાડીએ. મારૂં માનો. તમને રક્ષણ મળશે. એ બેહાલ થશે.'

'તમારી મદદ ખાનગી રીતે લેવા હું તૈયાર છું. તેના બેત હું તમને સમજાવી દઉં.' કાલિન્દીએ આમ કહીને શ્રીકાંતને કાળા તમંચા તરીકે જાહેર કરવાનો અને અરુણનું અપહરણ કરીને માટુંગા-ને મકાને તેને લઇ જવાનો બદમાશનો ઈરાદો કહ્યો.

એટલે ઇન્સ્પેકટરે કહ્યું: 'એ આવે ત્યારે હું તમને કહું તેમ

કરજો. તમારે લગીરે ગુંચાવું નહીં. એના બેત હું ઉથલાવી પાડીશ અને એને અહીં રાખીને આપણે જતાં રહીશું.'

'કેવી રીતે?' કાલિન્દી બોલી.

પણ એનો જવાબ સાંભળવાનો મોકો મળ્યો નહીં. કાળો તમંચો ત્યાં આવી લાગ્યો. તેના હાથમાં એક મોટું દોરડું હતું. તેણે ઇન્સ્પેક્ટરને કહ્યું: 'શ્રીમાન્! અહીં તમોને બાંધીને ભોંયરામાં ભૂખ્યા તરસ્યા તમે મરી જાઓ ત્યાં સુધી મારે રાખવા પડે છે; માટે માફ કરશો.' તે આમ કહેતો જ્યાં તેની નજદીક આવ્યો ત્યાં તો ઇન્સ્પેક્ટરે કાલિન્દીના હાથમાંથી તમંચો લઇ લીધો અને કાળા તમંચા તરફ ધરીને કહ્યું: 'ખબરદાર! હાથ ઊંચા કરી દો!' ચકિત થતા બદમાશને હાથ ઊંચા કરવા પડયા. ફરજીઆત થાંભલા પાસે લઇ જઇને ઈન્સ્પેક્ટરે કાલિન્દીને કહ્યું: 'એના હાથમાંથી દોરડું ઝુંટવી લ્યો અને ખૂબ જોરથી એને શરીરે બાંધી દો. ધ્યાનમાં રાખો કે, એ છટકી શકે નહીં.'

કાલિન્દીને આ સાંભળીને ઘણો જ ઉત્સાહ ઉત્પન્ન થયો. ઇન્સ્પેક્ટરના કહેવા મુજબ તેણે બદમાશના હાથમાંથી દોરડું છીનવી લઈને તેને શરીરે બાંધી દીધું. બાદ તે બોલી: 'હવે એનાં ખિસ્સાં તપાસવાની જરૂર છે.'

'સમજ્યો. પેલા ફોટા માટે કે? જરૂર તપાસો.' ઇન્સ્પેક્ટરે કહ્યું. એણે રિવોલ્વર બદમાશ સામે ધરવાની હવે કાંઈ જરૂર જોઈ નહીં. બન્નેએ તેનાં ખિસ્સાંની ઝડતી લીધી. ઈન્સ્પેક્ટરે તેના ખિસ્સામાંથી તમંચો અને એક ચપ્પુ ઝડપી લીધાં. કાલિન્દીએ ફોટો બહાર કાઢ્યો અને તે જોઇને કહ્યું: 'મને ફજેત કરવા માટે તું આ પુરાવો તારી પાસે સંઘરી રાખવા માગતો હતો, ખરું કે? દગાખોર! તું મને તારા પંઝામાં વધુ ને વધુ સપડાયલી હવે કદાપિ રાખી શકશે નહીં. તેં કહ્યું છે કે — 'તારા અને મારા રાહ ન્યારા રહેશે.' તારો તો એમ કહેવામાં ચાહે તે ઇરાદો હતો પણ હું તો હવેથી

તમારાથી મારો રાહ જુદો જ કરી લઉં છું. જો, આ એનું પહેલું પગલું !' કાલિન્દીએ ફોટાના કાગળના ચીરાડા કરી નાંખ્યા. તે તેના મ્હોં ઊપર ફેંકવા તૈયાર થતી હતી ત્યાં ઇન્સ્પેકટરે કહ્યુંઃ 'હાં. હાં. એ કાગળના ટુકડા ફેંકી ન દેશો. બદમાશ કકડામાંથી કાઇ નવી કરામત રચશે! તમારા ખિસ્સામાં હાલ તૂર્ત તે મૂકી દો. એને દીવાસળી ચાંપવાની જ જરૂર છે.'

કાલિન્દીને એ સૂચના પસંદ પડી, ખિસ્સામાં તે ટુકડા મૂકી દેતાં કહ્યુંઃ 'આપની સાવચેતી ભરેલી સૂચના માટે આભારી છું.'

બાદ તેણે દિવાલમાં છુપી ચાંપ દાબીને રેડીઓ-સેટ ખુલ્લા કર્યા. કંઇવાર સુધી તેણે 'અનુપમા' 'અનુપમા' એ નામે હાકો મારી અને ઘંટડી વગાડયા કરી પણ જવાબ મળ્યો નહીં. પાંચેક મિનિટ વીતતાં સ્હામેથી અવાજ આવ્યો: 'કોણ છો તમે?'

'હું અનુપમાની માતા. અનુપમા કયાં છે? કાલિન્દીએ જણાવ્યું.

'શેઠ અને શેઠાણી ગભરાટમાં છે. બોરીવલીને બંગલેથી અરુણ શેઠને કોઇ બદમાશો ઉપાડી ગયા છે. તેથી તે બન્ને જણ મોટરમાં બેસી હમણાં જ તે તરફ જવા નીકળ્યાં છે.'

ઇન્સ્પેકટર સાથે કાલિન્દીએ આ બાબતમાં મસલત ચલાવી. તેઓ તે ભોંયરામાંથી બહાર નીકળી, શ્રીકાંતને બીજા ભોંયરામાંથી છૂટો કરી પોતાની સાથે લઈને તરત જ તે મકાનમાંથી જતાં રહ્યાં.

## ૩૧

## અરુણનું અપહરણ !

ડેપ્યુટી પોલીસ કમિશ્નરને કાળા તમંચાએ ચેતવણી આપ્યા બાદ કશી જ બીજી વાતચીત કરી નહીં તેથી તે ગુસ્સે થઇ ગયો. 'આ બદમાશ છે કોણ? અને તેના દિલમાં આટલો બધો ઘમંડ

કેમ છે? હું તેને શોધવા અને પકડવા માટે પોલિસ–ફોજના પ્રત્યેક જાસુસને કામે લગાડીશ' આવી પ્રતિજ્ઞા કરીને તેણે આ બાબતમાં બરાબર વિચાર કરવા માટે મુખ્ય પોલિસ–ઓફિસે જવા ઇરાદો કરી પોતાના તાબાના એક અમલદારને ગંગાદીનની લાશના પંચ-કયાસનું કામ સોંપ્યું અને પોતે મોટરમાં બેસીને ત્યાંથી રવાના થઇ ગયો.

* * * *

આ બાજુ અરવિંદ આનંદ ભુવન લોજમાં લગભગ એક કલાક સુધી શ્રીકાંતની અને ઇન્સ્પેકટરની રાહ જોતો બેઠો પણ તેઓ આવ્યા નહીં. આથી તેણે બોરીવલીની પોલિસ ચોકીએ ટેલીફોન કર્યો. ત્યાંથી તેને જવાબ મળ્યો કે–તેઓ અહીં અવેલા નથી. પણ ડેપ્યુટી પોલિસ–કમિશ્નર ઉપર કોઈનો ટેલીફોન આવ્યો હતો, તે પછી મુખ્ય પોલિસ ઓફિસે ગયેલા છે. તેમને પૂછશો તો ખબર મળશે. અરવિંદે તે સ્થળે ટેલીફોનથી પૂછતાં તે અમલદારે જણાવ્યું કે–કાળા તમંચા નામના બદમાશને શોધવાની હવે ખાસ જરૂર છે. એના તાબામાં ઇન્સ્પેકટર અને શ્રીકાંત છે અને તેઓની સાથે તે કાંઇક શરતો કરવા માગે છે. ઇન્સ્પેકટર ભાગ્યે જ કાંઈ શરતો કરે એટલે એના ઉપર આફત આવવા સંભવ છે. તે અમલદારે અરવિંદને પૂછ્યું: 'તમો એ બદમાશના રહેઠાણની બાતમી આપી શકો તેમ છો?' અરવિંદે કહ્યું: 'ન્યુ બોંબે લોજ નં. ૧૩ ની ખોલી સિવાય હું તેનું બીજું કાંઇ સરનામું જાણતો નથી.' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે ત્યાં તપાસ કરવા ઠરાવ્યું. અરવિંદ વાલકેશ્વરને બંગલે ગયો. અનુપમાએ તેને કહ્યું: 'અરુણ–કુંજમાંથી બે વાર ટેલીફોન આવી ગયા. અરુણની શિક્ષિકા તમને ત્યાં બોલાવે છે.'

અરવિંદ બોલ્યો: 'હું હમણાં જવા માગતો નથી પણ અનુપમા! હું તારી સાથે બે–ત્રણ બાબતોમાં સાફ સાફ વાતચીત કરવા માગું છું.'

'મારી તબીયત અત્યારે સ્વસ્થ નથી. હું કોઈ ગંભીર બાબત-માં અત્યારે વાતચીત કરી શકું તેમ નથી.' અનુપમાએ જવાબ દીધો.

'એ ઉડાઉ જવાબ છે. જુઠ્ઠાણું દાબવા માટે જુઠ્ઠાણાનો ઉપયોગ કરવો વાજબી નથી.'

'જુઠ્ઠાણું ! કઇ બાબતનું જુઠ્ઠાણું ?'

'તારી માતા—'

'એટલે તમારાં સાસુ તમે એ શબ્દનો ઉપયોગ કરવાનો વિનય શું વિસરી ગયા છો?'

'ના. પણ એ નામે એને વિષે વાત કરતાં હું શરમાઉં છું. મેં આજ એનું ભયંકર પોગળ જોયું છે.'

'તમારી તબિયત સ્વસ્થ નથી લાગતી—'

'હું પૂરો સ્વસ્થ છું. મેં એક ફોટોગ્રાફ જોયો, જેમાં તે અને ભુજંગીલાલ કેટલાક મવાલીઓ સાથે જુગાર રમતાં જણાયાં છે! પોલિસ ખાતાને હસ્તક એ ફોટો ગયો છે! અનુપમા! મને લાગે છે કે, કાં તો મારે ઝેર પીને મરી જવું જોઇએ કે કાં તો તારે! પણ આવી બેઇજ્જતી મારા કુળને માટે અસહ્ય છે!'

અનુપમા તેની નજદીક આવી અને તેના ખભા ઉપર હાથ મૂકવા તત્પર થઈ. અરવિંદે તેનો હાથ તરછોડી નાંખીને કહ્યું; ભુજંગીલાલ એક પાકકો શયતાન છે. એ વેષધારી માણસ એક બાજુ ડાહ્યો ડમરો થઈ ફરે છે બીજી બાજુ કાળાં વસ્ત્ર પહેરી પટી આંખે ધારણ કરી **કાળા તમંચા** તરીકે પોતાને ઓળખાવીને ખૂનો કરે છે! આવા બદમાશ માણસ સાથે તારી માતા ભળેલી છે અને —'

અનુપમા એકદમ જમીન પર બેસી ગઈ અને આંખમાં આંસુ લાવીને બોલી: 'તમે આ બધું કર્યું તેમાની કશી વિગત હું જાણતી

નથી. મને મારી માતાના કે ભુજંગીલાલના પાપને માટે શું તમે શિક્ષા કરવા માગો છો? એમ જ જો તમને વાજબી લાગતું હોય તો ભલે ઝેરનો કટોરો લાવો. જેમ મીરાંએ તે પીધો હતો તેમ હું પણ સત્યના સહાયક ભગવાનનું નામ લઈને ઝેર પી જઈશ. હું કોઈ વખત મિજાજથી બોલતી હોવાથી તમને મારા ઉપર ઈતરાજી આવી હોય એ બનવા જોગ છે. પણ જે બધી વાતો તમે કહી તે જો સત્ય હોય તો હું તે હૃદયથી ધિઃક્કારું છું. એ વાતો મેં અત્યારે જ પહેલીવાર જાણી છે અને તે જાણ્યા બાદ હવે હું આ સંસારમાં જીવવા માગતી નથી. મારા લીધે કે એ લોકોને લીધે તમારા કુળની આબરૂને બટ્ટો ન લાગવો જોઈએ; એમ હું પણ ઈચ્છું છુ:'

અનુપમા પુનઃ ડુસકાં ભરતી રડવા લાગી અને પોતાનું મુખ જમીન તરફ જ ઢાળી રહી. અરવિંદ એનું કથન સાંભળીને અવાક્ બની ગયો. શું ખરેખર જ અનુપમા, તેની માતાના કે ભુજંગીલાલના વર્તન વિષે કાંઇ નહીં જાણુતી હોય? તો પછી આજ સહવારે એણે પેલી ચીઠ્ઠીનો જવાબ 'કાલિન્દી'ના નામે કેમ આપેલો? અને મને એ ચીઠ્ઠી વિષે કેમ કાંઈ કહેલું નહીં?

તેણે પૂછ્યુ: 'અનુપમા, તું સત્ય બોલતી હોય તો મારી કેટલીક શંકાઓનો ખુલાસો કર. તારી માતા ઘણું ખરૂ રાતના આ બંગલામાં રહેતી નથી અને બીજાં સ્થળોએ જાય છે, એ તું જાણે છે ને?'

'હા. હું તે જાણુતી હોઉં છું. મેં ઘણી વખત તેમને તેમ નહીં કરવા કહેલું છે. ત્યારે તેઓએ ખુલાસો આપ્યો છે કે, હું કાંઇ કુકર્મ માટે રાતના બહાર જતી નથી કે, કોઇ નાટક—સીનેમાઓ જોવા રઝળવા જતી નથી પણ સેવાનાં કાર્યો માટે બહાર જાઉં છું. કેટલાક મિલવિસ્તારોના મજુરો માટે મેં અને ભુજંગીલાલે રાત્રિશાળાઓ સ્થાપેલી છે. એમાં નિરક્ષરોને અમે ભણાવીએ છીએ.' અનુપમાએ ખુલાસો કર્યો.

'શું એવાં સ્થળોમાંનું એક ભાયખલાની આનંદ-ભુવન લૉજ છે કે જેનું સરનામું તું જાણે છે?' અરવિંદે સવાલ કર્યો.

'એ હું જાણતી નથી. એણે મને ત્રણ સરનામાં આપ્યાં હતાં. એક વરલીખાતે 'ડાક-બંગલા' ના નામથી ઓળખાતી જગ્યા; બીજું ન્યુ બોંબે લૉજની રૂમ નં. ૧૩ અને ત્રીજું આનંદ-ભુવન.'

'ડાક-બંગલો? એ મેં તેમનું નવું સ્થાન જાણ્યું, અનુપમા!

'તું કોઇવાર તે સ્થળોએ જઇને તે શું કરે છે એ જોઈ આવી છે?'

'સ્વપ્નમાં પણ નહીં.' અનુપમાએ કહ્યું:' એ ગરીબ લોકોની સેવા કરે છે એટલું જ જાણવું મારા માટે પૂરતું હતું. મેં તેના પર વિશ્વાસ રાખ્યો હતો. આજે જ સહવારે એક બાળક કોઈ ડ્રાઇવર-ની ચીઠ્ઠી લાવેલો. એમાં એને કાંઇક મદદની જરૂરી હતી તે માટે ભુજંગીમામાને મોકલવા જણાવેલું. મેં તે મુજબ વ્યવસ્થા કરવા ભુજંગીમામાને ટેલિફોન કરેલો.' અનુપમાએ કહ્યું.

'હું આશ્ચર્યચકિત થાઉં છું કે, સેવાનાં કાર્યનું આ બહાનું બતાવીને એ બેઉ જણ કુસેવા તો કરી રહ્યાં નહીં હોય? પોલિસ ખાતાને હસ્તક આ વાત પહોંચી ગઇ છે. ભુજંગીલાલની રૂમમાંથી જુદા જુદા વેષના ફોટા અને વેષાંતરનાં સાધનો નીકળ્યાં છે, અને–'

'પણ એવા ફોટા પડાવવાનો તો તેમને શોખ છે, એ તમે કયાં નથી જાણતા? કાશ્મીરમાં તેમણે આપણને પોતાના એવા જ કેટલાક ફોટા બતાવ્યા ન્હોતા?' અનુપમાએ ભુજંગીલાલનો બચાવ કર્યો.

'હા. પણ એ વેષોમાં જુગાર રમવાના શોખવાળો ફોટો પડાવવા-માં આવે એનો અર્થ શો? એજ કે, તે સફેદ-ઠગ છે!'

'તમે પોતે એવો ફોટો જોયો?'

'હા. શ્રીકાંતે જ તે ફોટો તેઓને ન્યુ બોંબે લૉજમાં જુગાર રમતાં જોઇને પાડી લીધો હતો. તેમનાં કુકર્મોની એ સાબિતી અત્યારે

ઇન્સ્પેક્ટર પાસે છે!'

અત્રે ટેલિફોનની ઘંટડીનો રણકાર થયો. અનુપમાએ ઊઠીને રિસિવર હાથમાં લીધું. 'તમે કોણ છો?' સ્હામેથી પૂછવામાં આવ્યું.

'શ્રીયુત્ અરવિંદકુમારની ધર્મપત્ની' અનુપમાએ જવાબ દીધો.

'તમારૂં કામ નથી. મિ. અરવિંદકુમારને ટેલિફોનપર મોકલો.' સ્હામેથી કહેવામાં આવ્યું. અનુપમાએ અરવિંદને નજદિક બોલાવીને રિસિવર તેના હાથમાં આપ્યું અને પોતે જઇને એક કૉચમાં બેઠી. અરવિંદને નીચે મુજબ વાત ટેલિફોનમાં કહેવામાં આવી:

'સાંભળો મિ. અરવિંદકુમાર! હું આપનો એક શુભેચ્છક છું. ઇન્સ્પેક્ટર રમાકાંત અને આપના કહેવાતા મિત્ર શ્રીકાંત સાથે આપ ભાયખલાની આનંદ-ભુવન લૉજમાં ગયા હતા, એમાં આપે મોટી ભૂલ કરી હતી. આપ જેવા આબરૂદારને શ્રીકાંત જેવા બદમાશ સાથે આવી રીતે ગમે તે જગ્યાએ રખડવું શોભે નહીં—'

'શ્રીકાંત બદમાશ?' અરવિંદે અધવચ્ચ પૂછ્યું.

'એકવાર નહીં પણ હજાર વાર! તે જ કાળો તમંચો છે. તમારા લગ્ન-જીવનમાં એ બદમાશ આગ મૂકવા કોશિષ કરે છે. તમારી નિર્દોષ પત્ની ઉપર તે ગેરવાજબી આળ ચઢાવીને તમને તેની વિરૂદ્ધ ઉસ્કેરે છે. તમોએ આનંદ-ભુવનમાં એક ફોટો જોયો હશે, જેમાં જુગારીઓનું ટોળું દેખાયું હશે. જાણી લ્યો કે, ફોટોગ્રાફીની છેલ્લી ઢબની કરામત, એટલે એ ફોટો છે! કોઇપણ જુદા જુદા માણસોના જુદા જુદા ફોટોગ્રાફ એક સાથે મૂકીને એકઠા કરી દેવાની ફોટોગ્રાફીની કળાની હેરત ભરેલી કરામત બાહોશ ફોટોગ્રાફરો કરી શકે છે, એ જગજાહેર વાત છે. હું પોતે એ કરામતથી માહિતગાર હોવાથી આપને ખબર આપી શકું છું કે—આપ મને ચાહે તે સ્ત્રી અને ચાહે તે પુરૂષનો જુદો જુદો ફોટો આપો તો હું તે બન્નેને

એક જ ફોટામાં મિલાવીને એક સાથે બેઠેલાં બતાવી શકું. એવો ફોટો શ્રીકાંત ઉર્ફે 'કાળા તમંચા'એ પાડયો છે. અને તમારા દિલમાં ખોટો ભ્રમ ઉપજાવી, ખોટી વાતો કરી તે ઝેર રેડે છે. એ ફોટા ઉપરથી કોઇપણ જાતની શંકાઓ તમારા દિલમાં લાવશો નહીં. અને તે કારણે તમારી સદ્‌ગુણી પત્નીને ત્રાસ આપશો નહીં. મને ખાત્રી છે કે, તમે મારી આ શિખામણ માનશો અને શ્રીકાંતની સોબત છોડી દેશો. એ માણસનાં કૃત્યો ખૂનામરકી સુધી પહોંચે છે; લૂંટફાટ અને એવાં તમામ કામ સુધી પહોંચે છે, એ ખ્યાલમાં રાખશો.'

'એલાવ' અરવિંદે ટેલિફોનમાં કહ્યું: 'શ્રીકાંતને તમે કાળો તમંચો કહો છો પણ સાબિતીઓ તો ભુજંગીલાલ વિરૂદ્ધ જાય છે. કાળો તમંચો ભુજંગીલાલ જ છે.'

'એ અક્કલ વગરની વાત છે. ઇન્સ્પેકટર અને શ્રીકાંત જેમ કહે છે તેમ તમે કહો છો! તમારી પોતાની અક્કલનો ઉપયોગ કરો, મિસ્ટર વિચાર કરો કે, શ્રીકાંત કોઇ છૂપો વિષધર છે કે નહીં? એને અને ભુજંગીને ભૂતકાળનું અંગત વેર છે તેથી તે ભુજંગીની વિરૂદ્ધ કાવત્રાં રચે છે.'

'ઠીક. એ વિષે હું યોગ્ય કાળજી રાખીશ; પણ તમે કોણ છો એ કૃપા કરીને કહેશો?'

'હું તો એક દેશસેવક છું. સેવાનો ભેખ મેં ધારણ કર્યો છે. સમાજના ત્રાસિત અને પીડિતનાં દુઃખો હું શોધું છું. તે શોધીને તેઓને સુખી કરવા તનતોડ કોશિશો કરૂં છું. હું આપનો હિતેચ્છુ છું."

"આપનું નામ?–"

'કામ સાથે વાત રાખો; નામની પરવા ન રાખો' અત્રે રિસિવર યંત્ર પર મૂકી દીધું હોય એમ કટક્ અવાજ સંભળાયો.

'એલાવ...એલાવ...' અરવિંદે કહ્યું: પણ સ્હામેથી જવાબ મળ્યો નહીં.' તે પણ થાકીને અનુપમા પાસે પાછો ફર્યો.

'આટલી બધી વાર સુધી આપે ટેલીફોન પર કોની સાથે વાત કરી?' અનુપમાએ પૂછયું.

'એ આસામીએ પોતાનું નામ ન આપ્યું. પણ મારો 'શુભેચ્છક' હોવાનું કહ્યું. એણે મને એક અજાયબી ભરેલી ખબર આપી કે, **કાળો તમંચો** તો **શ્રી**કાંત છે! એની વાત આપણે હમણાં જે બાબતમાં વાત કરતા હતા તે જ બાબતની હતી. તારી માતા અને તારા મામાનો જુગારીઓ તરીકેનો ભેગો ફોટોગ્રાફ તો ફોટોગ્રાફીની છેલ્લી શોધ મુજબની એક ટ્રિક છે–કરામત છે–એમ તેનું કહેવું હતું.'

'એમ? હાશ! ઠીક થયું કે, એણે આપનો શક દૂર કર્યો! એણે બીજું કાંઇ કહ્યું?'

'મારો શક દૂર થયો નથી. **શ્રી**કાંત **કાળો તમંચો** કદાપિ ન હોય.'

'ત્યારે એ નામધારી હોય કોણ?'

'ભુજંગીલાલ જ! **શ્રી**કાંતને હું સ્વપ્નમાં પણ બદમાશ તરીકે માની શકું નહીં—જો કે તને યે **શ્રી**કાંત પર ચ્હીડ છે, એ હું જાણું છું.'

'મને ચ્હીડ?, અનુપમા બોલી: 'ના. મને કોઈના ઉપર ચ્હીડ નથી. આપના જે મિત્રો હોય તે જ મારા મિત્રો રહેશે અને આજના પ્રસંગ ઉપરથી હું આપને વચન આપું છું કે, આપ મને જે કાંઈ કહેશો તે મુજબ હું વર્તીશ. મારી માતા અને ભુજંગીમામાની સોબત દૂર કરવા આપ કહેતા હો, તો હું તેમ કરવા તૈયાર છું—'

'બસ, મને એથી જ સંતોષ થશે.' અરવિંદે કહ્યું: 'એ બેઉને તારે બિલકુલ મળવું નહીં. કાલિન્દીને કે ભુજંગીને આ બંગલામાં પેસવા દેવાં નહીં અને તેઓની જે ચાલચાલ લોકાપવાદ જેવી હોય એટલે કે જેના વડે લોકમાં શરમાવા જેવું હોય તેવી તેની હીલચાલ-મે જાહેર રીતે તારે ધિઃક્કારી કાઢવી. આટલું તું કરે તો તારા

ઉપર અપ્રસન્ન રહેવાની મને જરૂર રહેશે નહીં.'

'અસ્તુ' અનુપમા બોલી: 'શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં જેમ અર્જુને શ્રી કૃષ્ણને કહ્યું હતું કે– करिष्ये वचनं तव । એ મુજબ હું આપને કહું છું—'

અત્રે ટેલિફોનની ઘંટડીનો રણકાર થયો, અરવિંદે ટેલિફોન પાસે જઈને રિસિવર ઉઠાવ્યું. તેમાં બોરીવલીથી લવંગિકાએ ખબર આપી: 'ગજબ થયો! અરુણભાઈને બદમાશો ઉઠાવી ગયા છે! જલ્દી આવો. કાળા તમંચા નામના બદમાશની એક ધમકી પણ અમોને મળી છે!'

'હેં! હું અને અનુપમા બન્ને જણ પા કલાકમાં ત્યાં આવી પહોંચીએ છીએ. તમે પોલિસ ખાતાને ટેલિફોન કરીને ખબર આપી?' અરવિંદે ટેલિફોનમાં પૂછ્યું.

'હા. મુખ્ય પોલિસ ઓફિસેથી ડેપ્યુટી પોલિસ કમિશ્નરે જાતે જ અહીં આવી પહોંચવા જણાવ્યું છે.' લવંગિકાએ જવાબ દીધો.

અરવિંદે, રિસિવર યંત્રને લગાડી દીધું અને અનુપમાને અરુણના અપહરણની ખબર આપીને જલ્દીથી બોરીવલીને બંગલે પોતાની સાથે મોટરમાં આવવા માટે તૈયાર થઇ જવા જણાવ્યું. અનુપમાએ તરત જ તેની સાથે જવા સંમતિ આપી અને પોતે કપડાં બદલવા બીજા ખંડમાં ગઈ.

થોડીક મિનિટ વીતી અને આ બન્ને જણ તૈયાર થઇને મોટરમાં ચઢી બેઠાં. મોટર બોરીવલીને બંગલે જવા ઊપડી.

## ૩૨

## વ્હેમનાં વાદળ

મોટરમાં અરવિંદ ખૂબ વિચારગ્રસ્ત રહ્યો. કાળો તમંચો મુંજગીલાલ છે એવો શક તેના મનમાંથી દૂર થયો નહીં અને

કોઈ નનામા શુભેચ્છકે શ્રીકાંતને કાળો તમંચો કહ્યો એ માનવા એનું મન કબૂલ થયું નહીં. એ નનામા શુભેચ્છકે શ્રીકાંતને અરવિંદના લગ્ન–જીવનમાં આગ મૂકનાર જણાવ્યો હતો; અનુપમા પર ગેરવાજબી આળ ચઢાવનારો જણાવ્યો હતો; અને જે ફોટા માટે શ્રીકાંતે જુગારીઓ તરીકે કલિન્દીને અને ભુજંગીલાલને કલંકિત ઠરાવ્યા હતા તે ફોટો બનાવટી છે એમ કહ્યું હતું. શું એ વાત માની શકાય એવી હતી? શ્રીકાંતને અરવિંદ મૂળથી જ પિછાણતો હતો. મિત્ર તરીકે શ્રીકાંતે આજ સુધી હમેશાં વફાદારીથી કામ કર્યું હતું. એનાથી ચેતતા રહેવાની નનામા શુભેચ્છકે આપેલી ચેતવણી શું વિશ્વાસ મૂકવા જોગ હતી? નહીં જ.

તે પોતાના વિચારો દરમ્યાન અનુપમાના મ્હોં તરફ જોઇ રહ્યો અનુપમા ચૂપચાપ વિચાર–ગ્રસ્ત દશામાં બેઠેલી હતી. પણ આ વખતે એનો ગોરો ચહેરો એને પ્રીતિ ઉપજાવી રહ્યો. આ રમણી પર વહેમથી ક્રોધ કરવો અને તેના હૃદય પર આઘાત કરવો, એ એક કેળવાયલા અને સુસંસ્કૃત પતિને ન છાજે એવું હલકું કૃત્ય જ ગણાય એમ અરવિંદને લાગ્યું. શું આવા રમણીય ચહેરા નીચે કોઇ દુષ્ટ હૃદય છુપાયલું હોઈ શકે? શું આવી એક બાળા જેણે હમણાં જ વચન આપ્યું છે કે–'હવેથી તમે કહેશો તેમ કરીશ', જેણે ઝેરનો કટોરો આપવામાં આવે તો પતિના કુળની આબરૂ જાળવવા ખાતર ખુશીથી પી જવા તત્પરતા દાખવી છે તેના પર કુશંકાઓ કરવી છાજે? નહીંજ. જો એનું હૃદય મલિન હોય તો એ કદાપિ ઝેર પીવા તૈયાર થાય નહીં. અનુપમાએ પોતાની માતાને સમાજસેવા કરતી જણાવી હતી. એ સંભવિત કેમ ન હોઇ શકે? સમાજ–સેવા કરનારાઓ પર ઘણી વખત લોક તેના દ્વેષથી બળી જઇને ખોટાં આળ ચઢાવે છે. તે મુજબ આ દાખલામાં કેમ ન બન્યું હોય?

અરવિંદ વિચારોને ચગડોળે ચઢ્યો. જ્યારે માણસ આવી રીતે વિચારોના વમળમાં ઘેરાય છે ત્યારે તેની પાસે ઊલટી અને સુલટી

બન્ને બાજુઓનાં પ્રતિબિંબ રજુ થાય છે; અને તે પ્રત્યેક પ્રસંગ-નીં સૂક્ષ્મ છણાવટ કરે છે. શ્રીકાંતની આનંદ-ભુવન લૉજની હીલચાલનો પ્રસંગ અરવિંદના મન રૂપી દર્પણમાં પ્રતિબિંબ પાડી રહ્યો. રૂમ નં. ૧૦ ની ઝડતી વખતે શ્રાકાંતે કહ્યું હતું કે-જુગારીઓ-નો ફોટો તેણે પોતે પાડ્યો હતો; અને એ ફોટા તેની પાસેથી બદમાશોએ લઇ લીધા તે પાછો મેળવવા માટે તેણે અપાર મુશીબ-તો સહન કરી હતી. અરવિંદને વહેમ ઊપજ્યો કે-એમ કહેવામાં શ્રીકાંત સાચો ન્હોતો. એ વાતનો પુરાવો શો છે કે, આ ફોટો, શ્રીકાંતે ફોટોગ્રાફીની કરામતથી ઊપજાવી કાઢ્યો નહીં હોય? શ્રીકાંતે ઇન્સ્પેકટરને સૂચવ્યું હતું કે ખીંટી પરનો કોટ તો તપાસો એ પછી કોટ તપાસતાં તેમાંથો ફોટો નીકળ્યો હતો, તે પહેલાં શ્રીકાંત એકલો જ પાછલી બારીએથી એ રૂમમાં ગયો હતો, જે વખતે તેમાં કોઇ ન્હોતું-બલ્કે ભુજંગીમામો ગેરહાજર હતો. એ એકાંત પ્રસંગે શ્રીકાંતે જ કોટમાં બનાવટી ફોટો નહીં મૂકી દીધો હોય એની શી સાબિતી?

માણસો બહારથી ઉજળા દેખાય તેથી કાંઈ તેઓ નિર્દોષ છે, એમ માની શકાય નહીં. તેઓનાં અંતઃકરણ મેલાં હોઈ શકે. શ્રીકાંત કહેતો હતો કે-હું અનુપમાની માતાનાં કેટલાંક પોગળ જાણું છું. અર્થાત્ શ્રીકાંત પ્હેલેથી જ અનુપમાના કુટુંબનાં છિદ્રો શોધવાનું કામ કરતો હોવો જોઇએ; અને 'રજમાંથી ગજ' અથવા તો જ્યાં ભળતી રીતે તેઓને બદનામ કરી શકાય એવું કાંઈ મળે તેને 'છિદ્ર' રૂપે રજુ કરવા તે મથતો હોવો જોઇએ. શ્રીકાંત તદ્દન સાદો ભોળો હોવાનું શી રીતે માની શકાય? અરવિંદ વિચારવા લાગ્યો: 'તેણે મારા લગ્ન પહેલાં માતુશ્રી પાસે જઇને અનુપમા વિરુદ્ધ જ કાંઇક, તેમના મનમાં ભરાવ્યું હશે, તેથી મારા લગ્નમાં પોતે આવ્યાં નહીં અને એકાએક તીર્થયાત્રાએ ચાલી નીકળ્યાં હતાં! શ્રીકાંતને મેં લગ્ન પછી પૂછેલું કે: માતાજીને પગે લાગવા જવાની યાદ તેં મને કેમ ન આપી? ત્યારે તેણે બ્હાનું જ કાઢેલું કે મને

સોગંદ આપેલા! વળી, તે પોતે તો અમારી સાથે માતાજી પાસે આવ્યો જ ન્હોતો. એને ટેલિફોન કરવામાં આવ્યો ત્યારે એ બહાર ગયેલો હતો. શા માટે? સંભવિત છે કે, અમારી સાથે તે આવે તો કદાચ તેણે તે ખોટી વાત ઉપજાવી કાઢી હતી તે પ્રકટ થઈ જાય એવી બ્હીક એના મનમાં હશે!'

શ્રીકાંત સંબંધી હવે તો વહેમનાં વાદળો જ અરવિંદના મનમાં ધાઇ આવ્યાં. એક વિશેષ પ્રસંગની યાદગીરીએ તો એનો વહેમ વધુ દૃઢ કર્યો. તે મનોગત બોલ્યો: માતાજીને જ્યારે હું અનુપમા સાથે મળવા ગયો ત્યારે તેમણે એક પણ શબ્દ એવો કાઢ્યો ન હતો કે જેથી લગ્ન પહેલાં પોતાનું દિલ કશી વાતથી દુઃખાયું હોય એમ માલુમ પડે. ઉલટું માતાજીએ તો અનુપમા સાથે ઘણા સ્નેહથી વાતો કરી હતી; એની પાસે સંગીત ગવડાવ્યું હતું; અને એનાં વખાણ કર્યાં હતાં.'

આવા વિશુદ્ધ અંતઃકરણવાળાં માતાજી સંબંધે શ્રીકાંતે બધી વાતો ઉપજાવી કાઢી હોવી જોઈએ. સંભવિત છે કે શ્રીકાંત મેલા મનનો હોય; તેનાથી અનુપમાનું સુખ સહ્યું જતું ન હોય અને તે અમારા લગ્ન–જીવનમાં અંગારો મૂકવા યત્ન કરતો હોય—

એકાએક 'ખબરદાર' એવા શબ્દથી અરવિંદના વિચારોમાં ભંગાણ પડ્યું. તેણે જોયું કે તેની મોટર એક ગલીમાં ઊભી રહેલી હતી અને મોટરનાં બેઉ બારણાંમાં તમંચા સાથે કાળા આકારો ઊભેલા હતા! તેઓએ પોતાની આંખો પર કાળી પટીઓ ધારણ કરેલી હતી!

'કોણ છો, તમે'? અરવિંદે પૂછ્યું.

'શ્રીકાંતના હુકમથી અમારે આ બાઇને ઉઠાવી જવી છે. તમે મોટરમાંથી ઊતરી જાઓ'

'શું કહ્યું? શ્રીકાંતના હુકમથી? તમે લોકો પાગલ થઈ ગયા

છો કે શું શ્રીકાંત એવો હુકમ શા વાસ્તે કરે? ચાલ્યા જાઓ, નહી તો, પોલીસને બૂમ મારીશ.'

'મિસ્તર! પોલિસને બૂમ મારવા લગીરે ચું કે ચાં કરશો તો તમારો જાન સલામત નથી, એ ધ્યાનમાં રાખજો. ગોળી મારીને ખોપરી ફોડી નાંખીશું. શ્રીકાંતનો અમને ચોખ્ખો હુકમ છે કે, તમે લપન છપન કરો તો તમને ઠાર કરી દેવા!'

'પણ એમ કરવાનું કારણ?'

'એ તો તમે જ્યારે એને રૂબરૂ મળો ત્યારે પૂછજો ને? અમે એ કારણ વિષે કાંઇ ન જાણીએ. અમે તો ચીઠ્ઠીના ચાકર! તમારી પત્નીને હમો તેની પાસે કોઇ પણ જોખમે લઇ જઇશું, એ ચોક્કસ છે!'

'દુષ્ટો! આવો અત્યાચાર-'એમ બોલીને અરવિંદ મોટરની બેઠકમાંથી ઊઠવા તૈયાર થયો ત્યાં તો તેની સાથે વાત કરનાર કાળા આકારે પોતાનો તમંચો ઠેઠ અરવિંદની છાતી સુધી અડકાડયો એક હાથથી તેને પકડીને બેઠકમાં હડસેલો મારીને ધકેલી દીધો. અરવિંદે અનુપમા તરફ જોયું તેના મ્હોં પર એક બદમાશે હાથ દાબેલો હતો અને તેના શરીર તરફ તમંચો તાકેલો રાખેલો હતો! ડ્રાઇવર તરફ અરવિંદે નજર કરી. તેને પણ તમંચાથી એક ત્રીજો બદમાશ ઘેરી રહેલો હતો!

'ચલાવ, જલ્દી કરો. બિલ્કુલ હરફ કાઢયા સિવાય હાથ ઊંચા કરી દો અને મોટર બહાર નીકળો!' અરવિંદને બદમાશે ફરમાવી દીધું. લાચારીથી સંયોગને વશ થવા વિના અરવિંદનો છુટકો ન હતો. તેને બદમાશના ફરમાન અનુસાર બહાર નીકળવું પડયું.

તત્કાળ ક્લોરોફોર્મવાળો રૂમાલ તેના નાક પર બદમાશે દાબી દીધો. અરવિંદ રસ્તામાં જ બેશુદ્ધ થઇને પડી ગયો. બસ. એની હવે લગીરે ચિંતા બદમાશોને કરવાની ન હતી. અરવિંદ

વાળો બદમાશ હવે મોટર-ડ્રાઇવરને ઘેરી વળનારની મદદે ગયો. બન્નેએ એકઠા થઇને મોટર ડ્રાઈવરને બહાર કાઢ્યો અને તેને બેશુદ્ધ બનાવ્યો. એ પછી એક જણે ડ્રાઇવરનાં કપડાં પહેરી લીધાં અને એ ડ્રાઈવરને પોતાનાં કાળાં કપડા પહેરાવીને તેના હાથમાં કાળા-તમંચાના ચિત્રવાળું એક કાર્ડ મૂક્યું!

અનુપમાને ઘેરનાર કાળા આકારે હવે તમંચો અનુપમા તરફ જ ધરેલો રાખીને મોટરમાં તેની બાજુમાં જ જગ્યા લીધી અને મોટરની બારીઓના તમામ પડદા ઢાળી દીધા. બાદ તેણે પોતાના સાથીદારોને મોટરમાં બેસી જવા કહ્યું. એ બેઉ જણ બહાર ઊભા ઊભા કાંઇક મસલત કરતા હતા. મસલતને પરિણામે વેષધારી ડ્રાઇવરે બૂમો મારી! ખૂન! ખૂન! પોલિસ! મદદ!' વેષધારી ડ્રાઈવર પોતાની બેઠકે બેઠો. બીજો કાળો આકાર મોટરની અંદર બેઠો અને મોટર 'ધુરૂરૂરૂ' અવાજના ધમધમાટ સાથે પસાર થઈ ગઈ!

## ૩૩

## કાળો તમંચો કોણ?

ડેપ્યુટી પોલિસ કમિશ્નર, લવંગિકાના ટેલિફોનથી ત્યાં આવી પહોંચ્યો ત્યારે નોકરવર્ગ સિવાય પુરૂષમંડળમાં ત્યાં કોઈ નહોતું. લવંગિકાએ શ્રીકાંતને ટેલિફોન કરી જોયો હતો પણ તેના મકાને તે ગેરહાજર માલુમ પડયો હતો-ટેલિફોનનો જવાબ કોઇએ દીધો ન હતો. આથી સૌ ગભરાટમાં પડી ગયાં હતાં.

ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કેટલાક અમલદારો સાથે આવીને સ્ત્રીવર્ગને આશ્વાસન આપ્યું અને તપાસ આરંભી. માધા નામના નોકરે અપહરણ સંબંધી વિગત નીચે મુજબ કહીઃ 'મારા સાથે અરુણ શેઠ કંપાઉંડમાં બગીચામાં સંતાકુકડી રમતા હતા, તે ફૂલનાં ઝાડોની પાછળ છુપાઇ જતા અને હું તેમને શોધી કાઢતો. પછી હું

છુપાઉં ત્યારે પોતે મને શોધી કાઢતા. આ રમત દરમ્યાન એકવાર હું બગીચાના એક છેડા તરફ હતો ત્યારે બીજે છેડેથી મેં અરુણ-શેઠની ચીસ સાંભળી. બાદ 'બાપા! બચાવ!' એવી તેમની બૂમો સાંભળી. જે બાજુએથી એમની ચીસ અને બૂમો મેં સાંભળી તે બાજુએ હું દોડી ગયો ત્યારે કાળા કપડાવાળો એક આદમી મેં ઊભેલો દીઠો. તેનું મોઢું પણ કાળા કપડાથી ઢંકાયલું હતું અને તેના હાથની કોણી ઉપર એક સફેદ ટુકડો વીંટેલો હતો, જેમાં તમંચાનું કાળું ચિત્ર હતું. એ માણસે પોતાના એક હાથમાં એક કાગળ રાખેલો હતો. એના બીજા હાથમાં એક તમંચો હતો. તેણે મને બૂમ મારીને હુકમ કરતો હોય તે ઢબે પોતાની નજદીક બોલાવ્યો. બ્હીતો બ્હીતો અને ધ્રૂજતો ધ્રૂજતો તેની પાસે ગયો. મને કાગળ આપીને તમંચો મારા તરફ ધરેલો રાખીને તે બોલ્યો: 'આ લખાણ તારા શેઠને બતાવજે અને જો જરાક પણ ગડબડ કરી છે તો યાદ રાખજે કે, મારી નાખીશ!' બસ. આટલું કહીને તે કંપાઉંડની દિવાલ કુદાવીને ચાલ્યો ગયો. એ પછી મેં મોટરનો અવાજ સાંભળ્યો. મેં દિવાલ પર ચઢીને જોયું તો, એક ટેક્સીમાં બેસીને તે જતો રહેતો હતો. મેં તરતજ શોરબકોર કરી મૂક્યો. મારા નાના શેઠને ઉઠાવી જનાર એ બદમાશને પકડાવી દેવાની મતલબથી હું દરવાજા બહાર જવા લાગ્યો. એટલામાં લવંગિકા બહેન, રજની બહેન, અમારાં શેઠાણી અને બીજા નોકરો આવી પહોંચ્યાં. અમારો મોટર-ડ્રાઈવર પણ આવી પહોંચ્યો. મેં તમામ જણ આગળ શેઠના ઉઠાવી જનાર બદમાશને લગતી હકીકત કહી તે ઉપરથી મોટર-ડ્રાઈવરને મોટર સાથે બદમાશની પૂઠે મોકલવામાં આવ્યો અને લવંગિકા બહેને બધે ટેલિફોન કર્યા.'

'મોટર-ડ્રાઇવરને સફળતા મળેલી લાગતી નથી!' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું.

'ના. તે બદમાશને પકડવામાં સફળ થયો નહીં અને થોડીવારે

પાછો ફર્યો.'

'તેને બોલાવો. હું તેને પૂછપરછ કરું.'

નોકર મોટર-ડ્રાઇવરને બોલાવવા તબેલા તરફ ગયો. થોડીવારે તે બેઉ આવી પહોંચ્યા. મોટર-ડ્રાઈવરે હકીકત કહી: 'હું તે ટેક્સીનાં ટાયરની જમીન ઉપર પડેલી છાપને આધારે ઉત્તર દિશા તરફ મારી મોટર હાંકી ગયો. મને માલુમ પડયું કે-રેલ્વે લાઈનના એક ક્રોસિંગ આગળથી એ છાપ, બીજી મોટરોનાં ટાયરની છાપ સાથે ભળી ગયેલી હતી. ક્રોસિંગની બીજી બાજુએ જઈને મેં તપાસ કરી; પણ ખાસ એ ટેકસીની છાપ ઓળખાઇ નહીં. ક્રોસિંગ આગળની ઓરડી-ના રેલ્વે ખાતાના વાવટાવાળાને પૂછપરછ કરતા તેણે કહ્યું કે-'અહીં તો પાંચ-છ મોટરો એક સાથે ઊભેલી હતી. એમાં કોણ કોણ હતું તેનો મને ખ્યાલ નથી. લોકલ પસાર થઇ ગયા બાદ ઝાંપો ખોલી નાંખતાં તે બધી પસાર થઇ ગઈ હતી. 'આ નિરાશાજનક સમાચાર સાંભળ્યા પછી પણ હું કેટલેક દૂર સુધી તપાસ માટે મોટરમાં જઇ આવ્યો. પરંતુ બદમાશનો ક્યાંયે પત્તો નહીં મળવાથી લાચારીથી હું પાછો ફર્યો.'

'આ **કાળો તમંચો** કોણ છે? તમને કોઇના ઉપર શક છે?' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે સર્વને પૂછ્યું, લવંગિકા અને કમલાદેવી કોઇ શકદારનાં નામ દઈ શક્યાં નહીં.

રજનીએ કહ્યું; 'એક ભુજંગીલાલ નામના માણસ ઉપર મને સક છે. તે અરવિંદ શેઠના મિત્ર તરીકે ડોળ કરે છે.'

કમળાદેવીએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું: 'ભુજંગીલાલ કોણ છે? હું તો અરવિંદના એવા કોઈ મિત્રને ઓળખતી નથી.'

લવંગિકાએ રજનીને ચૂપ રહેવા ઈશારત કરી અને કહ્યું: 'બિમાર દર્દીના કહેવા ઊપર શો વિશ્વાસ રાખી શકાય? રજની, એની માંદગી દરમ્યાન આવું આવું ઘણું અસંબદ્ધ બોલે છે. ભુજંગીલાલ વિષે આપણે કોઈ કશું જાણતાં નથી. અરવિંદ આવીને જે કહે તે ખરું.'

ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: ભુજંગીલાલ નામ અત્યાર અગાઉ મેં સાંભળ્યું છે અને તેનો મેળાપ પણ થયેલો છે. એ માણસ વિચિત્ર સંયોગોમાં મને મળેલો હતો અને એના પર એક ખૂનમાં ભેળવાયલા હોવાનો આરોપ પણ આવેલો હતો. કોઈ શકદારને પુરાવાઓ એકત્ર થયા ન હોય, ત્યાં લગી પ્રમાણિક જ ગણાય છે. એ ન્યાયે મેં થોડાક જ કલાક ઉપર તેને એક આનંદ-ભુવન લૉજમાં જવા પરવાનગી આપેલી છે. એ લૉજના માલીકનો જ તેના ઉપર અવિશ્વાસ હતો. પણ મારી ચીઠ્ઠી સાથે મેં તેને ત્યાં મોકલ્યો છે અને ત્યાં જ રોકવા કહેલું છે. તમારે ત્યાં ટેલિફોન છે; એટલે હું તે આસામી સાથે વાત કરી જોઉં.'

ડેપ્યુટી પોલિસ કમિશ્નરે ટેલિફોનવાળા ખંડમાં જઈને આનંદ-ભુવન લૉજના માલીકને ટેલિફોન કર્યો; ભુજંગીલાલ તમારે ત્યાં રૂમ નં. ૯ માં પાછો આવ્યો છે ?'

લૉજના માલીકે ના પાડી. ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: 'પણ મેં તેને તમારા ઉપર ભલામણ-પત્ર સાથે મોકલ્યો છે! અને તેણે તમારી લૉજમાં જ રોકાવા વચન આપેલું છે! એ આવે ત્યારે મને જરૂર ખબર આપજો.'

સાહેબ! મને તો પાકો શક છે કે, તે ફરીવાર અહીં આવશે જ નહીં!, લૉજના માલીકે અભિપ્રાય આપ્યો.

'તમારો નોકર પાછો આવ્યો છે?'

'હા. તેને તો તરત જ ગલી બહાર નીકળતાં કાળા તમંચાએ છોડી મૂકયો હતો. તે કહે છે કે–ઇન્સ્પેકટર રમાકાન્ત સાહેબ અને પેલા સદ્‌ગૃહસ્થ શ્રીકાંતભાઇને લઇને તે બદમાશની ટૅકસી ચાલી ગઇ છે! કયાં ગઇ છે, તેની તેને ખબર નથી. રૂમ નં. ૯ માંથી મળેલો માલ પણ તે બદમાશ પોતાની સાથે લઇ ગયેલો છે!'

ડેપ્યુટી પોલિસ કમિશ્નર હવે ગુંચવણમાં પડયો. કાળો તમંચો પાકો બદમાશ છે, એમ તેને લાગ્યું. જો એ ભુજંગીલાલ

જ હોય તો, તેણે સફાઇબંધ ઠગાઇ કરી છે. અંદરખાનેથી તે માણસ ઉઠાઉગીર છે અને તેથી અહીંથી અરુણને ઉઠાવી જવાનો હોવાથી તે આનંદ-ભુવનમાં ગયો નહીં એવો શક તેના મનમાં ઘોળાઇ રહ્યો.

લવંગિકાએ તેને કાળા તમંચાની ચેતવણીનો કાગળ આપીને કહ્યું: 'આ કાગળ એ બદમાશે અમારા નોકર માધાને આપ્યો હતો.'

ડેપ્યુટી પોલિસ કમિશ્નરે તે કાગળ પોતાના હાથમાં લીધો. તે ટીકીટ વિનાનું એક પોસ્ટ-કાર્ડ હતું. તેને મથાળે કાળા તમંચાનું ચિત્ર દોરેલું હતું અને તેની નીચે લખેલું હતું કે: 'મિ. અરવિંદકુમાર ! આજ મધ્યરાત્રિએ બરાબર બારને ટકોરે તમોને મારો મેળાપ થશે. તમારે તમારા બંગલા નજીકના ખુલ્લા મેદાનમાં બંગલાથી પાંચસો કદમ દૂર ઊભા રહેવું. તમારી સાથે તમારે રૂા. ૩૦ હજારની ચલણી નોટો લાવવી. એ નાણાં લેવા માટે કાળા પોષાકમાં સજ્જ થઇને જે આદમી તમારી પાસે આવે તેના કોટના કોલર ઉપર સફેદ વસ્ત્રના ટુકડામાં કાળા તમંચાનું ચિત્ર હોય તો તમારે તેને નોટનું બંડલ આપી દેવું. જો એ બધી સાચી જ નોટો હશે તો તે મળ્યા બાદ પંદર મિનિટના અરસામાં તમારો નાનો ભાઇ તદ્દન જીવતો જાગતો અને હેમક્ષેમ હાલતમાં તમને પાછો સોંપવામાં આવશે. તમારે ખાસ સૂચનાઓ, એ ધ્યાનમાં રાખવાની કે, (૧) તમારી સાથે બીજો કોઇ પણ માણસ હોવો ન જોઇએ. (૨) તમારે પોલિસ ખાતાની કે તમારા કોઈ પણ મિત્રની મદદ લેવી ન જોઇએ. (૩) અને નોટો સંબંધે કોઈ જાતનું કાવ઼ કરવું નહી. જો આ સૂચનાઓ વિરૂદ્ધ વર્તશો તો તમારા નાનાભાઈનો પત્તો નહીં મળે અને અમે એને ઠાર કરી નાખશું—શ્રી. કાળો તમંચો અને તેના સાત સાથી.

આ ધમકીનો પત્ર વાંચ્યા બાદ કેટલોક વિચાર કરી જોઇને ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: 'મિ. અરવિંદકુમાર ક્યાં છે અને હજી સુધી તેઓ કેમ અહીં આવ્યા નથી?'

એટલામાં બહારના ભાગમાં કોલાહલ સંભળાયો. એક નોકરને તે વિષે તપાસ કરવા માટે મોકલવામાં આવ્યો. તે થોડીવારે પાછો ફરીને ખબર લાવ્યો: 'અરવિંદ શેઠને અકસ્માત થયો છે ! તેઓ બેશુદ્ધ હાલતમાં છે અને રસ્તામાંથી માણસો તેમને મોટરમાં બેસાડીને અહીં લાવ્યા છે.'

તુર્ત જ ડેપ્યુટી પોલિસ કમિશ્નરે પોતાના તાબાના માણસોને તપાસ કરવા મોકલ્યા. કુટુંબીઓ પણ સર્વે ગભરાટથી બહાર નીકળ્યાં. અરવિંદ હોશમાં ન્હોતો. એના ડ્રાઈવરે આખા શરીરે કાળો પોષાક પહેરેલો હતો તેથી બંગલામાંનાં સર્વને આશ્ચર્ય થયું. મોટરની અંદર કેટલાક રાહદારીઓ પેસી ગયા હતા અને કેટલાક જણ મોટરની બેઉ પગથીઓ ઉપર ઊભા રહેલા હતા. મોટર ધીમેથી હાંકીને કંપાઉંડમાં લાવવામાં આવી.

પાંચ–છ માણસોની મદદથી અરવિંદને દિવાનખંડમાં લઈ જઇને કોચ ઉપર સુવાડવામાં આવ્યો. બીજા લોકોને એ બાદ અમલદારોએ બહાર રોકાવા વિનંતિ કરી.

ડ્રાઇવરને એકલાને ડેપ્યુટી પોલિસ કમિશ્નરે પોતાની પાસે બોલાવ્યો અને પૂછ્યું: 'તારા શેઠની આ સ્થિતિ કેવી રીતે થઈ અને તેં આવો પોષાક કેમ પહેર્યો છે ?'

ડ્રાઇવરે અથેતિ બધી હકીકત કહી. વાલકેશ્વરથી તેઓ મોટરમાં નીકળ્યા ત્યારે રસ્તામાં જ ત્રણ–ચાર કાળા પોષાકધારીઓ મોટર ઉપર ચઢી ગયા હતા અને તેઓએ પોતાને 'શ્રીકાંતના માણસો' તરીકે ઓળખાવીને અનુપમા શેઠાણીનું અપહરણ કર્યું હતું; શેઠને અને પોતાને કલોરોફોર્મથી તેઓએ બેશુદ્ધ કર્યા હતા અને મોટર લઇને ન્હાસી ગયા હતા. ડ્રાઇવર જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે રાહદારીઓ તેની આસપાસ વીંટળાયલા હતા અને ડ્રાઇવરના હાથમાં 'કાળા તમંચા'નું કાર્ડ રાખવામાં આવેલું હતું તેથી તેઓ અચંબો

પામતા હતા! પરંતુ ડ્રાઈવરે તેઓને ખરી હકીકત દર્શાવી એટલે તેઓએ મદદ કરી. ડ્રાઈવરે ડે. પો. કમિશ્નરને કહ્યું: 'આ તો મારા શેઠ છે, એવો મારો ખુલાસો સાંભળીને એ ભલા રાહદારીઓએ તરત જ એક બંગલાવાળાને ત્યાંથી મોટર મંગાવી અને એમાં મારા શેઠને સુવાડીને તેઓ અહીં મૂકવા આવ્યા. એ બંગલાવાળા તરફથી એક ડોકટરને ટેલિફોન કરવામાં આવેલો છે, જેને અહીંનું શરનામું આપેલું હોવાથી, તે અહીં જ આવશે.'

તરત જ અરવિંદની બેહોશી દૂર કરવાનો ઘરગથ્થુ ઉપાય યોજવામાં આવ્યો, પરિણામે થોડીકવારમાં શુદ્ધિમાં આવતાં સૌથી પહેલા ઉદ્ગાર તેણે એ કાઢ્યા કે: 'પકડો એ શ્રીકાંત બદમાશને! એજ 'કાળો તમંચો' છે!'

'શ્રીકાંત કાળો તમંચો!' લવંગિકા આશ્ચર્ય દર્શાવતી બોલી.

'શ્રીકાંત કાળો તમંચો!' રજનીએ પડઘો પાડ્યો.

'શ્રીકાંત શેઠ શું કાળો તમંચો?' ડ્રાઇવર બોલ્યો.

'શ્રીકાંત કદાપિ બદમાશ ન હોઇ શકે.' કમળાદેવી બોલ્યા: 'અરવિંદ! તું ભાન વિનાની વાત કરે છે!'

'મિ. અરવિંદકુમાર! તમે હજી પુરા સ્વસ્થ નથી થયા.' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું.

'હું પૂરેપૂરો સ્વસ્થ છું. ઈન્સ્પેકટર—'

'હું ડેપ્યુટી પોલિસ કમિશ્નરનો હોદ્દો ધરાવું છું.'

'તો તે બદલ હું ખુશ થાઉં છું. આપ મારૂં હકીકત-પત્ર લખવા માંડો.'

'મિ. અરવિંદકુમાર! તમે બરાબર સ્વસ્થ થઇને જે સ્ટેટમેંટ લખાવશો તે હું બેલાશક લખીશ. અહીંથી તમારા નાનાભાઇને ગુમ કરવામાં આવ્યો છે. ત્યારે બીજી બાજુથી રસ્તામાંથી જ તમારાં

પત્નીને પણ ગુમ કરવામાં આવ્યાં છે! બેશક, તમારા ઉપર જબરી આફત આવી પડી છે અને એમાં જે બદમાશોનો હાથ હશે તેઓને અમે જરૂર પકડી પાડીશું.'

'બદમાશોના અગ્રેસર તરીકે આપ શ્રીકાંતનું નામ લખો.' અરવિંદ બોલ્યો: 'ઉપર ઉપરથી તે મારા મિત્ર તરીકે દેખાવ કરતો હતો પણ તેણે મારા લગ્ન-જીવનમાં અંગારા મૂકયા છે. એ જ 'કાળો તમંચો' છે.'

'ભુજંગીલાલ—' રજની અત્રે બોલી.

'ભુજંગીલાલ!' અરવિંદે રજની તરફ ઘડીભર જોઈ રહ્યા બાદ કહ્યું: 'એને હું બદમાશ તરીકે માની શકતો નથી. એ નિર્દોષ હોવાના અનેક પુરાવા મારી પાસે છે.'

અત્રે દરેક જણને અરવિંદનું આ કથન સાંભળીને ખૂબ જ આશ્ચર્ય થયું. શ્રીકાંત ઉપરનો અરવિંદનો આક્ષેપ કમળાદેવીને અસહ્ય લાગ્યો. તે બોલ્યા: 'આ છોકરો ગાંડો જ થઇ ગયો છે! પોતાના સાચા હિતૈષી કોણ છે અને કોણ નહીં તેની તેને જરાકે ગમ નથી.'

'માતાજી! મને પૂરી સમજ છે; પૂરી અક્કલ છે અને હું પૂરો ભાનમાં છું.' આમ કહીને તેણે ડેપ્યુટી પોલિસ કમિશ્નરને જણાવ્યું: 'મારી હકીકત સાંભળો.' પોતે વાલ્કેશ્વરના બંગલામાંથી નીકળ્યો ત્યારથી બેશુદ્ધ થયો ત્યાં સુધીની હકીકત લખાવીને તેણે કહ્યું; 'શ્રીકાંત ઉપર મારો સોએસો ટકા શક છે. વરલીના ડાક બંગલા-માં તેના વિષે તપાસ કરાવો.'

'વરલીનો ડાક-બંગલો? એ કયાં આવ્યો?'

'વરલીમાં જ તે કયાંક હશે. મેં જોયો નથી પણ મારી પત્ની કે જે ગુમ થઈ છે, તેણે એ બંગલાનું નામ, ગુમ થતા અગાઉ મારી આગળ દીધું હતું.'

'શું તમારાં પત્ની જાણતાં હતાં કે, એ જગ્યાએ જ તેમને લઈ જવામાં આવનાર છે?'

'ના. મૂળ શક તો મને ભુજંગીલાલ ઉપર જ હતો. પરંતુ ટેલિફોનથી એક નનામા શુભેચ્છકે મારો શક દૂર કર્યો અને શ્રીકાંત કેવી રીતે બદમાશી કરી શકે તેની સમજ પાડી. એટલે હવે મને પકકો વહેમ છે કે, વરલીના બંગલામાં મારી પત્નીને અને મારા નાના ભાઈને લઈ જવામાં આવ્યાં હશે.'

ડેપ્યુટી પોલિસ કમિશ્નરે આ બધું લખી લીધા બાદ કહ્યું: 'તમારી પેઠે અમો કોઈ એક જ માણસને એકદમ ગુન્હેગાર તરીકે ઠરાવી શકીએ નહીં. ઘટનાઓ, બેશક, એટલી બધી ગુંચવાડા ભરેલી છે કે, અમુક નિર્ણય એકદમ ન થાય. પણ તેમાંથી એક વાત સાબીત થાય છે કે બદમાશ ભારે કાબેલ છે; અને તે, પોતાને પકડવા માગનારાઓને એટલે કે, અમો પોલિસ ખાતાના અમલદારોને હંફાવવા માગે છે. તમો સૌને હું શાંતિ ધારણ કરવા વિનંતિ કરૂં છું. તમારા બંગલાને પોલિસ-રક્ષણ આપવામાં આવશે, મિ. અરવિંદકુમાર! તમારા માટે સલાહભરેલું એ છે કે તમારે ડૉકટરી સારવાર નીચે રહેવું અને આ બંગલો છોડી જવો નહીં. મારા તરફથી તમોને વખતો વખત ટેલિફોનમાં યોગ્ય સૂચનાઓ આપવામાં આવતી રહેશે. દરમ્યાન, વરલીના ડાક-બંગલામાં અમો તપાસ—'

આ વખતે ટેલિફોનમાં રણકાર થયો. ડેપ્યુટી પોલિસ કમિશ્નરે રિસિવર હાથમાં લીધું. ભાયખલાની આનંદ-ભુવન લૉજના માલિકનો ટેલિફોન હતો. તેણે જણાવ્યું: 'મિ. ભુજંગીલાલ અહીં રૂમ નં. ૯ માં આવ્યા છે. આપ તેમને મળવા માગો છો, એવું મેં તેમને કહ્યું છે. તેઓ પોતાની તબિયત બિમાર જણાવીને ટેલિફોનમાં વાતચીત કરવા અશક્તિ દર્શાવે છે. પણ આપ સાહેબ અત્રે આવશો તો બેલાશક આપની સાથે પોતે વાત કરશે, એમ કહે છે.

તેઓ આજ આખો દિવસ અહીં જ રહેવાના છે; ક્યાંયે જવાના નથી.'

'ઠીક છે.' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: 'હું એકાદ કલાક બાદ તમારી લૉજમાં આવીશ. એ મિસ્ટર ત્યાંથી જાય નહીં એમ એમને ચોક્કસ કહી દેજો.'

આ મુજબ તે કહી રહ્યો ત્યાં અરવિંદ માટે બોલાવવામાં આવેલો ડૉક્ટર આવી પહોંચ્યો. તેણે અરવિંદને તપાસી જાહેર કર્યું કે: 'એમના શરીરમાં ૧૦૧ ડીગ્રી તાવ છે. એમના હિતને ખાતર એમણે આરામ લેવો જોઇએ અને ઉશ્કેરાવું નહીં જોઇએ.'

કમળાદેવીએ આ સાંભળીને કહ્યું: 'એને કહીએ છીએ કે એનું મગજ ઠેકાણે નથી ત્યારે માનતો નથી. પણ હવે ડૉક્ટરે કહ્યું એટલે એને માનવું પડશે.' ડૉક્ટર દવા લખી આપીને ગયો.

એ બાદ, ડેપ્યુટી પોલિસ કમિશ્નર, પોલિસનો યોગ્ય બંદોબસ્ત કરીને ત્યાંથી રવાના થવા તૈયાર થતો હતો એવામાં પાછો ટેલિફોનની ઘંટડીનો રણકાર સંભળાયો. ડેપ્યુટી પોલિસ કમિશ્નરે રિસિવર કાને માંડ્યું. સ્હામેથી કહેવામાં આવ્યું:

'જે કોઇ હોય તે સાંભળો, અનુપમા એવા સંરક્ષક હાથની સંભાળ નીચે છે કે જે બદલ તમારે કોઇએ બીતિ રાખવા જરૂર નથી. સમય આવ્યે તેના સંબંધી ખુલાસો થશે, અને ત્યારે કંઈક ભેદ ખુલશે. દરમ્યાન, તમો અરુણને બચાવવાના માર્ગો લ્યો. પોલિસ ખાતાની મદદ જરૂર લેશો.

'હેલાવ...હેલાવ.' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે પૂછ્યું: 'તમે કોણ છો? ક્યાંથી બોલો છો?'

જવાબમાં ખડખડાટ મુક્ત હાસ્ય સંભળાયું અને સ્હામેથી કટ્ અવાજ સહિત રિસિવર પાછું મૂકી દેવાતું લાગ્યું. ડેપ્યુટી પોલિસ કમિશ્નરે ટેલીફોનની હેડ ઓફિસે ટેલિફોન કર્યો અને

પૂછ્યું: 'છેલ્લો ટેલિફોન ક્યાંથી થયો હતો, આ નંબર ઉપર ?,

'વરલી ખાતેની જાહેર ટેલિફોન બોકસ નં. ૨ માંથી ',

ડેપ્યુટી પોલિસ કમિશ્નરે તરત જ રિસિવર પાછું મૂકી દીધું અને પોતાના તાબાના માણસોને કહ્યું; 'ચલો વરલી તરફ !'

તે અને બીજા અમલદારો બહાર નીકળી મોટરમાં બેઠા. બે કોન્સ્ટેબલો બંગલા પર પહેરો ભરવા રોકાયા અને મોટર વરલી તરફ જવા સડસડાટ ચાલુ થઇ.

## ૩૪

## પ્રપંચ સામે પ્રપંચ!

પ્રકરણ ૩૦ માં જણાવ્યા મુજબ, કાલિન્દી, ઇન્સ્પેકટર રમાકાન્ત અને શ્રીકાંતે છૂટાં થયા પછી કાળા તમંચાના સર્વ મનોરથો ફોક કરવા સંબંધી અને જ્યાં જયાં જરૂર હોય ત્યાં તેનો સામનો કરવા સંબંધી એક લાંબી યોજના ઘડી કાઢી. આ માટે પોતાને જોઈતાં દરેક સાધન તેઓએ તૈયાર રાખ્યાં. તેઓએ ખુલ્લા પડવાનો કે સતાવાર રીતે પોલિસની મદદ લેવાનો કાર્યક્રમ રાખ્યો નહીં. બહુ જ સાવચેતીથી તેઓએ તપાસ ચલાવી કે, કાળો તમંચો બહાર શા પ્રપંચો રચી રહ્યો છે. તેઓને માલુમ પડયું કે, અરુણને ઉઠાવી જવામાં આવ્યા પછી માટુંગા ખાતે મનોહર-વિલામાં રાખવામાં આવ્યો છે. આ તે જ મકાન હતું કે, જ્યાં કાલિન્દી, અનુપમાના લગ્ન પૂર્વે રહેતી હતી; અને જ્યાંનું ભાડું હજી પણ કાલિન્દીએ પોતાને નામે ભરવું ચાલુ રાખ્યું હતું-જો કે એ સ્થળનો તે હાલમાં ઉપયોગ કરતી ન હતી.

તેઓ માટુંગા ખાતે જઇ પહોંચ્યાં. મનોહર-વિલામાં એ વખતે ફકત રમજુ ડ્રાઇવર અને તેના બે સાથીદારો હતા. કાલિન્દી વગેરે એ કાળા મર્દાની પોષાક સજી લીધા અને હાથમાં તમંચા ગ્રહીને

તેઓ તે મકાનમાં પેઠાં.

અંદર ત્રણે જણ પત્તાં રમતા હતા. 'ખબરદાર! હાથ ઊંચા કરી દો.' શ્રીકાંતે સૌથી આગળ આવીને, પત્તાં રમનારાઓને પડકાર કર્યો.

'વાહ ભાઇ! અમારો શું ગુન્હો છે કે, અમારા હાથ ઊંચા કરાવો છો, સરદાર?' રમજુએ પૂછ્યું.

'કાળા તમંચાની ટોળીમાંથી શું હમોને રદ્દ કરવા માગો છો?' બીજા એકે પૂછ્યું.

'તમોએ હુકમ પાળ્યો નથી!' શ્રીકાંતે કડક સ્વરે કહ્યું.

'હુકમ બરાબર પાળ્યો છે. જુઓ, છોકરાને અમે ઉઠાવી લાવ્યા છીએ અને સ્ટોર–રૂમમાં પૂર્યો છે.' રમજુ બોલ્યો.

'તપાસ કરો. એ સાચું કહે છે કે?' શ્રીકાંતે કાલિન્દીને કહ્યું. તે તપાસ કરવા ગઇ અને થોડીવારે પાછી આવીને બોલી: 'તેઓ જુઠ્ઠા છે! એકદમ એમને બાંધીને ગીરફ્તાર કરવાની જરૂર છે.'

'દગાખોરોને એમ જ કરવું જોઇએ.' રમાકાંતે કહ્યું:

'પણ...પણ...' રમજુ બોલતો જ રહ્યો અને તેઓને ત્રણેને દોરડાંથી મુસ્કેટાટ બાંધીને તેમના મ્હોંમાં કપડાંના ડુચા ખોસવામાં આવ્યા. બાદ, એ મકાનના ત્રીજા મજલા ઉપર એક ઓરડીમાં લઇ જઇને તેઓને પૂરી દેવામાં આવ્યા.

શ્રીકાંત વગેરે ત્રણ જણે ત્રીજે માળથી પાછા ફરીને સ્ટોર–રૂમમાં ગયાં. બેશક, તેમાં અરુણ હતો. પણ રમજુ આદિને કોઇપણ બહાનું કાઢીને પકડવાના હોવાથી જ કાલિન્દીએ જુઠ્ઠી વાત કરી હતી. તે એક પલંગમાં ઊંઘી ગયેલો હતો. તેની બાજુમાં એક ટેબલપર કેટલાંક રમકડાં પડેલાં હતાં; અને બીજા ઉપર તેને ખાવા માટે ફળ, મિઠાઇ, સુકો મેવો અને એક થરમોસમાં ગરમ દૂધ હતાં. એની સંભાળ માટે તો બદમાશોએ ઠીક વ્યવસ્થા કરી હતી. એ

ઉપરથી ઈન્સ્પેક્ટરે કહ્યું: 'તેઓનો ઇરાદો અરુણને મારી નાખવાનો નથી. અહીં તેને કેદ રાખીને તેઓ, બેશક, અરવિંદકુમાર પાસેથી હજારો રૂપીયા ધાક ધમકીથી પડાવવા માગે છે!'

'ચિંતા નહીં, એના ઇરાદા આપણે ભાંગી પાડીશું.' શ્રીકાંતે જવાબ દીધો.

સ્ટોર-રૂમની બધી જ બારીઓ બંધ કરેલી હતી. આ ત્રણે જણ ચૂપચાપ બહાર નીકળ્યાં. અરુણની ઊંઘમાં તેઓએ ખલેલ પહોંચાડી નહીં. જ્યાં રમજુ વગેરે અગાઉ પત્તાં રમતા હતાં ત્યાં તેઓ પાછાં આવ્યાં અને તેઓની જગ્યાએ બેસીને, જાણે કાળા તમંચાનાં જ માણસો પોતે હોય તેમ પત્તાં રમવામાં મશગુલ થયાં.

'બદમાશની એકેએક પ્રકૃતિ આપણે ખ્યાલમાં રાખવાની છે.' ઇન્સ્પેક્ટરે પત્તાં રમતાં વાત ચલાવી; 'જ્યારે તે જોશે કે, હવે કાંઈ જ ઉપાય રહ્યો નથી ત્યારે જ તે ખૂન કરશે. અને બની શકશે ત્યા સુધી તમામ ઉપાયો અજમાવતાં ચૂકશે નહીં.'

'એના ઉપર એટલો બધો વિશ્વાસ રાખવો સહીસલામત નથી.' કાલિન્દી બોલી: 'એનામાં પક્કા બદમાશ જેટલી ધીરજ છે જ નહીં. હું-એને અસ્થિર મનના અને ઉતાવળીઆ તરીકે જ ઓળખું છું.'

મેં તો બોરીવલી ખાતે તેણે ગંગાદીન ડ્રાઈવરનું ખૂન કેવા પ્રસંગમાં કર્યું હતું તે ઉપરથી મારો અભિપ્રાય દર્શાવ્યો હતો.' ઇન્સ્પેક્ટર બોલ્યો: 'તેણે મને લાંચ આપવા કોશિષ કરી જોઇ અને જ્યારે હું અવિચળ રહ્યો ત્યારે જ તેણે રમજુને, 'કાળા તમંચા'ના સ્વાંગમાં હાજર થઈ ઉઠાવ્યો અને ગંગાદીનનું ખૂન કર્યું.'

તેઓની આ વાતચીત કદાચ આગળ ચાલી હોત પણ બહારથી કંપાઉંડમાં એક મોટર દાખલ થયાનો અવાજ સંભળાવાથી તેઓ ત્રણેએ સાવધ થઇને આ વિષયની વાતચીત બંધ કરી. તેઓ ત્રણે જણ ઊઠીને બહાર આવ્યાં. તેઓને માલુમ પડ્યું કે કાળો તમંચો

અનુપમાને ઉઠાવી લાવ્યો હતો! અનુપમા અત્યારે બેહોશ હતી. પોતાની સાથેના બે માણસોની મદદથી કાળો તમંચો અનુપમાને મોટરમાંથી ઉઠાવીને મકાનની અંદર લાવ્યો. કાલિન્દીને આ વખતે મનમાં ખૂબ જ ગુસ્સો વ્યાપી ગયો. ઈન્સ્પેકટર રમાકાંતે તેના હાથ દાબી ઝાલી તેને ધીરજ રાખવા માટે ઇશારત કરી. અનુપમાને અરુણની બાજુના એક ઓરડામાં પૂરવામાં આવી. તે ઓરડાના બારણાને બહારથી સાંકળ વાસવામાં આવી. કાળો તમંચો તે બાદ પોતાનો વેપ બદલવા મંડ્યો. એ દરમ્યાન તેણે પૂછ્યું: 'રમજી! છોકરાને સહીસલામતથી લાવી શક્યા છો ને?'

'હા.' શ્રીકાંતે ટૂંકમાં જવાબ દીધો અને જે ઓરડામાં અરુણને પૂરેલો હતો તે ઓરડાનાં બારણાં તેણે ખોલી નાંખ્યાં. ભુજંગીલાલ, ઇંગ્લીશસ્યુટમાં સજ્જ થઇ રહ્યા બાદ એ ઓરડો જોઇ આવ્યો અને બોલ્યો: 'વ્યવસ્થા ઠીક છે. એને બરાબર સંભાળો. કોઈને બિલકુલ જાણ થવી ના જોઈએ કે, તે અહીં છે. આ કામ બરાબર રીતે પાર ઉતરતાં તમો દરેકને માટે નાણાંની મોટી રકમની કોથળીઓ તૈયાર છે, એની ખાત્રી રાખજો. અનુપમાને હાલમાં શુદ્ધિમાં લાવવા હું કોશિષ નથી કરતો. મારે એક બીજી જગ્યાએ જવાનું છે. તમે તેને પણ બરાબર સંભાળજો. હું એકાદ કલાકમાં પાછો આવીશ. અથવા મારા તરફથી તમને સંદેશો મળશે. એક અગત્યની બાબતમાં મારે તમને ચેતવણી આપવાની છે. કાલિન્દી જો અહીં આવે તો તેને તમારે યુક્તિપૂર્વક કેદ કરી લેવી'

આ હુકમ સાંભળતાં કાલિન્દી ચોંકી. તેના મનમાં હવે ખાત્રી થઇ ચૂકી કે, આ માણુસ દોસ્ત તરીકે રહ્યો નથી પણ કટ્ટા શત્રુ તરીક જ રહ્યો છે! કાળા તમંચા સાથે આવેલા સાથીદારોમાંના એકે કહ્યું: 'સરદાર! કાલિન્દીબાઇએ વરલીના મકાનમાં આપને કેદ કરેલા તેના વેર તરીકે હવેથી આપણે તેને દુશ્મન જ ગણવાની છે ને?'

'બેશક' ભુજંગીલાલ બોલ્યો: 'તમને ખબર નથી કે, મારે

અને તેને ગંભીર મતભેદ પડેલો છે. એ મતભેદ એવો છે કે, કદાપિ કાળે તે દૂર થશે નહીં. મારે અને તેને સખ્ત બોલાચાલી થયેલી છે. તે હવે મારી વૈરિણી બની છે. એ તો ઠીક થયું કે, તે, પેલા ઈન્સ્પેકટર અને શ્રીકાંતને છોડાવીને મને ભોંયરામાં પૂરીને ગઇ કે; તરત જ તમે લોકો આવી પહોચ્યા. મારો તેથી તો ઝટ છૂટકારો થયો—નહીંતર જરૂર હું પણ એ ભોંયરાંમાં ગુંગળાઇ મુઓ હોત! કાલિન્દી અને એના સાથીદારો ભેગાં મળીને આપની સામે કાંઈ નવો દાવ અજમાવે, એ સંભવિત છે. હું તેથી જ આનંદ-ભુવન લૉજમાં જાઉં છું. ત્યાં સફાઈબંધ કામ લઈને હું પાછો ફરીશ. દરમ્યાન, અનુપમા વિષે એક ખાસ સૂચના સાંભળી લ્યો. એને અને એની માને મળવા દેશો નહીં. કાલિન્દીને જાણ પણ ન થવી જોઈએ કે—તેની દીકરી અહીં છે. સમજ્યા!'

'હા, હા, હવે અમને કહેવું નહીં પડે.' તેની સાથે આવેલાઓ-માંનો એક જણ બોલ્યો: 'તમારાં દુશ્મન તે હમારાં દુશ્મન!'

ભુજંગીલાલ એ બાદ ત્યાંથી ચાલ્યો ગયો. કાલિન્દી મનમાં જ હસી રહી કે 'એને કેવો મૂરખ બનાવ્યો છે!'

એ વખતે શ્રીકાંતે નવા દાવની શરૂઆત કરી. તેણે પેલા ત્રણે જણને કહ્યું: 'ચાલો, દોસ્તો, ગંજીફા રમીએ.' તેઓ બધા રમવા બેઠા. આશરે ૦। કલાક વીત્યો ને ઈન્સ્પેકટરે, શ્રીકાંત અને કાલિન્દીને ઈશારત કરી. બન્ને જણે સ્હામે ઈશારતો કરી અને તરત જ પોતાના ખિસ્સામાંથી ત્રણે જણે તમંચા કાઢીને પેલા બે ને પડકાર કર્યો: 'ખબરદાર! હાથ ઊંચા કરી તાબે થઇ જાઓ!'

'હેં?! શું દગો?!'

'દગો નહીં!' કાલિન્દી બોલી: 'પણ પાપ કર્મનો બદલો!'

'તમો લોકો કોણ છો?'

'ગુંડાઓના કાળ!' ઈન્સ્પેકટરે કહ્યું અને કાલિન્દીને તેણે

દોરડાં શોધી લાવવા મોકલી. થોડીવારમાં કાલિન્દી દોરડાં લઈ આવી ત્યાં સુધી ઇન્સ્પેક્ટર અને શ્રીકાંતે બેઉ બદમાશોને પોતાના તમંચાની નળીથી લગીરે આડા અવળા ચસકવા દીધા નહીં. બદમાશોને કાલિન્દીએ દોરડાંવતી બાંધ્યા અને ત્રણે જણ મળીને તેમનાં મ્હોંમાં કપડાંના ડૂચા ખોસ્યા. આ બેઉ કેદીઓને પણ ત્રીજે માળ લઈ જઈને પહેલા ત્રણ કેદીઓની સાથે પૂરવામાં આવ્યા.

આ પછી ઈન્સ્પેક્ટર વગેરેએ માંહોમાંહે મસલત કરી. ત્રણે જણે પોતાનાં કાળાંવસ્ત્રો કાઢી નાંખ્યાં, શ્રીકાંત એક ટેકસી બોલાવવા ગયો. કાલિન્દી પોતાનાં ચાલુ વસ્ત્રોમાં અનુપમાને મળવા દોડી ગઈ. અનુપમા આ વખતે શુદ્ધિમાં આવેલી હતી. બારણું ઉઘાડીને જ્યાં કાલિન્દી તેના ઓરડામાં દાખલ થઈ ત્યાં અનુપમા બોલી: 'મા! તું અહીં?!'

'હા. હું તને છોડાવવા આવી છું.'

'શ્રીકાંતની બદમાશી ત્યારે તારી જાણમાં આવી ગઈ; ખરુંને? ઠીક થયું કે, તું વેળાસર આવી લાગી. એ દુષ્ટ મને ક્યાં લાવ્યો છે?'

'પુત્રી! શ્રીકાંત બદમાશ નથી. બદમાશી તો એ જ નાદાન માણસે કરી છે, જેણે આપણા જીવનમાં આવીને આપણને ઊંધે રસ્તે દોર્યાં છે.' કાલિન્દીએ કહ્યું.

"બિહારી વિષે તું કહે છે, મા?"

હા. બદમાશ એ જ છે. શ્રીકાંતનું જુઠું નામ દઇને તેણે તારૂં અપહરણ કર્યું છે. તેની દાનત દુષ્ટ છે. હું જીવતાં હવે તને... અરવિંદની પત્નીને—એ દુષ્ટના પંઝામાં કદાપિ નહીં ફસાવા દઉં."

અનુપમા તેને કહેવાયલી હકીકત ઉપર મનન કરી રહી, કાલિન્દીએ પૂછ્યું: 'તને ખબર છે કે અરુણનું અપહરણ પણ તેણે જ કર્યું?'

'એમ? અરુણના અપહરણની વાત જાણીને તો હું અરવિંદની સાથે બોરીવલી જતી હતી. તેવામાં અધવચ્ચથી મને ઉઠાવવામાં આવી.'

'બદમાશનો હેતુ અરુણના હરણથી હજારો રૂપીઆ પડાવવાનો છે અને તારા અપહરણથી તને તારા પવિત્ર ધર્મથી—'

'બિહારીની એ દુષ્ટાતામાં બિહારી કદી પણ નહીં ફાવે.'

'તેથી સહીસલામતીને ખાતર તને અને અરુણને અમે એક એવા સ્થાનમાં મૂકી આવવા માગીએ છીએ કે, જ્યાં તમે સુરક્ષિત હાથોમાં રહેશો.'

'તેં કહ્યું કે–'અમે! શું તારી સાથે બીજા કોઇ છે? તેઓ કોણ કોણ છે?'

'હાલતુર્ત તારે એ વિષે કાંઈ જાણવાની જરૂર નથી, હું કહું તેમ કર, એટલે બસ.'

અનુપમાએ હા પાડી એટલે તેની સાથે કાલિન્દી નીચે આવી. ઇન્સ્પેકટરે અરુણને જગાડીને સમજુતી આપી હતી અને શાન્ત બનાવી દીધો હતો, પોતાના પોલિસ-પોષાકમાં તે અરુણ સાથે બહાર ઊભો હતો. અનુપમા અને કાલિન્દી પણ બહાર આવ્યાં.

'હું પોલિસના રક્ષણમાં છું. એટલું સારૂં છે.' અનુપમા બોલી: 'હવે બદમાશોના ભયનું કંઇ કારણ નથી.'

કોઇએ એ વિષે કશી ટીકા કરી નહીં.

ઇન્સ્પેકટર જ્યારે ટેકસી આગળ આવ્યો ત્યારે શ્રીકાંત ત્યાં ન્હોતો. કાલિન્દી, અનુપમા, અરુણ અને ઇન્સ્પેકટર ટેકસીમાં બેઠાં.

થોડાક વખતમાં તેઓ 'શ્રી નૂતન અબલા સંરક્ષક ગૃહ અને બાલ સંગોપન સંસ્થા'ના મકાન આગળ આવી પહોંચ્યાં. ઇન્સ્પેકટર તેના વ્યવસ્થાપકને મળ્યો અને કેટલીક સમજુતી આપીને તેણે

કાલિન્દી, અનુપમા અને અરુણને તે સંસ્થામાં મૂક્યાં.

અહીંથી તે ટેક્સીમાં બેઠો અને ડ્રાઈવરને તેણે પ્રથમ વરલી ખાતે ટેક્સી હાંકવા કહ્યું. ત્યાં જાહેર ટેલિફોન બોક્સ નં. ૨ માં જઈને તેણે કોઈકને કાંઈક સંદેશો કહ્યો. એ બાદ તેણે ફરીથી માટુંગાને મકાને ટેક્સી હંકાવી. ત્યાં શ્રીકાંત એક ચશ્માવાળા જુવાન હિંદુ યુવકના પોષાકમાં ઊભો હતો. બન્ને જણ મળીને ત્રીજે માળ ગયા. ત્યાંથી રમજુ ડ્રાઇવરને બંધનગ્રસ્ત હાલતમાં એક કોથળામાં નાંખીને નીચે લાવ્યા. એ કોથળો તેઓએ ટેક્સીમાં મૂક્યો.

ઈન્સ્પેક્ટર અને ચશ્માંધારી યુવક ટેક્સીમાં બેસી ગયા. તેઓએ ટેક્સી ભાયખલા ખાતે આનંદ–ભુવન લૉજ તરફ હંકાવી. એ સ્થળે જ્યારે તેઓ પહોંચ્યા અને ટેક્સીમાંથી કોથળા સહિત બહાર પડ્યા ત્યારે ઇન્સ્પેક્ટર તેના પોલિસ પોષાકમાં ન્હોતો. પણ એક હિંદુ સદ્‌ગૃહસ્થના પોષાકમાં હતો, તેણે ટેક્સીનું ભાડું ચૂકવી દઈને ટેક્સી વિદાય કરી. બાદ યુવકને કહ્યું: 'નકરાભાઇ આનંદ–ભુવન લૉજ તો આ જ ને ?'

'હા, સંધાભા! આ જ એ પ્રસિદ્ધ લૉજ.' યુવકે જવાબ દીધો.

'તો જઓને, નકરાભાઇ, અંદર જઈને તપાસ કરી આવો કે, આપણને ઉતરવા માટે કોઇ સરસ રૂમ ખાલી છે કે નહીં? અને જો ખાલી હોય તો ભાડે કરી લઇને લૉજના નોકરને આપણો સામાન ઉપાડવા બોલાવતા આવો ને?'

'બહુ ઠીક. સંધાભા. હું અંદર જઈ આવું ત્યાં સુધી તમે સામાન સાચવતા અહીં થોભો.' તે અંદર જઈને થોડીવારે લૉજના બે નોકરો સાથે બહાર આવ્યો. રૂમ નં. ૧૧ ખાલી હતી. સામાન તેમાં લઇ જવામાં આવ્યો.

૩૫

## રમજી ડ્રાયવરનું ખૂન!

વરલીના ભૂતખાનાની તપાસમાં નિષ્ફળતા મેળવીને ડેપ્યુટી પોલિસ કમિશ્નર અને તેની સાથેના પોલિસ અમલદારો આનંદ-ભુવન લૉજમાં નં. ૧૦ ની રૂમમાં આવ્યા ત્યારે તેમાં રહેતા ભુજંગીલાલની સાથે લઘાભા અને નકરાભાઈએ દોસ્તદારી બાંધી દીધી હોવાથી તેઓ વાતોના તડાકાને ફડાકા મારતા હતા. ભુજંગી-લાલ એક બિછાનામાં સૂતેલો હતો અને આ બે જણ ગાદી તકીએ બેઠેલા હતા.

'પધારો, સાહેબો' ભુજંગીલાલે ડેપ્યુટી પોલિસ કમિશ્નર વગેરેને આવકાર આપતાં અર્ધા ઊઠલા કોર્નિશ કરી.

સુઈ રહો. સુઈ રહો. તકલીફ લેવાની કાંઇ જરૂર નથી. ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું અને ત્યાં બેઠેલી ખુરશીઓમાં તે તથા તેની સાથેના અમલદારો બેઠા.

ભુજંગીલાલે તેઓ તરફ પોતાની સિગારેટની પેટી ધરતાં કહ્યું: 'કહો સાહેબ, સેવકને શી ફરમાશ છે?'

'અમારે એક નાખુશ ફરજ બજાવવા આવવું પડ્યું છે.' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: 'તમારા સંબંધમાં અમારે કાને ઘણી ફરિયાદ આવી છે. અમારે તમને અટકમાં લેવા જોઈશે.'

'વાહ! એક સદ્‌ગૃહસ્થના સંબંધમાં ફરિયાદો આવી એટલે તેને અટકમાં લેવાનો આપે ભલો નિર્ણય કર્યો! પણ આપે એ ફરિયાદો સાચી છે યા જુઠ્ઠી તે વિષે તજવીજ કરી જોઈ? મારી સામે આપે કાંઈ પુરાવા મેળવ્યા? કયા ન્યાયથી આપ મને અટકમાં લેવા માગો છો, એ કહેશો, સાહેબ?'

'તમે બોરીવલીની ગેટ પર મારી પાસે આવ્યા હતા, એ તો

તમને કબૂલ છે ને?'

'બેશક. મ્હારી સત્તરવાર કબૂલ છે. તમોએ તે વખતે ખાત્રી કરીને જ મને અહીં આવવા દીધો હતો. જે અજાણ્યો બદમાશ તમારા એક આરોપીને છોડાવીને ન્હાસી ગયો હતો તેનો જ હું જામીન થવાનો હતો. પણ મેં આશ્ચર્યસહિત જોયું કે, મારી ગેરહાજરીમાં એ અજાણ્યાએ તો ભારે ત્રાસ વર્ત્તાવ્યો હતો! તેણે એક બીજા ડ્રાઈવરનું ખૂન કર્યું હતું. આપ જ કબૂલ કરશો કે, એ અજાણ્યો હું તો ન્હોતો—'

'હા, એ ખરૂં; પરંતુ મેં કાંઇ તમારા પુરાવા તે વખતે ન્હોતા લીધા કે, તમે અજાણ્યા બદમાશનાં કુકૃત્યવેળા કોઇ સારા સદ્‌ગૃહસ્થને ત્યાં રૂપિયા લેવા ગયા હતા કે, પછી...'

'હું આ લૉજમાં જ રૂપીઆ લેવા આવ્યો હતો. મારી ખોલીમાં-જ મેં એક એવી જગ્યાએ તે છૂપાવેલ કે, કોઇને યે ખબર પડે નહીં. એ રૂપીઆ લઇને હું તરત જ ત્યાં પાછો ફર્યો હતો. ત્યારે તો ત્યાં બધો ત્રાસ વર્ત્તી ચૂકેલો હતો!'

'વારૂ; પણ મેં તમને એ પોલિસ-ચોકીએથી જવા દીધા તે પછી લગભગ એક કલાક સુધી તમે આ લૉજમાં પાછા આવ્યા ન્હોતા. કમનસિબે એ વખત દરમ્યાન જ બે એવા ગુન્હા બોરીવલી-માં બન્યા કે જે તમારી વિરૂદ્ધ શક પેદા કરે. એક બાળકનું અપહરણ થયું અને એક બાઈને ઊપાડી જવામાં આવી. મિસ્ટર! એ સંબંધમાં તમે શું કહેવા માગો છો, બોલો?'

'આશ્ચર્ય!' ભુજંગીલાલ બોલ્યોઃ 'તમારા મુંબઇ શહેરમાં કોઇપણ ગુન્હા બને તે માટે શું હું જવાબદાર ઠરી શકું છું? અહીં આવતાં મને મોડું થયું એ હું કબૂલ કરૂં છું. મારે એક-બે સ્થળોએ મારા વેપારધંધાને અંગે જવું પડયું હતું. પણ તેથી કાંઇ હું, તમે કહ્યા તે ગુન્હાઓ માટે જોખમદાર ગણાઇ શકું નહીં.'

ડેપ્યુટી પોલિસ-કમિશ્નરે થોડોક વખત ચુપકીદી ધારણ કરીને કહ્યું: 'તમે કયાં સ્થળોએ ગયા હતા તેનો પુરાવો આપી શકશો?'

અત્રે લધાભા જેઓ ત્યાં બેઠેલા હતા તેમણે કહ્યું; 'સાહેબ, એઓ ભાઈ અમારી સાથે હતા. અમે મીલસ્ટોરના વેપારીઓ છીએ. અમારે અને મિ. ભુજંગીલાલને એ વખતે એક મીલમાં સાથે જ જવાનું બન્યું હતું. આપને હમે પુરાવો આપી શકીશું કે—એક ગ્રાહકને વાસ્તે અમો ત્રણેએ એક મશીનની ખરીદી કરી છે.'

ડેપ્યુટી પોલિસ કમિશ્નર ઘડીકભર લધાભા સામે ટીકી ટીકીને જોઇ રહ્યો. બાદ બોલ્યો: 'તમો મીલસ્ટોર્સના વેપારીઓ છો? તમારી દુકાન કયાં આવી?'

'અમો અહીં રહેતા નથી. અમો તો પૂનામાં રહીએ છીએ. આજ સહવારે અમો અહીં આવ્યા અને અમારા મિત્ર મિ. ભુજંગીલાલને સાથે લઇને બહાર ગયેલા. મતલબ, આપ જે ગુન્હાઓ સંબંધી વાત કરો છો તે જ્યારે બોરીવલી ખાતે બન્યા ત્યારે તો અમો દાદરને પરેલ એવી એવી જગ્યાએ હતા; જેથી મિ. ભુજંગીલાલનો તે ગુન્હાઓમાં હાથ હોવાનો અમો ઇન્કાર કરીએ છીએ.'

'તમોએ મશીન ખરીદ્યું છે, એમ હમણાં જ કહ્યું. શું તમારી પાસે તે હાલમાં છે? છે, તો ક્યાં છે? અને તમોએ તેની ખરીદી કઈ મીલમાંથી કરી છે તેના પુરાવા રજુ કરો.'

'જરૂર, સાહેબ!' લધાભાઈએ કહ્યું: 'અમો વેપારીઓને આવી બાબતોમાં વાંધો પણ શો હોઇ શકે? આવો, આપ સાહેબ અમારી રૂમ નં. ૧૧ માં; ત્યાં અમોએ જે માલ ખરીદેલો છે, તેનો પેકબંધ કાથળો મૂકેલો છે.'

'ચાલો' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે ખુરશીમાંથી ઊઠતાં ઊઠતાં કહ્યું: 'જો એ પુરાવો સાચો હશે તો પછી આ

ગૃહસ્થ સામેની મને મળેલી ફરિયાદો તકલાદી હોવાનું માનવા હું તૈયાર થઇ શકીશ.'

લધાભાઇએ પોતાની સાથેના યુવકને કહ્યું : 'નકરાભાઈ ? તમે અહીં બેસો. હું સાહેબને માલ બતાવીને આ આવ્યો.'

અમલદારોને પણ તે જ રૂમમાં બેસવા કહીને ડેપ્યુટી પોલિસ કમિશ્નર નં. ૧૧ ની રૂમમાં ગયો; અને ત્યાં જતાવેંત કોથળામાંની વસ્તુ જોઇને તેણે ભારે અજાયબી બતાવી ?

એ કોથળામાં બંદીવાન રમજૂ ડ્રાઈવર હતો !

'આ શું ? મને સમજ પડતી નથી કે, તમે—'તેણે લધાભાને કહ્યું. ત્યાં તો પોતાનો વેપાંતર કાઢી નાંખીને ઇન્સ્પેકટર રમાકાન્ત ખુલ્લો થયો. તેણે આશ્ચર્યચકિત બનેલા પોતાના ઉપરી અમલદારને પોતાની અત્યાર સુધીની રોમાંચક કામગીરીની અને તેમાંથી જાણેલી નવી હકીકતોની વિગત ટૂંકમા કહી અને ઉમેર્યું; 'આ તે જ ડ્રાઈવર છે કે, જે ખોટા નંબરની ટેક્સી વાપરતો હતો ! આ ડ્રાઇવર બદમાશ ભુજંગીલાલનો મળતીઓ છે અને ભુજંગીલાલ જ **કાળો તમંચો** છે !'

ડેપ્યુટી પોલિસ કમિશ્નર ખૂબ તાજૂબ થયો. ઇન્સ્પેકટર રમાકાંતની કામગીરીથી તે મનમાં ઘણો જ ખુશ થયો. તેણે કહ્યું : તકરારી બાળ-હરણ અને સ્ત્રી-હરણ માટે તો, ત્યારે, આ ભુજંગી-લાલ જ જવાબદાર ઠરે છે ! બેશક તેના મળતીઆઓની મદદ તેણે એ બેઉ કામોમાં લીધેલી હોવી જોઈએ.'

'જરૂર' ઇન્સ્પેકટર રમાકાન્તે કહ્યું : 'એ બાળક અને એ યુવતીને મેં સુરક્ષિત સ્થળે મૂક્યાં છે, તેઓને ત્યાં મૂકીને વરલી ખાતે જઈને જાહેર ટેલીફોન-બોકસમાંથી મેં જ આપને ટેલીફોનનો સંદેશો નનામી રીતે કરેલો !'

'બસ. ત્યારે તો આ ભુજંગીલાલની આપણે હવે ધરપકડ જ કરવી બાકી રહી છે.' ડેપ્યુટી પોલિસ-કમિશ્નરે કહ્યું: 'ચાલો, સાવધાનીથી

આપણે એને પકડી લઇએ.'

તેઓ બન્ને જણ મજકુર રૂમમાંથી બહાર નીકળીને રૂમ નં. ૧૦ આગળ આવ્યા. પણ તે રૂમનું બારણું બંધ હતું. એને ખખડાવતાં તે અંદરથી બંધ કરવામાં આવેલું જણાયું ! !

'વાહ્ ! આમ કેમ ? અંદરથી આ રૂમ શા વાસ્તે બંધ કરવામાં આવેલી છે ? આપણા માણસો અને—'

'આપ અહીં જ થોભો, સાહેબ' રમાકાંતે કહ્યું: રૂમ નં. ૧૧ માંથી બારી મારફત હું આ નં. ૧૦ ની રૂમમાં જાઉં છું. રખેને બદમાશ ભુજંગીલાલે ચેતી જઇને કાંઈ અવનવું કાવતરૂં કર્યું હોય !'

પણ રૂમ નં. ૧૧ નાં બારણાં યે અંદરથી બંધ જણાયાં ! ખૂબ ખખડાવવા છતાં પણ તે ઉઘડ્યાં નહીં ! હવે શું થાય ? રમાકાંત યુક્તિનો ભંડાર હતો. તેણે રૂમ નં. ૯ નો ઉપયોગ કરવા ઠરાવ્યું. ઝડપથી તે રૂમ તરફ તે દોડી ગયો. એનાં બારણાં હડસેલતાં તે ઉઘાડી ગયાં. તેની પાછલી બારીમાંથી તે રૂમ નં. ૧૦ તરફ જવા લાગ્યો. તેણે જોયું કે—એની બારીમાંથી ધુમાડાના ગોટે ગોટા નીકળતા હતા ! તુર્ત જ તેણે એક હાથ રૂમાલ પોતાના નાકે અને મ્હોંયે બાંધી દીધો અને એ બાદ હિમ્મતભેર તે રૂમ નં. ૧૦ માં પાછલી બારી મારફત દાખલ થયો. ઝડપથી તેણે બારણા પાસે પહોંચીને તેની સાંકળ ખોલી નાંખી. તે બારણાં જ્યારે તેણે ઉઘાડ્યાં ત્યારે તે રૂમમાં ભરાઈ ગયેલો ધુમાડો પુષ્કળ ગોટામાં બહાર નીકળ્યો. 'ખોં ખોં' કરતો ડેપ્યુટી કમિશ્નર, પોતાના નાકમાં તે ધુમાડો જતાં અર્ધ બેહોશ થઇને જમીનપર પડી ગયો. આશરે ૧૫ મિનિટ વીતી ત્યાં સુધી રમાકાન્ત શાંતિથી બહાર ઊભો રહ્યો. એ દરમ્યાન બધો જ ધુમાડો બેઉ બાજુએ થઇને વેરવિખેર થઈ ગયો અને રૂમ નં. ૧૦ માંની વસ્તુઓ સાફ સાફ દેખાઈ.

ડેપ્યુટી પોલિસ કમિશ્નર આ વખતે સ્હેજ શુદ્ધિમાં આવ્યો.

ઇન્સ્પેકટર રમાકાંતે સ્વચ્છ વાતાવરણમાં શું જોયું? તેણે જોયું કે-એ અમલદારો તેમજ નકરાભાઈ ઉર્ફે શ્રીકાંત ઝેરી હવાથી બેશુદ્ધ થઇને તે રૂમમાં પડેલા હતા! અને ભુજંગીલાલ તેમાં ન્હોતો! તમામ જણને શુદ્ધિમાં લાવવામાં આવ્યા. ડેપ્યુટી પોલિસ કમિશ્નરે વસ્તુ સ્થિતિનો ખ્યાલ કરી લઇને કહ્યું: 'બદમાશ ભુજંગીલાલ જ કાળો તમંચો છે, એવી મને તો ખાત્રી થઇ ગઇ! એનો સાથીદાર ડ્રાઇવર આપણા સકંજામાં છે ને? ચાલો, એને આપણે પૂછપરછ કરીએ.'

ઇન્સ્પેકટર રમાકાંતે નં. ૧૦ ની પાછલી બારીમાંથી નં. ૧૧ ની બારીમાં જઇને તેનાં બારણાં ખોલી નાંખ્યાં. સૌએ અંદર જતાં વિશેષ તાજુબી ભરેલી ઘટના ઘડાયલી જોઇ! બંધાયલા રમજુની છાતીમાં ખંજર ખોસીને તેનું ખૂન કરવામાં આવેલું હતું! અને ખંજરના હાથા ઉપર કાગળ બાંધેલો હતો જેમાં લખેલું હતું:

'શ્રીકાંત ઉર્ફે કાળા તમંચાની ભેટ!'

ઇન્સ્પેકટર રમાકાંતે પગ પછાડીને કહ્યું: 'આપણને ભુજંગીલાલ મૂર્ખ બનાવી જવા માગે, એ ન ચાલે! શ્રીકાંતનું નામ તે ખોટું જ લખી ગયો છે અને તક સાધીને તે પસાર થઈ ગયો છે!'

'પણ એ શ્રીકાંત ક્યાં છે!'

'મારી સાથેનો નકરાભાઈ એ જ શ્રીકાંત!'

'એમ?' એક અમલદારે કહ્યું: 'અમો એમની સાથે વાતો માં હતા તે દરમ્યાન કોણ જાણે ક્યારે બદમાશે રૂમમાં બેશુદ્ધિની હવા ફેલાવી કે, અમોને ખબર ન રહી અને મસ્તકમાં ઝંઝણાટ અનુભવીને અમો બેહોશ થઈ ગયા!'

શ્રીકાંત બોલ્યો: 'એણે પ્રથમ શું કર્યું તે હું જાણું છું. એણે ઓચિંતો જ મારા પગ આગળ એક ગોળો પછાડ્યો. હું જરાક આઘો ખસ્યો પણ ગોળામાંની દવાઓનું મિશ્રણ જલદ હોવું જોઈએ;

જેથી મસ્તકમાં ઝંઝણાટી અનુભવીને હું આંખે તમ્મર અનુભવતો બેહોશ થઈ ગયો. પછી શું થયું તેની મને ખબર નથી.'

'તે તમોને બેહોશ કરીને બારણાં બંધ કરીને બારી મારફત અહીં આવ્યો હશે અને રમજુને અહીં જોઈને તેણે પોતાની હકીકત તે પોલિસ ખાતાને કહી દે નહીં તે ખાતર તેનું ખૂન કરી નાંખીને તે પુનઃ બારી વાટે પસાર થઈ ગયો હશે!' ઇન્સ્પેકટર રમાકતિ કહ્યું અને ઉમેર્યું: 'પણ એ જવાનો હતો ક્યાં? માટુંગાના મકાને જ ગયો હોવો જોઇએ!'

'માટુંગાનું મકાન?' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે પૂછ્યું.

'એ મકાને જ બાળક અને બાઈને કેદ કરેલાં હતાં.' રમાકાંતે કહ્યું: 'અમે ત્યાંથી જ તેમનો છૂટકારો કર્યો હતો. રમજુને પણ અમે ત્યાંથી જ લાવેલા હતા. હવે તે ત્યાં જશે ત્યારે બાળક અને બાઈને નહીં જોતાં જરૂર રાતોપીળો થઈ જશે!'

ડેપ્યુટી પોલિસ કમિશ્નરે થોડોક વખત વિચાર કરીને કહ્યું: 'એની પાછળ ખુલ્લા પોલિસ-પોષાકમાં દોડધામ કરવાની લગીરે જરૂર નથી. ઇન્સ્પેકટર રમાકાંત! તમે વેષાંતરથી જ જ્યારે અવારનવાર તેના યત્નો નિષ્ફળ બનાવવામાં સફળ નીવડ્યા છો, ત્યારે તમો જ આ કેસ ઉપર તમારૂં સઘળું ધ્યાન રોકીને તેને વેષાંતરથી જ મ્હાત કરો. જોઇએ તો હું તમોને બીજા મદદનીશની સહાય આપું.'

'મને કોઈની મદદની જરૂર નથી, સાહેબ. મારી સાથે આ મિ. શ્રીકાંત છે, તે બસ છે. તેઓ જબરા હિમ્મતવાન યુવક છે. એમનામાં બુદ્ધિ અને તર્કશક્તિનો સુંદર મેળ છે.'

'મિ. શ્રીકાંત!' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: જ્યાં સુધી અમો બરાબર પુરવાર કરી શકયા નથી કે, કાળો તમંચો ચોકકસ કાસુ છે, ત્યાં સુધી તમારા ઉપર ભુજંગીલાલે મૂકેલાં તહોમતોમાંથી

મુક્ત થવાની તમારી જવાબદારી ઓછી નથી, એ ખ્યાલમાં રાખજો. ભુજંગીલાલને તમે કાળો તમંચો પુરવાર કરી આપશો તો તે તમારા લાભમાં જ ગણાશે.'

શ્રીકાંતે તેને નમન કરીને કહ્યું : 'હું મારી જવાબદારી સમજું છું. વસ્તુતઃ ભુજંગીલાલ કેમ મારી પાછળ પડયો છે તેનાં ઘણાં કારણ છે. હું તેનાં કેટલાંક પોગળ જાણું છું. તેથી તેના બદલામાં તે મને જેલમાં પુરાવવા માગે છે. મારા મિત્ર અરવિંદ કુમારના મનમાં મારા માટે ખરાબ છાપ પાડવાનો દુષ્ટ હેતુ પણ મને કાળા તમંચા તરીકે ઓળખાવવામાં તેના દિલમાં રહેલો છે.'

'જો એમ જ હોય તો તેમાં તે સફળ નીવડયો છે.' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: 'મિ. અરવિંદ કુમાર તમને જ કાળા તમંચા તરીકે કેમ કહેતા હતા, તે હવે મને સમજાયું. તેઓ લાગણીવશ ગર્ભશ્રીમંત જુવાન છે. તેમના મનમાં અમુક શંકાઓ ભરાઇ પેસતાં તેઓ વિચાર કરવા નહીં થોભતાં પોતાના મનમાં જેમ તરંગ આવે છે તેમ કાર્ય કરી નાંખે છે.'

'આપે એમના સ્વભાવની પરીક્ષા બરાબર રીતે જ કરી છે, સાહેબ.' શ્રીકાંતે કહ્યું.

'વારુ; તમો બેલાશક મિ. રમાકાંતની મદદમાં રહો. અને અમો ડ્રાઈવરની લાશને પંચક્યાસ બાદ અહીંથી ઉઠાવી જઈશું.'

'ઠીક, સાહેબ, જરૂર પડયે અમો આપને ટેલિફોનથી મુખ્ય પોલિસ ઓફિસે ખબર આપીશું.' રમાકાંત આમ કહીને શ્રીકાંત સાથે ત્યાંથી વિદાય થયો.

## ૩૬

## હીકમતથી નાઠો !

ભુજંગીલાલ આનંદ-ભવન લૉજમાંથી છટકીને મારુંગાને મકાને ગયો; તો અરુણને અને અનુપમાને જ્યાં પૂરેલાં ત્યાં તેઓને નહીં જોઇને તે અજબ થયો. મકાનના દરેક ભાગમાં તે ફરી વળ્યો. ત્રીજે માળ જતાં તેણે પોતાના માણસોને દોરડાંથી બંધાયલી હાલતમાં દીઠા. ગુસ્સે થતાં તેણે તેઓને છોડયા અને તેમની આ હાલત કેવી રીતે થઇ, તેની હકીકત, તેઓના મુખથી સાંભળી. પગ પછાડીને તે બોલ્યો: 'નક્કી, આ માટે કાલિન્દી અને શ્રીકાંત જવાબદાર છે! એ લોકોએ મારી કોશિષો ફોક કરી છે! હું તેઓનું ભયંકર વેર લઇશ! પણ તેઓ કોણ જાણે કયાં ગુમ થયાં છે! તેઓને હવે શોધવા કયાં?......'અચાનક, તેને વિચાર સ્ફુર્યો: 'મારી શંકા ખરી પડી......'

'સરદાર' એક સાથીદાર બોલ્યો: 'રમજાનને તે લોકોજ ઉઠાવી ગયા છે. રમજાુ કદાચ તેઓની સાથે ભળી જઈને આપની વિરુદ્ધ કાવતરામાં સામેલ થયો હશે!'

'ઉફ્! રમજાુ તો સદાને માટે આ દુનિયામાંથી દૂર થયો! તે બે જણ એટલે કે ઇન્સ્પેકટર અને શ્રીકાંત જ આનંદ ભુવનમાં વેપધારી વેપારીઓ બનીને આવેલા અને રમજાુને કોથળામાં લાવેલા! અને પકડાવવાનો તેઓને બેત હતો; પણ મેં ચેતી જઇને રમજાુનો પ્રાણ લીધો. પરિણામે, તેઓ સૌ ચક્કરમાં રહી ગયા અને સેવક પુનઃ છૂટો થઇ શકયો! રમજાુ દગો દે, એવો જ આસામી હતો. મને એનું ખૂન કરવા બદલ લગીરે પસ્તાવો થતો નથી.'

ભુજંગીલાલ આ મુજબ કહેતો કહેતો અહીં તહીં ફરતો હતો. ફરતાં ફરતાં તે એકદમ થંભી ગયો અને બોલ્યો: 'હં...એક વાત યાદ આવી. ત્રિકાળદર્શી ગોગો! અરુણ, અનુપમા અને કાલિન્દી

ક્યાં છે તેની ખબર પેલા ત્રિકાળદર્શી ગોળા મારફત જ જાણી શકાશે. એ ગોળો હાથ કરવો જોઈએ !,

તેના બાકી રહેલા સાથીદારો ત્રિકાળદર્શી ગોળાની હકીકતથી વાકેફ ન્હોતા. તેઓએ તે સંબંધ તેને સવાલો કર્યા; પણ તેઓને કંઈ માહિતી નહીં આપતાં તે બોલ્યો: 'હવે આ સ્થાન આપણા માટે સલામત નથી. આપણે હવે પૂના ખાતે બુધવાર પેઠના મકાનનો આશરો લેવો જોઇશે, પણ ત્યાં જતાં અગાઉ આપણે બે કામ કરવાનાં છે: (૧) આજ રાતે રૂા. ૩૦ હઝાર મેળવવા માટે અરવિંદને જે ધમકી આપેલી છે તે લીધા વિના જવું નથી (૨) અને ત્રિકાળદર્શી ગોળો કે જે લવંગિકા પાસે બોરીવલીમાં અરુણ–કુંજમાં છે તે મેળવ્યા વિના જંપવું નથી. પૂના જતાં અગાઉ આપણે અરુણ, અનુપમા અને કાલિન્દી ક્યાં છુપાયાં છે, તે બદલ પણ તજવીજ કરવી જોઇશે. કાલિન્દી વૈરિણી રૂપે કામ કરે ત્યારે ભયંકર છે. માટે તેને કોઇપણ જોખમે અને હિસાબે ચૂપ કરવી જોઈશે. એટલે અહીંનાં કામો આપણે કેવી સફાઇથી અને કેવી યુક્તિથી કરવાનાં છે, તેમજ તે દરમ્યાન તમોએ અહીં નહીં રહેતાં ક્યાં ક્યાં છૂપી રીતે વેરવિખેર હાલતમાં રહેવું તે વિષે હું તમોને સમજ પાડું. મારી નજદીક આવો.'

તેઓ તમામ જણ તેની આસપાસ વીંટળાઇ વળાયા. તેણે તેઓને ધીમે સાદે પોતાની યોજના વિષે સમજુતી આપી અને તેઓએ દરેકે કેવી રીતે વર્તવું તે સંબંધી પણ સૂચનાઓ આપી. બાદ ઊભો થતાં તે બોલ્યો: બસ, હવે આપણે બધા અહીંથી વિખરાઇ જઈએ. ધ્યાનમાં રાખો કે, દરેક જણે સાવધાનીથી વેષ પલટો કરવાનો છે; પોલિસના કોઇપણ માણસનો શક ઉશ્કેરવાનો નથી. અને યાદ રાખજો કે, કોઇને હું ફસાઈ પડેલો જોઇશ તો તુર્ત જ હું તેનો જાન લઇશ. પોલિસને હસ્તક જે જઈ ચઢે તેણે મરતાં સુધી પણ પોતાના હોઠમાંથી મારી યોજનાઓ વિષે એક હરફ બહાર પાડવાનો નથી.

બસ. જાઓ, ફત્તેહ કરો."

પંદર મિનિટના અરસામાં તો એ સ્થળેથી દરેક જણ જુદા જુદા વેષાંતરમાં છૂટો છૂટો જતો રહ્યો. જ્યારે એ મકાનમાં કોઈ જ રહ્યું નહીં ત્યારે બે ભિખારીઓ તે મકાન આગળ ગાતા ગાતા આવ્યા. તેઓએ મકાનમાં પ્રવેશ કર્યો. તેઓ ચોગરદમ તપાસ કરી વળ્યા પણ કોઈ જ આસામીને તેઓએ ત્યાં ન દીઠો!

"આપણે મોડા પડ્યા, શ્રીકાંત!" એક ભિખારી બોલ્યો.

"પંખીઓ ઊડી ગયાં છે, રમાકાંતભાઈ!" બીજાએ જવાબ દીધો. "તેઓને આપણા જેવા પારધીઓનો ડર લાગ્યો જણાય છે!"

"હવે તેઓ ક્યાં જશે?"

"જે જે સ્થાનો પર આપણે 'ચોખા મૂક્યા છે' તે તે સ્થાનો તરફ અને તેમાંયે ખાસ કરીને અરુણકુંજ તરફ દૃષ્ટિ રાખવી ઠીક થઈ પડશે!"

"તમારૂં કહેવું વ્યાજબી છે. ચાલો, અહીં નકામો વખત વીતાડવામાં માલ નથી."

બન્ને ભિખારીઓ તે સ્થળેથી ચાલ્યા ગયા.

* * *

રાત્રિના દશ વાગ્યાનો અમલ થયો હતો. બોરીવલીમાં ચોગરદમ શાન્તિ વ્યાપી રહેલી હતી. રાત અંધારી હતી. ત્યાંના તમામ બંગલાઓમાં જાણે કોઇ વસતું નથી એવી ચૂપકીદી ફેલાઇ રહેલી હતી. એ વખતે રસ્તાઓમાં ભાગ્યે જ કોઇ રાહદારી ફરતો જણાતો હતો. ફક્ત રેલ્વે સ્ટેશન આગળ થોડીક વસ્તી જાગતી જણાતી હતી; કારણ કે, ૧૧ વાગ્યા સુધી લોકલો દોડતી હતી.

અરુણકુંજમાં જ્યારે તમામ જણ ઊંઘી ગયાં ત્યારે લવંગિકા પથારીમાંથી ઊઠી, એને ઊંઘ આવતી ન હોવાથી એ પાસાં બદલ્યા

કરતી હતી. એનું ચિત્ત ચગડોળે ચઢ્યું હતું. શ્રીકાંત કે જે તેને શરૂઆતમાં ઘણો ઉપયોગી થઈ પડ્યો હતો. તે હમણાં હમણાં બહુ વખત સુધી દેખાતો ન્હોતો. એના ઉપર આરોપ આવેલો હતો કે એ કાળોતમંચો છે. લવંગિકાનું દિલ એ વાત માનતું ન હતું. એને ખુદ શ્રીકાંતને મોઢેથી કેટલાક ખુલાસા મેળવવા હતા. પોલિસ ખાતા તરફથી પણ કશી નવી ખબર સાંપડી ન હતી. ખરી વાત શી રીતે જાણી શકાય કે, કાળો તમંચો વસ્તુતઃ કોણ છે ? ભુજંગી કે શ્રીકાંત ? લવંગિકાને આજ સાયંકાળથી વિચાર સ્ફુર્યો હતો કે–પેલી સંન્યાસિનીએ આપેલા ત્રિકાળદર્શી ગોળાની અજમાયશ કરી જોવી.

પણ તે રાહ જોઇ રહી હતી કે-ક્યારે ઘરનાં બધાં સૂઈ જાય ? તે રંજનીની હાજરીમાં પણ ગોળો જોવા ઇચ્છતી ન્હોતી. એકાંતમાં જ્યારે બીજું કોઇપણ તેની પાસે ન હોય ત્યારે તેમાં જોવાનો તેનો ઇરાદો હતો.

આખરે દશના ટકોરા પડ્યા અને તે ઉઠીને પથારીમાંથી બહાર પડી. રંજનીને ડૉકટર દર રાતે ખાસ ઊંઘની દવા આપતો હતો. આથી અત્યારે તો તે નિરાંતે ઊંઘતી હતી. લવંગિકા શયનખંડમાંથી નીકળીને તેની બાજુના ખંડમાં ગઇ કે જ્યાં એક કબાટમાં ગોળો રાખવામાં આવેલો હતો. વીજળીની બત્તીની ચાંપ દાબીને તેણે તે ખંડમાં પ્રકાશ કર્યો; કબાટનું તાળું ખોલ્યું અને ગોળાની પેટી બહાર કાઢી જમીન પર મૂકીને તેણે પેટી ઉઘાડી અને કાચમાં જોવા માટે જ્યાં તે એક ધ્યાન થતી હતી ત્યાં એકાએક તેની પાછળ એક ધબાકો સંભળાયાથી તે ચોંકી. તેણે મ્હોં પાછું વાળીને નજર કરી. તે ચીસ પાડવા તત્પર થતી હતી પણ તેનાથી તેમ થઇ શક્યું નહીં.

પાછલી બારીમાંથી એક કાળો આકાર ખંડની અંદર કુદી પડ્યો હતો અને બરાબર લવંગિકાની પાછળ જ આવીને ઊભો રહેલો હતો ! એનો ચ્હેરો દેખાતો ન્હોતો ! એના મ્હોં ઉપરના કાળા કપડામાંથી

ફક્ત બે બાકોરાં મારફત તેની આંખો તગતગતી હતી. તેના હાથમાં તેણે એક તમંચો રાખેલો હતો! આ ભયંકર મૂર્તિ જોઈને લવંગિકા ગભરાઇ ગઈ. તે થર થર ધ્રૂજવા લાગી. તેનાથી એક પણ શબ્દ બોલી શકાયો નહીં.

નાક પર આંગળી મૂકીને કાળો આકાર બોલ્યો. "ચૂપ! સન્નારી! જો જીવવું હોય તો એક શબ્દ પણ હોઠ બહાર કાઢશો નહીં! અને એકદમ ઊભા થઈ, હાથ ઊંચા કરી, અહીંથી હું કહું ત્યાં ચાલો."

"પણ......"

"ચૂપ! એક પણ શબ્દ ન બોલશો" એમ કહેતાં કાળા આકારે એના ગળાની છેક અડોઅડ પોતાના તમંચાની નળી ધરી. લાચારીથી લવંગિકાને ઊભા થવું પડ્યું. થથરતી કંપતી હાથ ઊંચા કરીને ને ઊભી રહી. બદમાશ કાળા આકારે તુર્ત જ એના મ્હોં ઉપર કલોરોફોર્મની એક પીચકારી છાંટી. લવંગિકાનું મસ્તક ભમી ગયું. આંખે તમ્મર આવી ગયાં. તે જરાક લથડી, જેવી તે જમીન ઉપર પડતી હતી કે તરત જ સ્ફૂર્તિથી કાળા આકારે તેની બરાબર લગોલગ જઇને તેને સંભાળપૂર્વક પોતાના બેઉ હાથમાં ઝીલી અને જમીન પર પછડાવા દીધી નહીં. બાદ જે કબાટ ખુલ્લું હતું તે બંધ કરીને તેણે લવંગિકાને જમીન પર ત્યાંજ સુવાડી દીધી અને ઝોળાની પેટી બંધ કરીને તે મનોગત બોલ્યો:–આ ગોળો જ જોવાની તે તૈયારી કરતી હતી! ઠીક થયું કે, મેં એને પ્હેલી ઘેરી લીધી; નહીંતર હું અહીં આવ્યો છું, એ તે જાણી ગઇ હોત અને શોરબકોર મચાવીને તેણે મારા બેત ઊંધા પાડી નાંખ્યા હોત!"

બદમાશે પેટી હાથમાં લીધી અને એ ખંડની વીજળીની બત્તીની સ્વિચ બંધ કરી દઇને તેણે અંધારૂં કર્યું. બાદ બારી વાટે તે બહાર નીકળી ગયો.

વધુ પાંચ મિનિટ વીતી અને અરવિંદ જે ખંડમાં સુતો હતો તેની વીજળીની બત્તી સળગી. કાળો આકાર બારી મારફત તે ખંડની

અંદર આવેલો હતો. અરવિંદના બિછાના નજદીક તે ગયો. તેણે તપાસ આદરી કે, તે જાગે છે કે કેમ ? અરવિંદના નાકનાં નસ્કોરાં બોલતાં હતાં.

"આ મિસ્ટર તો નિરાંતે સુખી સ્વપ્નાં જોતા ઊંઘે છે !" કાળો આકાર સ્વગત બોલ્યો. તેણે તે ખંડમાં ચોતરફ નજર ફેંકી. તેમાં તિજોરી ન્હોતી. તેણે ઊંઘતા અરવિંદને કલોરો ફોર્મથી બેહોશ બનાવ્યો અને પછી તેનાં ખિસ્સાં તપાસ્યાં. આશ્ચર્ય ! એક ખિસ્સામાં એક મોટા કાગળના પાકીટમાં પુષ્કળ નોટોના થોકડા મોજુદ હતા ! ઝડપથી તેણે તે પાકીટ ખુલ્લું કર્યું અને તપાસ કરી કે, નોટો કેટલી છે ! એક એક હઝારની ૨૦ અને બાકીની ન્હાની મોટી રકમની નોટો મળીને ૧૦ હઝારની એમ એકંદર ત્રીસ હઝારની નોટો તેણે ગણી !

'અહા ! હું તો આજ કોઈ શુભ શુકન જોઇને જ અહીં આવ્યો છું ને શું ! સ્હેલાઈથી મને ગોળો મળી ગયો ! સ્હેલાઇથી મને નોટો પણ મળી ગઈ !' કાળો આકાર ગણગણ્યો: 'આવાજ બધા ઘરાકો હોય તો કેવું સારૂં ! અને વળી સંજોગો પણ કેવા ? મ્હેં ખુલ્લી ચેતવણી આપી છે તેમ છતાં ન મળે અહીં કોઈ પોલિસમેન કે ન મળે મને કોઇ રોકનાર–ટોકનાર ! વાહ વાહ ! હવે શો ભય છે ?'

તેણે તે ખંડની વીજળીની બત્તી ગુલ કરી દીધી અને બારી વાટે પોતે બહાર નીકળ્યો. એના હાથમાં ત્રિકાળદર્શી ગોળાની પેટી હતી ! એના ખિસ્સામાં રૂા. ત્રીસ હઝારની નોટોનું પાકીટ હતું !

તે અહીં એક ટેક્સીમાં આવ્યો હતો, કંપાઉંડમાં થઇને તે આમ તેમ નજર નાખતો, ધીમાં પણ સ્ફુર્ત્તિ ભરેલાં પગલાંથી દરવાજા બહાર નીકળ્યો અને ટેક્સીમાં બેઠો. જ્યાં તે ટેક્સી ચાલુ કરે છે ત્યાં બે ભિખારીઓ તેની ટેક્સી ઉપર ચઢી ગયા. તેઓએ પોતાના હાથમાંના તમંચા તેને દેખાડીને પકડાર કર્યો: 'ભુજંગીલાલ ! ખેલ ખલાસ—'

'હાથ ઊંચા કરી એકદમ તાબે થઈ જા, બદમાશ!'

બદમાશે ઝડપથી ચાલાકી વાપરી. એક જણના પેટમાં તેણે પોતાનું માથું મારીને તેને હડસેલો માર્યો અને બીજાને તેણે પોતાના બેઉ હાથથી ધક્કો માર્યો, બન્ને જણે ટેક્સીની પગથાર પરથી સમતોલપણું ગુમાવ્યું અને જમીન પર પડી ગયા. ત્યાં તો ઝડપથી ટેક્સી ચલાવતાં બદમાશ બોલ્યો: 'છટ્! છટ્! તમારાં જેવાં તો કંઈક મગતરાંને મેં પીંખી વીંખી નાંખ્યાં છે!'

પણ એની ગણત્રી ખોટી ઠરી! આ મગતરાં પીંખાઈ વીંખાઈ જાય, એવાં ન્હોતાં અને એમની સાથે તો એવાં જ બીજાં મગતરાંનાં ઝુંડ હતાં! બદમાશની ટેક્સી ચાલુ થઈ કે, તરત જ બંગલાની બાજુએથી એક મોટર ધસી આવી અને બદમાશની ટેક્સીને જવાનો માર્ગ રોકીને રસ્તામાં જ તે થોભી ગઇ.

## ૩૭

## બે બળનો સ્હામનો

**કા**ળા આકારની સ્હામે જે મોટર આવીને ઊભી રહી તેની વીજળીની બત્તીઓનો જ્વલંત પ્રકાશ આંખને આંજી દેનારો હતો. એ મોટરમાંથી પાંચ બંદૂકો, તે ટેક્સી સ્હામે ધરવામાં આવી. અને એક કઠોર અવાજ સંભળાયો: 'બદમાશ! તાબે થઇ જા-નહીં તો ઠાર કરીશું!'

ટેક્સીમાંથી બદમાશે પોતાની પાછળ નજર નાંખી. તેની મતલબ એ હતી કે, પાછળ ન્હાસી જવાનો જોગ છે કે કેમ? પણ તે આશ્ચર્યચકિત થયો! એક બીજી મોટર તે જ ઘડીએ ત્યાં આવીને ઊભી રહી અને તેની બત્તીઓનું તીવ્ર તેજ પણ તેની ટેક્સી ઉપર ફેંકાયું. એ પાછળની મોટરમાં પેલા બે ભિખારીઓ ચઢી બેઠેલા હતા. તેઓમાંના એકે બૂમ મારીને કહ્યું: 'તાબે થવા સિવાય બીજો કોઇ ઈલાજ નથી, ભુજંગી?'

પણ બદમાશ હિમ્મત હારી જાય એવું પૂતળું ન્હોતો! આ પાર કે પેલેપાર, એવો તેણે આજ નિશ્ચય કરેલો હતો. મોતની તેણે પરવા રાખી ન્હોતી. બેઉ બાજુએએ બંદુકોની નળીઓ તેની તરફ ધરવામાં આવેલી હતી તોપણ તેણે તેમની દરકાર ના કરી. તેણે મોટર આગળ પણ ન હાંકી કે પાછળ પણ ન હાંકી પરંતુ વચલ્યા ભાગમાં જ્યાં કોઇ જ ન્હોતું અને એક ખુલ્લું મેદાન પડેલું હતું તે તરફ પોતાની ટેક્સી એકદમ હાંકી મૂકી. એની હિમ્મત જોઇને ડેપ્યુટી પોલિસ કમિશ્નર કે જે આગલી મોટરમાં હતો તે દિંગ થયો. એણે પોતાની મોટર બદમાશની ટેક્સી પાછળ દોડાવવા હુકમ કર્યો. બીજી પાસથી પાછલી મોટર પણ ટેક્સીની પાછળ લાગુ પડી. બદમાશે ગોળીબાર શરૂ કર્યા, આ બેઉ મોટરોએ પણ ગોળીબારથી જવાબ દીધા. પણ એમ કરતાં ભિખારીઓવાળી મોટરમાંથી ચાલાકી વપરાઇ અને બદમાશની ટેક્સીના એક 'ટાયર'માં 'પંકચર' પાડવામાં આવ્યું. ઝીણા તીણા અવાજ સાથે એ ટેક્સી થોભી ગઇ. બદમાશની ધરપકડ હવે હાથવેંતમાં હતી એમ તેનો પીછો પકડનારાઓને લાગ્યું પણ બદમાશ ગભરાયો નહીં. તે ટેક્સીમાંથી ઊતરી પડ્યો. ડેપ્યુટી પોલિસ કમિશ્નરે બૂમ મારી: 'ગોળીબાર બંધ રાખો. એની પાછળ દોડીને એને જીવતો પકડી લ્યો. એ કોણ છે તે આપણે જાણવાનું છે!'

બદમાશ ખડખડાટ હસતો અને ગોળીબાર કરતો આગળ જ દોડ્યો ગયો. પોલિસનાં માણસોએ ગોળીબાર બંધ કરી મોટરોમાંથી ઊતરીને સાવધગીરીથી તેની પાછળ દોડવા માંડ્યું. બદમાશના હાથમાં એક પેટી હતી. એની પાછળ મોટરોનાં તીવ્ર તેજ ફેંકાતાં રહ્યાં. એનું દોડવું કંઇક લથડતી હાલતનું જણાયું. એના તમંચામાંથી ગોળીઓ છૂટવી બંધ થઇ. મસાલો ખૂટ્યો હોય અને એ થાકી ગયો હોય, એમ સ્પષ્ટ માલુમ પડ્યું. હવે ભિખારીઓએ સૌથી આગળ પડીને તેની પૂંઠ પકડી. તેઓ એક ઝાડ આગળ તેને પકડવામાં ફત્તેહમંદ

થયા. બદમાશે પેટી જમીન પર મૂકી ને મુક્કાઓથી ભિખારીઓની સ્હામે ઝુઝવા લાગ્યો. એ વખતે બીજા ચારેક કાળા આકારો અચાનક ત્યાં આવી પહોંચ્યા. અને હજી તો પોલિસનાં માણસો તેઓની નજદીક આવી લાગે તે અગાઉ જ તેઓએ આ બંન્ને ભિખારીઓનાં હથીઆરો ફરજીઆત ઝુંટવી લઈને તેઓને બેહોશ કરીને ઉઠાવ્યા. તમામ કાળા આકારો તે પછી તુર્ત જ ત્યાંથી એક ઝાડીની અંદર ભરાઈ ગયા. ડેપ્યુટી પોલિસ કમિશ્નરે પોલિસમેનોને હુકમ કર્યો: 'ઝડપથી દોડી પહોંચો અને એ ઝાડી તપાસો.'

પોલિસમેનો ઝાડી પાસે પહોંચે છે એટલામાં તો એક મોટરનો ધુરરરર અવાજ સંભળાયો. ઝાડીથી કેટલેક દૂર એક મોટર ઊભેલી હતી તેમાં બદમાશ કાળા આકારો બેસી ગયા અને તે મોટર પૂરપાટ ઝડપથી ચાલુ થઇ ગઇ! એની પાછળ ગોળીબારો કરવામાં આવ્યા પણ તે વ્યર્થ નીવડયા! ડેપ્યુટી પોલિસ કમિશ્નર ઝાડી આગળ આવી લાગ્યો. તેના હાથમાં એક રોશનદાર બેટરી હતી. તેનું અજવાળું ઝાડીમાં પડતાં તેમાં તેણે એક કાળો આકાર અને એક ભિખારીને દીઠા. તરતજ તે બેઉને બહાર કાઢવામાં આવ્યા. બન્ને બેશુદ્ધ હતા. કાળા પોષાકધારીના મ્હોં ઉપર કાળાં કપડાંનું મુખ ઢાંકણુ હતું. 'ઇન્સ્પેકટર રમાકાંત જો કે બેહોશ થયો છે પણ તે આ બદમાશને બેશુદ્ધ કરીને પકડવામાં ફત્તેહમંદ નીવડયો લાગે છે!' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: 'આવો, એ બદમાશનું મુખઢાંકણુ ખોલીએ. એ કોણ છે, એનો તુર્તજ ખ્યાલ આપણને આવી જશે!'

એક પોલિસમેને એ બદમાશના મ્હોં પરથી કાળું કપડું હટાવી લીધું. આશ્ચર્ય! એ ભુજંગીલાલ ન્હોતો! પણ **શ્રીકાંત** હતો!

'ચોક્કસ, આ યુવક જ **કાળો તમંચો** છે!' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: 'એનાં ખિસ્સાં તપાસો.'

પોલિસમેનોએ એનાં ખિસ્સાં તપાસ્યાં. વળી વધુ આશ્ચર્ય!

ઝભ્ભાના અંદરના ખિસ્સામાંથી કપડાંમાં વીંટાળેલાં ચલણી નોટોનાં બંડલ મળી આવ્યાં !

'હવે મને કોઇ એમ કહે કે, ભુજંગીલાલ 'કાળો તમંચો' છે તો હું તે ન માનું ! ઇન્સ્પેકટર રમાકાંતની સાથે રહીને તેને જ ચાપ આપતાં **કાળા તમંચા** તરીકે ભયંકર કામો કરનાર આ યુવક **શ્રી**કાંત જ છે !'

અત્રે રમાકાન્તનું શરીર સળવળ્યું. એક પોલિસમેને તેને એમોનીઆ સુંઘાડીને સાવધ કર્યો, સાવધ થઇ આમ તેમ જોતાં તેણે કાળાં કપડાંમાં ખુલ્લા મ્હોં સાથે **શ્રી**કાંતને જોયો કે, તે તરત જ ચોંકયો ! ડેપ્યુટી પોલિસ કમિશ્નરે તેને કહ્યું: 'તમને આજ સુધી આણે જંપરા દગ્યા ! જુઓ, અત્યારે તે આબાદ પકડાઈ ગયો ! ભુજંગી, એના ઉપર જુઠું તહોમત મૂકતો ન્હોતો !'

'નહીં', સાહેબ.' રમાકાન્તે દલીલ કરી: '**શ્રી**કાંતભાઇને હું કદાપિ **કાળા તમંચા** તરીકે કબૂલ રાખું જ નહીં', ભુજંગીના સાગ્રીતો અમોને બેને બેશુદ્ધ કરીને **શ્રી**કાંતભાઇના શરીર ઉપર આ પોષાક નાંખીને પસાર થઇ ગયા છે !'

'અને આ નોટો **શ્રી**કાંત પાસેથી નીકળે છે તેનું શું ?'

'હજુર ! એ નોટો મને તપાસવા દો, સાહેબ !'

ડેપ્યુટી પોલિસ કમિશ્નરના હાથમાંથી તે નોટો લઇને રમાકાંતે તપાસી અને કહ્યું: 'બનાવટ સ્હામે બનાવટ ! આપ જ જુઓ સાહેબ, કે, આમાંની એકકે નોટ ઉપર આપની ટૂંકાક્ષરી સહી છે ? નથી ! અને ૨૦ નોટો એક હઝારની અમે મૂળ મૂકેલી. આમાં તો એક હઝારની એકપણ નોટ નથી ! ઉપરાંત, આપણી નોટો કાગળના પેકેટમાં હતી અને આ તો કપડાંના કટકામાં બાંધેલી છે !'

કાંઇ પણ જવાબ દીધા વિના ડેપ્યુટી પોલિસ કમિશ્નર તે નોટોનાં બંડલ તપાસતો મનમાંને મનમાં વિચાર કરી રહ્યો. રમાકાંતે આગળ

કહેવા માંડ્યું: 'અમોએ આપને સાંજે બનાવટી નોટો અરવિંદ ભાઈના ખિસ્સામાં મૂકવાની યુક્તિ સૂચવી હતી, સાહેબ! ખરી રીતે એ યુક્તિનો જન્મદાતા શ્રીકાંત હતો. દરેક નોટપર આપની ટૂંકાક્ષરી સહી હોવી જોઇએ, એમ એણે જ સૂચવ્યું હતું, આપણે પણ એવા જ રીતે બનાવટ કરી અને અમો બેઉ જણુ ભિખારીઓના વેષમાં એ બદમાશની રજેરજ હીલચાલ તપાસતા રહ્યા. આપ સાહેબ વગેરે તે દરમ્યાન બંગલા બહાર છુપાઇ રહ્યા. બદમાશ બેશક હિંમતવાન અને નિડર હોવા ઉપરાંત યુક્તિબાજ પણ ખરો! એટલે બનાવટી નોટોની યુક્તિ, એણે પણ શ્રીકાંત ભાઇને **કાળા તમંચા** તરીકે ઠરાવવા માટે પ્રયોજી રાખેલી. એની યુક્તિમાં એ ફસાયો, આપની ટૂંકાક્ષરી સહીઓની ગેરહાજરીમાં! હું માનું છું કે, ગોળા સંબંધમાંયે તેણે કાંઇક બનાવટ કરી હોવી જોઇએ—

'આ નોટો બનાવટી છે, એમાં તો શક નથી' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: 'બદમાશોના હાથમાં આવડી મોટી રકમની બનાવટી નોટો આવે છે કયાંથી?'

'એ બાબત એક ફણગા રૂપે થઇ.' રમાકાંતે કહ્યું: 'એની તપાસ પણ કરીશું. દરમ્યાન, ઝાડ નીચે તેણે પેટી મૂકી હતી તે તપાસીએ.'

'ચાલો.' સૌ ઝાડ આગળ ગયાં. પેટી તે સ્થળે પડેલી હતી. તે ઉઘાડવામાં આવી. તેમાં કાચનો ગોળો મોઝુદ હતો! રમાકાંતે બેટરીના પ્રકાશમાં તે ગોળો તપાસ્યો અને બૂમ મારીને કહ્યું; 'આ ગોળો પણ બનાવટી છે!'

'શું કહ્યું?!' અજબ થતાં ડેપ્યુટી પોલિસ કમિશ્નરે પૂછ્યું. શ્રીકાંત આ વખતે ત્યાં આવી પહોંચ્યો. રમાકાંતે તેને આ ગોળો બતાવતાં તેણે તે બનાવટી હોવાનો અભિપ્રાય આપી સમજ પાડી: 'અસલ ગોળાના અર્ધા ભાગમાં પાણી રહેતું હતું. આમાં મુદ્દલે પાણી નથી. અસલ ગોળાને એક પણ સાંધો ન્હોતો. આમાં તો એક કાણું

છે. અને તેમાં બાટલીઓના જેવો બુચ નાંખેલો છે. કોઈ વૈજ્ઞાનિક પ્રયોગશાળામાંથી બદમાશ ભુજંગી આ ગોળો તફડાવી લાવ્યો છે પણ મને 'કાળો તમંચો' ઠરાવવા માટેની તીવ્ર ઇચ્છામાં મારી આગળ તે પોતે જ મૂર્ખ ઠરે છે!'

'ઠીક છે. 'ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: 'તમો બે જણ જ્યારે ખાત્રીપૂર્વક આ બધું કહો છો અને મારી આગળ બીજો કોઈ પુરાવો નથી એટલે હાલ તુર્ત તો તમારી વાત માન્ય રાખું છું. પણ જેઓ ન્હાસી ગયા છે, તે બધાને હવે શોધવા કયાં, એ મુખ્ય પ્રશ્ન છે.'

'એ માણસનું હવે પછીનું એક સ્થળ અમારા જાણવામાં છે.' રમાકાંતે કહ્યુ: 'પૂના, બુધવાર પેઠ. હું અને શ્રીકાંતભાઇ એ સ્થળે તપાસ ચલાવવા માટે વ્હેલી સવારે અહીંથી ઉપડી જઈશું. આપ આ બાબત હવે મારા ઉપર છોડો સાહેબ! ભુજંગી સોએ સો ટકા **કાળો તમંચો** છે, એ હું પુરવાર કરી આપીશ. પણ એને પકડવો એ જ ઘણી મુશ્કેલ બાબત આજકાલ થઇ પડી છે!'

'એ મુશ્કેલી તમારાં મગજ કસીને તમે દૂર કરો અને મિ. શ્રીકાંતને અવારનવાર જે મુશ્કેલીમાં આવવું પડે છે, જે વ્હેમ અને શંકાની કસોટીમાં મુકાવું પડે છે, તેમાંથી મુકત કરો ત્યારે હું તમને એક સૌથી વધુ ચાલાક ડીટેકટીવ-ઇન્સ્પેકટર તરીકે માનું, મિ. રમાકાંત!' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું.

'શ્રીકાંતભાઇ વિષે હજી યે આપના દિલમાં શંકા રહેલી છે, એમ મને લાગે છે! એ શંકા તો આપે ખંખેરી નાખવી જ રહી. તેઓ બદમાશ નથી. તેઓ મને બહુ ઉપયોગી થઇ પડેલા છે અને હજી પણ ઉપયોગી થઈ પડશે, એમ માનું છું. અમો પૂના જઇ આવીને તે બાદ આપને આ કેસનાં કેટલાંક ઊંડાં રહસ્યોથી વાકેફ કરીશું કે જે રહસ્યોને ખાતર જ ભુજંગી, શ્રીકાંતને **કાળો તમંચો**

કહે છે! આખરે સત્ય જ તરશે, એ નક્કી માનજો, સાહેબ!' રમાકાંતે કહ્યું.

"ઠીક ઠીક એ બધું પછીથી જોયું જશે. હાલ તો તમારા કાર્યમાં પ્રવૃત થાઓ." ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું. એ બાદ પોતાનાં માણસોને એકઠાં કરીને તે અમલદાર ત્યાંથી વિદાય થયો.

## ૩૮

## કુતરાની ચાલાકી!

બીજા દિવસે વ્હેલી સહવારે રમાકાન્ત અને શ્રીકાંત પૂના જવા ઉપડયા. ડેપ્યુટી પોલિસ કમિશ્નર તે રાતે તો ઘેર જઇને સૂઈ રહ્યો. પણ સહવાર પડતાં જ્યારે તે ઓફિસે આવ્યો ત્યારે શ્રી નૂતન અબલા સંરક્ષક ગૃહમાંથી તેના ઉપર ટેલિફોન આવ્યો. તેના વ્યવસ્થાપકનો એ ટેલિફોન હતો. તેણે જણાવ્યું 'સાહેબ! અહીં ગઈ કાલે બે સન્નારીઓ અને એક બાળકને મિ. શ્રીકાંતભાઈ નામે એક ગૃહસ્થ અને પોલિસ-ઇન્સ્પેકટર મિ. રમાકન્તભાઈ અમારા તાબામાં મૂકી ગયા હતા. આજ સ્હવારના અમે ઊઠીને તેઓની રૂમ બંધ જોઇને તે ખખડાવી; પણ કાંઈ જવાબ મળ્યો નહીં. એટલે અમે બીજી રૂમમાંથી તેમાં દાખલ થઇને તપાસ કરી; તો એક આધેડ વયની બાઇ ખૂબ જ લોહી લુહાણ હાલતમાં ઘવાયલી અને આખર સ્થિતિમાં માલૂમ પડી! અને જુવાન સન્નારી તેમજ બાળક ગેરહાજર માલૂમ પડ્યાં! એમ લાગે છે કે, તેઓને કોઇક બદમાશો ઉઠાવી ગયા છે! કયે માર્ગેથી કોણ ઉઠાવી ગયું તેની સમજ પડતી નથી, સાહેબ! આપ અહીં આવીને તપાસ કરો."

"હું ત્યાં આવું છું." ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું, અને તેણે તરત જ સિવિલ હોસ્પિટલમાં ટેલીફોન કરીને નૂતન અબલા સંરક્ષક ગૃહમાં એમ્બ્યુલંસ ગાડી મોકલી આપવા અને પોલિસ-સર્જન

મારફત તાકીદે તેની સારવાર કરવા ખબર આપી દીધા.

બાદ તેણે જાલિમસિંહ નામના એક ઇન્સ્પેકટરને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું: કાળા તમંચાને લગતા આખાયે કિસ્સાથી તમે વાકેફગાર છો. તમે દરેક વખત મારી સાથે હતા. નૂતન અબલા સંરક્ષક ગૃહમાંથી ટેલિફોન આવ્યો છે કે, કાલિન્દીબાઇ પ્રાણઘાતક રીતે ઘવાયલી હાલતમાં ત્યાં મળી આવી છે અને અનુપમા તથા અરુણને કોઈ ઉઠાવી ગયાનાં ચિહ્ન દેખાય છે! મને બીજાં ઘણાં કામ છે એટલે હું જાતે આ બાબત ઉપર મારું ધ્યાન રોકી શકું તેમ નથી. તમે આને લગતી તમામ તપાસ હવેથી આદરો. આ બનાવમાં આપણે મૂળ તો એ નક્કી કરવાનું છે કે, કાળો તમંચો ખરેખર કોણ છે? શ્રીકાંત કે ભુજંગી?'

જાલિમસિંહે કહ્યું: 'મને તો ભુજંગીલાલ જ કાળો તમંચો લાગે છે. આપણને તે અનેકવાર મૂર્ખ બનાવી ગયો છે. તે એવા ચાલાકી ભરેલા છબરડા કરતો રહ્યો છે કે, પ્રથમ દૃષ્ટિએ મિ. શ્રીકાંત આપણને કાળો તમંચો લાગે; પણ બારિકાઇથી તપાસ કરતાં દરેક પ્રસંગે આપણે સાર દોરી શક્યા છીએ કે, ભુજંગી જ ખરો બદમાશ છે.'

'પણ આ બાબત જ જુઓ,' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: જે બે સ્ત્રીઓને અને બાળકને અબલા સંરક્ષક ગૃહમાં રમાકાંત અને શ્રીકાંત મૂકી આવ્યા ત્યાં તેઓને પોલિસ–સંરક્ષણ આપવાની તજવીજ તેઓએ કેમ ન કરી? આપણા ખાતાના માણસો ત્યાં હોત તો આ બનાવ બન્યો ન હોત.'

'સાહેબ, કેટલીકવાર છૂપી રીતે એવાં કામ ડીટેક્ટિવોને કરવાં પડે છે કે, કોઇને જ ખબર પડે નહીં કે, શું બન્યું છે? અબલા સંરક્ષક ગૃહમાં પોલિસની હાજરી શંકા ઉપજાવનારી થઇ પડે. વળી બદમાશો તેથી ચેતી જાય—'

'અં. આ દાખલામાં પણ ચેતી જ ગયાને? તેઓ કાંઇ ગુન્હાઓ કરતા અટકયા? એ ઇન્સ્પેકટરે અને શ્રીકાંતે સાવધાનીથી આમાં કામ જ શું લીધું? હું તો માનું છું કે, શ્રીકાંત બદમાશ હોવાથી ઇન્સ્પેકટરની ગેરહાજરીમાં એણે પોતે જ આ કુકૃત્યો કર્યાં છે!'

'એક બાબત આપ ભૂલી જાવ છો, સાહેબ! બદમાશ ભુજંગી પાસે દૈવી ત્રિકાળદર્શી ગોળો છે. એ ગોળામાં જોઇને એણે કાલિન્દી વગેરેનાં છૂપાં સ્થાનનો પત્તો મેળવ્યો હોય એમ નથી માની શકાતું?'

'છટ્! ત્રિકાળદર્શનની બાબતમાં મને વિશ્વાસ નથી!' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: 'એવી રીતે જો દરેક આદમી ક્યાં છે એની બરાબર ખબર પડતી હોય, તો દરેક દેશનું પોલિસખાતું એવા ગોળા જ વસાવે અને ગુન્હા શોધવાનું કામકાજ ઘણું જ સરળ બની જાય! આવી વહેમી બાબતોમાં આપણે તો માન્યતા રાખવી જ ન જોઇએ—એમ કરવું આપણને પાલવે પણ નહીં.'

જાલિમસિંહ બોલ્યો: 'કવચિત્ જ કોઇ ચમત્કારિક સાધુની પ્રસાદીરૂપે આવી દૈવી ચીજો મળી આવે છે, એમ આ દેશના વતનીઓની માન્યતા છે. સોએ એકાદ દાખલામાં તે ખરી પણ પડે છે. પણ તેનો દુરુપયોગ થતાં તે પ્રસાદી બીજીવાર કામ લાગતી નથી.'

'ઠીક. ઠીક. આપણે કલ્પનાઓ અને મંતવ્યોની બાબતમાં લાંબી ચર્ચા કરીએ, એ ઠીક નથી.' ડેપ્યુટી પોલિસ કમિશ્નરે કહ્યું: 'આપણે તો હકીકતો અને પુરાવાઓ ઉપર જ આધાર રાખવાનો છે. ગોળાની વાત બાજુએ મૂકો. અને અનાથ ગૃહમાં જઇને બાહોશીથી 'ડીટેકશન' કરો કે, આ ગુન્હાઓ ત્યાં બન્યા કેવી રીતે અને કર્યા કોણે? અવાર નવાર મને તમારો રિપોર્ટ મોકલતા રહેજો. આ કેસની હવે પછીની તમામ જવાબદારી હું તમારી ઉપર નાખું છું.'

સાહેબને નમન કરીને જાલિમસિંહ ત્યાંથી વિદાય થયો. તે નૂતન અબલા સંરક્ષક ગૃહમાં જઈ પહોંચ્યો; ત્યારે એમ્બ્યુલંસગાડી ત્યાં ઉભેલી હતી. તે અંદર ગયો તો પોલિસ-સર્જ્યન આવેલો જણાયો. એણે તત્કાળ કાલિન્દીના ઘાની પ્રાથમિક સારવાર કરી હતી. કાલિન્દી હજીયે બેશુદ્ધ હતી. હોસ્પિટલમાં તેને મોકલવામાં આવે અને કાળજીપૂર્વક તેની વધુ સારવાર કરવામાં આવે તો તેનો કેસ સુધરી શકે એવો છે, એમ પોલિસ-સર્જ્યનનો અભિપ્રાય હતો. તરત જ તેણીને એમ્બ્યુલંસગાડીમાં નાંખીને સિવિલ હોસ્પીટલે મોકલી દેવામાં આવી.

બાદ જાલિમસિંહે પોલિસ-સર્જ્યનને પૂછ્યું: 'આ ઘા ક્યારે કરવામાં આવેલા જણાય છે?'

'આશરે બેથી અઢી કલાક ઉપર તે થયા હોય, એમ લાગે છે.'

'એટલે આ કૃત્ય પરોઢીઆમાં ૪ કે ૪ાા ને શુમારે થયું હશે, એમ આપ માનો છો ને?'

'હા. લગભગ એ સમયે આ ઘા થયા હશે.'

'ઘા ક્યા હથીઆર વડે થયા છે?'

'ખંજરથી એ ઘા કરવામાં આવેલા છે.' પોલિસ-સર્જ્યને કહ્યું: 'પણ એકમાં મને જબરી શંકા ઉપજે છે. તે એ કે-એકંદરે ત્રણ ઘા પડેલા છે. એક પછી એક તે ઘા થયા હોય તે દરમ્યાન એક એક સેકન્ડનો સમય વિત્યો હોય. ધારો કે, કુલ ત્રણ સેકન્ડમાં આ ઘા પડ્યા છે. પણ શું તે દરમ્યાન બાઈએ બિલકુલ બૂમ મારી નહી હોય? તેને બેશુદ્ધ કરવા માટે ક્લોરોફોર્મ કે એવી કોઈ વસ્તુ ઉપયોગમાં લીધાનાં કંઈ જ ચિન્હ અહીં માલુમ પડતાં નથી!'

'બૂમનો મુદ્દો વિચારવા જેવો છે. સંસ્થાના વ્યવસ્થાપકે કોઇ બૂમ સાંભળી તો હોવી જોઇએ!'

'તેઓ તો કોઇ જ બૂમ નહીં સાંભળ્યાનું કહે છે! તેઓને

સહવારમાં ૭ વાગે જ આ બનાવની જાણ થઇ છે!'

'તો આપ શું માનો છો? અહીં બૂમો સંભળાઇ નથી તેમજ અહીં ક્યાંયે લોહીના ફ્રાલતુ ડાઘ—'

'સબુર!' પોલિસ-સર્જ્યને કહ્યું:' મારૂં કહેવું સાંભળી લ્યો. હું એમ અનુમાન બાંધું છું કે- બાઇને બીજે કોઇક સ્થળે લઇ જવામાં આવી હશે; અને ત્યાં તેના શરીર પર ઘા કરવામાં આવ્યા હશે. તે પછી તેને અહીં મૂકી જવામાં આવી હોવી જોઇએ!'

'મતલબ, ગુન્હો બીજે સ્થળે થયો હોય—'

'હા. એનો બીજો પુરાવો અહીં આસપાસ કયાંયે ફાલતુ લોહીના ડાઘ નથી તેથી મળે છે. એ બાઈ જ્યાં બેશુદ્ધ હાલતમાં પડેલી હતી તે સ્થાન જુઓ. ફક્ત ત્યાં જ થોડાક નજીવા ડાઘ પડેલા છે. બે-અઢી કલાકના સમયને લીધે ઘણું લોહી બાઇના ઘામાંથી સુકાઈ ગયું છે. જો ખૂનની કોશિષ આ સ્થળે જ થઈ હોત તો અહીં લોહીનાં ખાબોચીઆં ભરાયાં હોત! બાઇ આમ તેમ આળોટે અને વેદનાને લીધે તડફડાટ મારે તેથી ચોગરદમ લોહી લોહી થઇ જાય. એવું અહીં દેખાતું નથી. અને અઢી કલાક દરમ્યાન ન તો કોઇએ કાંઇ બૂમ સાંભળી છે કે ન તો કશા જ ઉંહકારા કે નિસાસા સાંભળ્યા છે! મારો મુદ્દો આપના ધ્યાનમાં ઉતરે છે, મિ. જાલિમસિંહ?' પોલિસ-સર્જ્યને પૂછ્યું.

જાલિમસિંહને આ વાઢકાપશાસ્ત્રીનો અભિપ્રાય લક્ષ આપવા જેવો લાગ્યો. રખેને ભુજંગીલાલે કોઈક બીજે સ્થળે ધમસાણ મચાવ્યું હોય! આ વિષે જરૂર સંભાળ ભરેલી તજવીજ કરવી જોઇએ કે, ખૂનની કોશિષ કયા સ્થળે થઇ હતી?

પોલિસ-સર્જ્યન પોતાનો રિપોર્ટ લખી તેને સોંપીને વિદાય થયો. બાદ જાલિમસિંહે સંસ્થાના વ્યવસ્થાપકને પોતાની પાસે બોલાવ્યો અને પૂછ્યું: 'પાછલી રાતના ચારેક વાગ્યાને શુમારે તમે

અહીં કાંઇ કોલાહલ સાંભળ્યો હતો? ચીસો, ખડખડાટ, ધમાધમી કે એવું કાંઈ સાંભળ્યું હતું?'

'ના, સાહેબ! અહીં તો હમેશ જેવી શાંતિ હતી અને તેથી જ હું અચંબામાં પડી ગયો છું કે આ કૃત્ય થયાં કેવી રીતે?' વ્યવસ્થાપકે આશ્ચર્ય બતાવ્યું.

'તમારી એ ભ્રમણા છે કે, અહીં કશું સંભળાયું નથી. ચીસો પડ્યા વિના રહે જ નહીં. તમે અઘોર નિદ્રામાં હશો. તમારો પહેરેગીર કયાં છે? બોલાવો તેને.'

એક પહેરેગીરને બોલાવવામાં આવ્યો. એણે જાલિમસિંહની પૂછપરછ દરમ્યાન ખૂબ ગલ્લાંતલ્લાં કર્યાં. ઉલટ પાલટ તપાસમાં તે કાચો નીવડ્યો. જાલિમસિંહને શક ઉપજ્યો કે, કાં તો પહેરેગીરને તે બદમાશે ફોડયો હોય અથવા તો, આ સ્થળેથી કોઈ બ્હાને તેને પોતાના ગુન્હાઇત કૃત્ય દરમ્યાન દૂર ખસેડેલો હોય! આથી જાલિમસિંહે પહેરેગીરને ખૂબ દમ ભરાવ્યો અને ધમકી આપી કે 'આ બનાવ ઉપરથી તારી નોકરી છુટી જશે અને ગફલત કરવા માટે તને જેલની સજા થશે તે તો જુદી; માટે જે કાંઈ બન્યું હોય તે સાચેસાચું કહી દે."

તેણે એમ છતાંયે પોતે સાચું કહેતો હોવાનું કહ્યા કર્યું: 'અહીં કોઈ આવ્યું ન્હોતું-કશો ખખડાટ સંભળાયો ન્હોતો-હું પ્હેરા ઉપર જાગતો જ બેઠો હતો.' વગેરે વગેરે.

'તો પછી ચાર વાગે આ ખૂનની કોશિષ થઇ કેવી રીતે? અપહરણ થયાં કેવી રીતે? શું જમીનમાંથી ભૂતપ્રેત બ્હાર નીકળ્યાં અને તેમણે ધાંધલ મચાવ્યાં?' જાલિમસિંહે પૂછયું.

'એ તો હું શું જાણું, સાહેબ!' પહેરેગીરે સામો સવાલ કર્યો

પહેરેગીરની ઓરડીની ઝડતી લેવામાં આવી. તે અફીણનો બંધાણી હતો એમ માલુમ પડયું; કારણ કે અફીણના ચારેક માણસને

ચાલે એટલો જથ્થો તેની પાસેથી મળી આવ્યો. ઉપરાંત ઝડતીમાંથી એક પેટીમાંથી દશ-દશની પાંચ નોટો મળી આવી. આશ્ચર્યની બીના તો એ માલુમ પડી કે, જે નોટો ઉપર ડેપ્યુટી પોલિસ કમિશ્નરે પોતાની સહીઓ કરી હતી અને જે નોટો અગાઉથી અરવિંદને આપી મૂકાયલી હતી તેમાંની જ આ નોટો હતી!

જાલિમસિંહને પક્કા બદમાશોનો ખૂબ અનુભવ હતો. એણે બે-ત્રણ દેશી રાજ્યોમાં બહારવટીઆઓને અને લુંટારાઓને પકડવામાં પણ સરકાર તરફથી ભાગ લીધેલો હતો. એ બડો હિમ્મતવાન હોવા ઉપરાંત બદમાશોની જુદાબોલી પ્રકૃતિથી સારી પેઠે વાકેફગાર હોવાથી એણે પહેરેગીરનો હવે 'આગેસે લાત, ઔર પીછે સે બાત' એ ન્યાયે ઉધડો લીધો. પાંચ-સાત મુક્કાઓ અને છ-સાત લાતો મારીને એણે પોતાની કમ્મરમાંથી તમંચો કાઢ્યો અને તેની સામે ધરીને પૂછ્યું: 'બોલ, હમારા સાહેબની ટુંકાક્ષરી સહીવાળી નોટો તારી પાસે ક્યાંથી આવી? રાતના દશ વાગે તો એક બદમાશને સકંજામાં લેવા માટે આ નોટો અમે ઉપયોગમાં લીધી હતી અને તે જ નોટો તારી પાસે ક્યાંથી આવી? બીજી નોટોનો જથ્થો કયાં છુપાવ્યો છે? હજારો રૂપીઆની એ નોટો છે અને બનાવટી નોટો પાડનારી એક ટોળી પાસેથી અમે ઝડતીમાં એ ઝુંટવેલી છે. બદમાશ! તું તે ટોળીનો મળતીઓ છે ને? તું લૂંટ, ધાડ વગેર કામોમાં રાતની વખતે ભળે છે ને? સાચું બોલ, શી હકીકત છે? નહીં તો યાદ રાખજે, જેલમાં સડી સડીને તું મરી જાય એટલાં વર્ષોની સખ્ત કેદની સજા તને થશે!'

હવે પહેરેગીર ગભરાયો! નિશાનવાળી નોટો એની પાસેથી મળી આવી, એ એની વિરૂદ્ધનો સખ્ત પુરાવો હતો. આખરે એણે એકરાર કર્યો: 'રાતના ચાર બજે કાળા આકારના માણસો હું અહીં પહેરો ભરતો હતો ત્યારે આવ્યા હતા. એમાંનો એક જણ મારો ઓળખીતો નીકળ્યો. પ્રથમ તો, તેણે પોતાનું મ્હોં ખોલ્યા વગર

મારી સાથે મારા વતનની, મારાં સગાંસંબંધીની વગેરે વાતો કાઢી અને મારા હાથમાં આ નોટો સેરવી દઈને તેમજ અફીણનું એક પડીકું આપીને મને કહ્યું કે--હવે સીધ્ધે સીધ્ધો તારી ઓરડીમાં જઈને સુઈ રહે.' મેં આનાકાની કરી ત્યારે તેણે એક નોટ વધારે આપી અને કહ્યું:'તને કશી અડચણ આવે એવું કામ અમારે કરવાનું નથી. અમારે તો ફક્ત આજે જે બાઈઓ અને બાળક અહીં આવ્યાં છે, તેમની સાથે જરાક વાત કરવાની છે. તે પછી અમે ચાલ્યા જઈશું.' મેં કહ્યું: 'પણ મારાથી તમને એમ કરવા ના દેવાય.' તે બોલ્યો: 'હવે બધુંયે થાય, સમજ્યો? બાપ જન્મારામાં આટલા રૂપીઆ તને એકસામટા કોણે આપ્યા છે? નિરાંતે લ્હેર ભોગવ અને સુખી જીવન ગાળને?' આખરે મેં તે દોસ્તને ખાતર મારી રૂમમાં થોડોક વખત સુધ રહેવા જવા કબૂલ્યું. હું જતો હતો ત્યાં તેણે સૂચવ્યું 'દોસ્ત એ લોકોની રૂમ ના બતાવે?' મેં ધાર્યું કે, હવે જ્યારે આ લોકોને મેં થોડોક પણ મદદગાર બનીને મારી નોકરીમાં યે બિન વફાદારી બતાવી ત્યારે થોડી કે વત્તીનો વિચાર કરવો નકામો છે. મેં એને રૂમ બતાવી. પછી હું તો મારી રૂમમાં જઇને આડો પડ્યો. મારા હાથમાં મફતીઆ અફીણનું પડીકું હતું એટલે એ ખાવાની મને તલપ થઇ આવી. મેં થોડુંક ખાધું. પછી તો, શું બન્યું તેની મને ખબર ન રહી. હું ધારૂં છું કે, મને ઊંઘ આવી ગઇ હશે, સાહેબ! આ વ્યવસ્થાપક સાહેબે સહવારે મારી ઓરડીનાં બારણાં ખૂબ જ ખખડાવ્યાં ત્યારે જ હું જાગ્યો હતો. આ તદ્દન સાચી હકીકત છે'

'તને જે વધારાની નોટ મળી હતી તે આમાં ખૂટે છે. તે કયાં છે?' જાલિમસિંહે તેને પૂછ્યું.

પહેરેગીરે પોતાની ટોપીની બેવડમાં ચામડાની પટી નીચે એક ખિસ્સું હતું તેમાંથી તે કાઢીને આપી.

'ત્યાં કેમ મૂકેલી?' જાલિમસિંહે તે નોટ તપાસતાં પૂછ્યું. તે

નોટ ઉપર પણ સાહેબની ટુંકાક્ષરી સહી તો હતી જ!

'વધારાની નોટ મળી એટલે મારાં બાળબચ્ચાંના કિસમતની છે, એમ ગણીને મેં તે જાળવી રાખેલી કે જેથી ક્યાંયે આડી અવળી ખર્ચાઈ જાય નહીં.' પહેરેગીર બોલ્યો.

'તું બચરવાળ માણસ છે? તેઓ બધાં ક્યાં રહે છે?'

પહેરેગીરે જવાબ દીધો: 'વતનમાં.'

જાલિમસિંહ તેને એ સંબંધમાં સવાલો પૂછીને તેના વતનનું નામ મેળવ્યું અને જે માણસે તેને લાંચ આપીને ફોડયો હતો તેનું યે નામ મેળવ્યું. પહેરગીરનું પોતાનું નામ ઝફરૂદીન હતું અને એને લાંચ આપનારનું નામ ઈસુફખાં હતું. એ ઈસુફખાં હાલમાં મુંબઇમાં ક્યાં રહેતો હતો તેની ખબર ઝફરૂદીનને ન્હોતી. અચાનક જ એ રાતે તેને તે મળ્યો હતો. જાલિમસિંહે આ હકીકતો નોંધી લઈને તત્કાળમાં તેને ખોટું આશ્વસન આપીને પોતાની સાથે રાખ્યો.

બાદ તેણે ટેલીફોન–રૂમમાં જઇને ઓફિસેથી પાંચ પોલિસમેનને એક હાથકડી સહિત આશ્રમમાં આવવા જણાવ્યું. અને ઉત્તર હિંદના પહાડી પ્રદેશના એક રાજાએ થોડાક જ વખત ઉપર 'ચિત્તો' નામનો એક ડીટેકિટવ--કુતરો પોલિસ ખાતાને બેટ આપ્યો હતો, તેને પણ સાથે લાવવા સૂચના આપી દીધી.

'ચિત્તો, એક ચાલાક શિકારી--કુતરો હતો. અમુક માણસનું કપડું તેને સુંઘાડવામાં આવે અને પછી તે આદમી જતો રહીને દૂર દૂર ચાહે તેટલા માઈલ ગયો હોય તો પણ તેને તે શોધી કાઢે. કપડાંની ગંધ પારખીને તે હજારો આદમીઓના જૂથ વચ્ચેથી એ જ માણસને શોધી આપે. અમુક માણસના પગલાનાં નિશાન ઉપરથી, અથવા અમુકના લોહી ઉપરથી તે નિશાન કે લોહીના ડાઘને આધારે તે તેનો પીછો પકડીને તે પકડાવી આપવામાં ખૂબ નિપુણ ગણાતો હતો.

જાસૂસી કામ માટે પશ્ચિમના દેશોમાં જેમ વિજ્ઞાનનાં છેલ્લી ઢબનાં

સાધનો રાખવામાં આવે છે, તેમ આવી રીતે અનેક ચોપગાં પ્રાણીઓને પણ રાખવામાં આવે છે. મુંબાઈના પોલિસ ખાતાએ 'ચિત્તા' ને આવી રીતે જ મેળવીને ગુન્હેગારને પકડી પાડવાના કામમાં ઉપયોગમાં લેવા માંડ્યો હતો. ઘણા કેસોમાં તેણે ઝડપથી પૂરી ફત્તેહ મેળવી હતી. જાલિમસિંહને 'ચિત્તા' પાસેથી કેવી રીતે કામ લેવું તેની આવડત હતી, એટલે જ તેણે તેને પોલિસ-–ઓફિસેથી મંગાવ્યો હતો.

જાલિમસિંહના ટેલિફોનથી જ્યારે એ કુતરાને લઇને પોલિસ ગાડી આશ્રમે આવી પહોંચી ત્યારે તુર્ત જ પહેરેગીરને પોલિસમેનોને હસ્તક સોપી દેવામાં આવ્યો. અને જે રૂમમાં કાલિન્દી લોહીલુહાણ હાલતમાં જોવામાં આવી હતી તેમાં 'ચિત્તા' ને લઈ જઇને ગુન્હેગારનું કાંઈક નિશાન શોધવા ફરમાવવામા આવ્યું.

કુતરાએ કેવી ચાલાકી બતાવી ? 'ચિત્તા' એ પ્રથમ એ લોહી સુંઘ્યું. એ બાદ પોતાના નાકનાં નસ્કોરા બોલાવતો તે આમ તેમ જમીન સુંઘવા લાગ્યો. ત્યાંથી સીધી લાઇનમાં તે, એક બારી આગળ ગયો. એ બારી ઉપર કુદકો મારીને તેણે બારીની કિનાર સુંઘવા માંડી. એમ કરતાં કરતાં અચાનક જ એ કિનારની એક ફાટેલી ચિપાટમાં ભરાયલો કપડાનો એક કટકો તેણે પોતાના મ્હોંમાં પકડ્યો. અને જાલિમસિંહ વગેરે ઊભા હતા તે તરફ ધરતો હોય, એમ તેણે પોતાનું મ્હોં ધર્યું.

જાલિમસિંહ તરત જ તેની પાસે દોડી ગયો. તેણે એના મ્હોંમાંથી ચીંદરડું લઈ લીધું. આશરે એક ઇંચ પહોળું અને અઢી ઇંચ લાંબુ એ ચીંદરડું હતું. તે તપાસીને જાલિમસિંહ બોલ્યોઃ 'ચિત્તાએ જબરી શોધ કરી છે ! આ બારી વાટે બદમાશો પોતાના શિકારને લઈ ગયેલા. તેમ કરતાં બારીમાં ફાટેલી ચિપાટમાં એકાદ બદમાશનું કપડું ભરાયેલું હશે. એ કપડાને તેણે ઝાટકો મારીને ખેંચેલું હશે. તેને પરિણામે કપડું ફાટ્યું હોય અને તેનું ચીંદરડું

ભરાઈ રહ્યું હોય એમ અનુમાન થઇ શકે છે. આ કટકાને આધારે હવે ચિત્તો ખચિત બદમાશોને શોધી આપશે!"

જાલિમસિંહે કુતરાની ગર્દન થાબડી અને કહ્યું: 'ચલ દોસ્ત, હવે એ લોકનાં પગલાંના નશાનને આધારે એઓ જ્યાં ગયા હોય ત્યાં અમોને લઈ જા.'

## ૩૯

## હવાઈ વિમાનનો દુરૂપયોગ

જાલિમસિંહનું કથન સમજ્યો હોય તેમ, ચિત્તો બારીની કિનાર વધારે ને વધારે સુંઘ્યા બાદ નીચે જમીન ઉપર કૂદી પડયો. જાલિમસિંહે પણ સ્ફુર્તિથી તેનું અનુકરણ કર્યું. જમીન પર જતાં એક અગત્યની શોધ થઇ. એક નિસરણી તે બારીથી કેટલેક દૂર પડેલી હતી. ચિત્તો જમીન સુંઘતો ત્યાં જઇ લાગ્યો. જાલિમસિંહે નોંધ કરી લીધી: 'બદમાશોએ પોતાનું કામ નિસરણી મૂકીને કર્યું છે અને એ નિસરણી સ્હેજ દૂર નાંખી દીધી છે!'

ચિત્તો એ સ્થળેથી આગળને આગળ દોડવા લાગ્યો. તે આશ્રમ બહાર નીકળ્યો. હવે જાલિમસિંહે કોઈ લાંબી મુસાફરીની આગાહી કરી લીધી. તેથી અહીંની વ્યવસ્થા કરવાની જરૂર વિચારીને તેણે બે પોલિસમેનને સૂચના આપી કે, 'આશ્રમના વ્યવસ્થાપક ઉપર પણ ધ્યાન રાખજો અને અહીંથી કશો જ મુદ્દા માલ કોઈ ખસેડે નહીં તેમજ કોઇ નવો અજાણ્યો શકમંદ આવે છે કે કેમ, તે વિષે ધ્યાન રાખજો.' એક પોલિસમેન નામે વીરશંગને તેણે પોતાની સાથે આવવા જણાવ્યું. જે પોલિસ–ગાડીમાં પોતે આવેલો તેમાં બેસીને તેઓ 'ચિત્તા'ની પાછળ જવા લાગ્યા.

'ચિત્તો' નાકથી જમીન સુંઘતો દોડયે જતો હતો, કંઇક માર્ગે

ટાવીને આખરે તે વાલકેશ્વર ખાતે અરવિંદ–કુંજમાં જઇ પહોંચ્યો. 'આશ્ચર્ય !' જાલિમસિંહ આ સ્થાન જોઇ ને બોલ્યોઃ 'બદમાશો ક્યાંથી ક્યાં જઇ પહોંચ્યા છે ?'

અરવિંદ-કુંજમાં એક માળી હતો. તેની મારફત દરવાજો ઉઘડાવીને 'ચિત્તા'ની પાછળ મોટર અંદર દાખલ કરવામાં આવી. મકાનના દિવાન ખંડમાં દાખલ થતાં તેમાં બધું ફર્નીચર અસ્તવ્યસ્ત હાલતમાં માલુમ પડયું. કબાટો ખૂલ્લાં હતાં. એમાંથી અનેક વસ્તુઓ બહાર ફેંકી દેવાયલી હતી. ખુરશીઓ ઊંધી અને આડી પડેલી હતી. ફોટાઓ પણ દિવાલો પર રીતસર લટકાવેલા ન્હોતા પણ તેમને બાંધેલી દોરીઓ લટકતી રાખેલી હોવાથી દરેક ફોટો દિવાલ પર સીધો લટકતો હતો.

'કોઇક ચીજ શોધવા માટે આ બધી ધમાધમી અહીં થઇ છે! કદાચ કાલિન્દીબાઇ પાસેથી અમુક ચીજ મેળવવા માટે બદમાશ તેને અહીં લાવ્યો હોવો જોઇએ અને એ ચીજ નહીં મળવાથી આખરે ગુસ્સે થઇને તેણે તેને મરણતોલ ઘાયલ કરી હોવી જોઇએ! "જાલિમસિંહે આ બધી વસ્તુસ્થિતિ જોઇને પોતાના મનમાં નોંધ કરી અને માળીને પૂછપરછ કરવા માંડી: 'અહીં આવી હાલત કેમ છે? આ બધું કોણે કર્યું છે!'

માળીએ નિવેદન કર્યું: 'બાપજી! અહીં તો જબ્બરદસ્ત આફત આવી પડેલી હતી. રાતના લગભગ ચાર–સાડાચાર પછી મને એકાએક એક કાળા આકારે જગાડયો હતો. તેણે પોતાના હાથમાંના તમંચાની નળી મારી સામે ધરેલી રાખીને મકાનની ચાવીઓ મારી પાસેથી માગી હતી. મેં ચાવીઓ મારી પાસે નહીં હોવાનું કહેતાં તેણે મને દોરડાંથી મુશ્કેટાટ બાંધ્યો અને હું બૂમો ના પાડું તેટલા વાસ્તે મારા મ્હોં ઉપર કપડાંનો ડુચો દઇ દીધો. એ અજાણ્યો આદમી પોતાની સાથે અમારાં શેઠાણી અનુપમા બાઇને, નાના શેઠ

અરુણભાઇને અને શેઠનાં સાસુજી કાલિન્દીબાઇને લાવ્યો હતો. મારી ઓરડીમાં એણે ખૂબ તલાશ કરીને આખરે એક ખીંટી ઉપરથી ચાવીઓ લઇ લીધી; અને મકાનમાં તે વતી તે દાખલ થયો. બાદ થોડી વારે મેં મારી ઓરડીમાંથી એ બધાંઓ વચ્ચે ખૂબ મોટેથી અને ગુસ્સાથી બોલાચાલી થતી સાંભળી. કાળો આકાર અને કાલિન્દીબાઈ લડતાં હતાં: 'દુષ્ટ! ફોટો ક્યાં છે?' એવો ગાળાગાળી ભરેલો સવાલ કાળો આકાર કરતો હતો અને બાઇ જવાબ દેતાં હતાં: 'મારી નાંખીશ તો પણ નહીં બતાવું, બદમાશ!' વચમાં વચમાં અનુપમા શેઠાણી પણ એ માણસને ધમકાવતાં હતાં. તેઓ કહેતાં હતાં: 'લફંગા! તને અમે પોલિસ મારફત જરૂર પકડાવીશું. તારાં આ નાલાયક કૃત્યો હવે વધુ વખત નહીં નભે.' કેટલીક વારે મેં ત્રણે જણની ચીસાચીસ સાંભળેલી. નજદીકના બંગલાવાળાઓએ પણ તે સાંભળી હોવી જોઇએ.

કારણ કે, એ બંગલાના ત્રણેક નોકરો કે જેઓને હું ઓળખતો હતો, તેઓ લાકડીઓ સાથે અહીં દોડી આવેલા. સીધા જ તેઓ મારી ઓરડીમાં આવ્યા અને મને તેમણે છૂટો કર્યો. અમો તપાસ કરવા અહીં દિવાનખંડમાં આવેલા ત્યારે બારણાં અંદરથી બંધ હતાં, તમામ બારીઓ પણ અંદરથી બંધ કરેલી હતી. પછીથી અમોને માલુમ પડેલું કે, તેઓ કોઈ જ અહીં નથી! અહીંના ટેલીફોનના તાર બદમાશે કાપી નાંખેલા હોવાથી જોડેના એકાદ બંગલામાંથી ટેલીફોન કરવા અમે ઇરાદો કર્યો પણ ઓહ્ કમનસીબી! આસપાસના એકંદર દશ બંગલાઓના ટેલિફોનના તાર કાપી નાંખવામાં આવેલા હતા! બીજા બંગલાના નોકરો તે પછી જતા રહ્યા અને હું બોરીવલીને બંગલે આ બાબતની ખબર કહેવા જવાના વિચારમાં હતો, ત્યાં આપ સાહેબ આવી લાગ્યા છો.'

જાલિમસિંહે પડોશના બંગલાઓમાં પૂછપરછના ઇરાદાથી તપાસ કરી. આશરે દશ બંગલાઓની તેણે તપાસ કરી તો તેમાં

એક સરખી વસ્તુસ્થિતિ એવી માલુમ પડી કે, તેના કોઇ જ માલેકો ઘેર ન્હોતા. નોકરો પણ એકકે બંગલામાં હાજર ન્હોતા. એક બંગલામાં એક ખૂબ ઘરડો માણસ ખાટલામાં પડેલો. પણ તેને પૂછપરછ કરતાં તે તદ્દન બ્હેરો માલુમ પડયો. જાલિમસિંહને જોઇતી ચોક્કસ ખબર પૂરી પાડનાર એક પણ આસામી એકકે બંગલામાં ન્હોતો!

જાલિમસિંહ સમજી ગયો કે, કેમ તેમાંથી એકકે માણસ સાક્ષીદાર તરીકે ના મળ્યો? આવા મોટા બંગલાવાળા શહેરી સમાજની પ્રકૃતિનું એ પ્રતિબિંબ હતું. કોર્ટ દરબારનાં લફરાં શાંત શહેરીઓને ગમતાં નથી. તેમાં યે ફોઝદારી ગુન્હાઓમાં સાક્ષી રૂપે જવું પણ તેમને પસંદ હોતું નથી. એ બંગલાવાળાઓને પારકી પંચાતમાં નાહક ફસાવું ગમતું હોતું નથી. ઘણીવાર શહેરી સમાજ નજદીકના પાડોશીઓને ઓળખતો સુધ્ધાંત હોતો નથી; એક બીજાની તેઓને દરકાર રાખવાની ફુરસદ જ મળતી નથી. એટલે જે વખતે એકાદ બંગલામાં આફત જેવું કે કશીક સપડામણ જેવું કાંઇ કૃત્ય બને ત્યારે પોતે બંધનમાં આવે નહીં એટલા ખાતર દરેક જણ આડોઅવળો જતો રહે છે! માનવ પ્રકૃતિ જ આવી હોય છે. પારકી લપમાં પડવા માટે સેંકડે ૯૫ ટકા માનવસમાજ તૈયાર હોતો નથી. પોતાનું જાળવીને પોતે બેસી રહેવાનું પસંદ કરે છે. શહેરી સમાજની આ પ્રકૃતિથી જાલિમસિંહ વાકેફ હોવાથી જ્યારે પડોશી બંગલાવાળાઓની ગેરહાજરી તેણે જોઇ ત્યારે તેને નવાઈ લાગી નહીં. એમની ગેરહાજરી તરફ તેણે ઉદાર દૃષ્ટિથી જોયું. તેઓ પાસેથી કશી જ બાતમી મેળવવાની તેણે આશા રાખી નહીં અને તેઓને ત્યાં હવે પૂછપરછ કરવા પાછળ વખત ગુમાવવાની જરૂરીઆત પણ તેણે જોઇ નહીં. જે કાંઈ તેણે માળી પાસેથી સાંભળ્યું હતું તે ઉપરથી તેણે સાર તારવ્યો કેઃ (૧) એક ફોટા માટે આ બધી ધડાધડી અહીં થઇ હતી. (૨) બદમાશો, પડોશીઓ આવેલાં

જાણીને અને ફોટો ખૂબ જ શોધને અંતે પણ નહીં મળ્યાથી આખરે કાલિન્દી બાઇને પ્રાણઘાતક રીતે ઘાયલ કરીને બધાંને અહીંથી લઈ જવાં પસંદ કર્યાં હતાં.

દિવાનખંડમાં લોહીના ડાઘ મોજુદ હતા. એ ઉપરથી જાલિમસિંહે નિર્ણય કર્યો કે, આ સ્થળે જ કાલિન્દી ઉપર ઘા કરવામાં આવ્યા હોવા જોઇએ. ઘા જે શસ્ત્ર વતી કર્યા હશે જે ત્યાં મોજુદ ન્હોતું. માળીને પૂછપરછ કરવાની હવે જરૂર રહેતી ન હતી. જાલિમ સિંહે 'ચિત્તા'ને શોધ્યો પણ તે દિવાનખંડમાં ન્હોતો! 'એ ગયા ક્યાં યમદૂત!' જાલિમસિંહે સવાલ પૂછ્યો અને તેણે તેમ જ વીરશંગે ચોગરદમ 'ચિત્તા'ની તપાસ કરવા માંડી. આખરે મકાનના ચોથા માળ ઉપરની વિશાળ અગાશીમાં 'ચિત્તો' બેઠેલો દેખાયો. જાલિમસિંહને જોઇને પોતાની પૂછડી પટપટાવતો તે ઊઠ્યો. તેણે તેને લોહીના ડાઘ બતાવ્યા. જમીન ઉપર પેટ્રોલ ઢોળાયલું દેખાડ્યું અને તે અવારનવાર પેટ્રોલ સુંઘીને ઊંચે આકાશ તરફ નજર કરતો દેખાયો.

'આ આમ કેમ કરે છે?' જાલિમસિંહે મનમાં સવાલ કર્યો. ઊંડો વિચાર કરી જોતાં, અગાશીમાં ઢોળાયલા પેટ્રોલે તેના દિલમાં એક નવો વિચાર જન્માવ્યો: 'રખેને એરોપ્લેન દ્વારા બદમાશ, એ લોકોને અહીંથી ઉઠાવી ગયો હોય!' આ વિચાર ઉપર વિશેષ મનન કરતાં અને અગાશીની સપાટીનું વધારે બારિક અવલોકન કરતાં તેણે અનુમાન કર્યું કે: 'નીચેના ભાગમાં જે વખતે પડોશના બંગલાના નોકરો અને માળી બદમાશ સબંધી તજવીજ કરતા હતા તે વખતે તેઓને હાથ ન જઇ પડાય તે ખાતર બદમાશે એરોપ્લેનની મદદ લીધી હોવી જોઇએ! પણ એકદમ એરોપ્લેન શું જાદુઇ દંડાની મદદથી ઉત્પન્ન થયું હશે? ના. એના મળતીઆઓની મદદથી એણે તે અત્રે મંગાવ્યું હશે. 'જાલિમસિંહે શું'બઇના એરોપ્લેનના મથકે આ બાબતમાં પૂછપરછ કરવાની બાબતમાં પોતાની નોંધપોથીમાં ટાંક્યું

કરી લીધું. પોલિસમેન વીરશંગ અગાશીની સપાટીનું અવલોકન કરતો હતો. તેમાં રંગબેરંગી આરસપથ્થરની કપચીઓ ચોડેલી હતી; એટલે એના ચળકાટમાં એકદમ કોઈ વસ્તુ જલદીથી આંખે ચઢતી ન હતી. કેટલીક વારે વીરશંગને હાથ એકાએક એક 'પીન' આવી ચઢી. એ 'પીન' સાડીમાં ખોસવા માટેની 'પીન' હતી. તેણે તરત જ જાલિમસિંહને તે બતાવી. જાલિમસિંહે તે જોઈને અનુમાન કર્યું: 'આ પીન ખચિત જ કાલિન્દીએ, અનુપમાએ કે અરુણે નિશાની તરીકે અહીં મૂકી રાખેલી છે. પોતાની તપાસ ચલાવનારાંઓને માટે આ મુદ્દામાલ તે ત્રણમાંથી કોઈકે ચાલાકીથી અહીં રાખ્યો છે.' એ 'પીન'ને તેણે તપાસવા માંડી. એને આમ તેમ ફેરવતાં અચાનક તેનો હાથ એક ફેસીને અડક્યો અને તે ફેસી દબાતાં પીનનો વચલો ભાગ ઉઘડી ગયો. એમાં એણે શું જોયું? બદમાશ ભુજંગીલાલના ચ્હેરાનો ફોટો!

'ઉફ્! શું આ ફોટા માટે આ ભયંકર ધમાધમી થઈ હશે?' જાલિમસિંહ બોલ્યો: 'માળીના કહેવાથી જણાય છે કે, કાલિન્દી પાસેથી ફોટાની માગણી બદમાશે કરી હતી. કાલિન્દીને અને બદમાશને પૂર્વ--સંબંધ હોવાથી કાલિન્દી પાસે 'પીન'માં તેનો ફોટો હોય એમાં કશું અનુચિત નથી. બદમાશ પોતાને લગતી કોઈપણ નિશાની કાલિન્દી પાસે રાખવા નહીં માગતો હોય તેથી ફોટો માગતો હશે. પણ કાલિન્દીએ હડે ચઢીને તેને તે નહીં આપેલો અને પોલિસની તપાસમાં તે નિશાની તરીકે હાથ આવે તેમ જ પોતાને ઉઠાવી જનાર અને પીડનાર આ બદમાશ જ છે એવું સાબીત કરી આપવા માટે આ 'પીન' અહીં જાણી બૂઝીને પડતી મૂકી હશે. જાલિમસિંહે તર્ક વિતર્કમાં વધુ વખત નહીં ગુમાવતાં 'પીન' પોતાના ખિસ્સામાં મૂકી. આ કૃત્ય ભુજંગી ઉર્ફે કાળા તમંચાએ કર્યું છે એની ખાત્રી તો હવે તેને સોએ સો ટકા થઈ ગઈ. કુતરા અને પોલિસમેન સાથે તે અગાશીમાંથી નીચે આવ્યો. માળી કોઇ

શંકા પડતો માણસ ન લાગ્યાથી તેણે તેની ધરપકડ કરવાની જરૂર જોઈ નહીં. મોટરમાં બેસીને એરોપ્લેનના મથકે જવા તેઓ ઉપડ્યા.

## ૪૦

## એ ભેદી 'વીલ' કોનું ?

'ધી ઇંડીઅન ફ્લાઇંગ એરોડ્રોમ' નામના એરોપ્લેનોના મથકે જઇ પહોંચીને જાલિમસિંહે તેના મેનેજરને મળીને પૂછપરછ ચલાવી જોઇ તો જે બાતમી તેને મળી તેનો સાર એ નીકળ્યો કે: મળસ્કે પાંચ વાગે એક આદમી એક કલાકને માટે અને ૨૦૦ માઇલની મુસાફરીને માટે એક એરોપ્લેન જેનો નંબર (વી. ટી. એમ. ૫૭) છે તે ભાડે કરાવી ગયો હતો. એનું તે પછી શું થયું તે જાણવામાં નથી. તે એરોપ્લેન પાછું ફરેલું નથી. પણ તેનો 'પાઇલોટ' (એરોપ્લેન ચલાવનાર વિમાની) આ કંપનીનો જુનો નોકર હોવાથી તેના ઉપર વિશ્વાસ રાખી શકાય તેમ છે. તે હવે પછી કોઇપણ પળે પાછો ફરે એવો સંભવ છે. જાલિમસિંહે મેનેજરને પૂછ્યું: 'ભાડું શું ઠરાવ્યું હતું ?' જવાબ મળ્યો: '૩૦૦ રૂપીઆ.' જાલિમસિંહે પૂછ્યું: 'અગાઉથી તે લીધા છે ?' મેનેજરે હા પાડી. 'તમોને ચલણીનોટો અપાયલી છે ?' નવો સવાલ પૂછાયો, જેનો જવાબ મેનેજરે હકારમાં આપ્યો. જાલિમસિંહે તે નોટો જોવા માગી. તે એક તિજોરીમાં મૂકેલી હતી. મેનેજરે તે કાઢીને બતાવી એ જોતાં જ જાલિમસિંહની એક શંકા ખરી પડી. આ તમામ નોટો પર ડેપ્યુટી પોલિસ કમિશ્નરની ટુંકાક્ષરી સહીએ મોજુદ હતી! મતલબ, બદમાશોએ બનાવટી નોટોનો જ પ્રચાર કરવો ચાલુ રાખ્યો છે. ઉપરાંત, જે જે ગુન્હાઓની સંખ્યા તેઓ સંકલનાવાર વધારતા જાય છે, તેમાં તેઓ પકડાઇ જાય, એવી આ મજબુત સાબિતી રાખી જવા જેવા ગફલતખોર બને છે!

જાલિમસિંહે અનુમાન કર્યું કે બદમાશો પાસે નાણાં ન હોવાથી તેઓ અરવિંદવાળા રૂા. ૩૦ હઝારમાંથી જ હવે ખર્ચ કરતા રહે છે! એરોપ્લેન કંપનીવાળાને આ નોટોનો ઉપયોગ કરવા 'ના' પાડીને તેની નંબરવાર પ્હોંચ આપીને જાલિમસિંહે તે પોતાને હસ્તક લઇ લીધી એટલા જ વાસ્તે કે, આ બનાવટી નોટોનો પ્રચાર થતો અટકે અને જ્યારે બદમાશ ઉપર કેસ ચાલે ત્યારે પુરાવા તરીકે આ નોટો અદાલતમાં રજુ કરી શકાય.

બાદ તેણે આ ગુન્હા સંબંધે એ તત્વ કાઢ્યું કે ગુન્હો એરોપ્લેનની મદદથી થયો છે. બદમાશના મળતીઆએ એરોપ્લેન ભાડે કરાવ્યું હશે. વાલકેશ્વર ખાતે ફોટો શોધવા માટે કાલિન્દી વગેરેને તેમાં લઇ જવામાં આવ્યાં હશે અને અગાશીમાંથી તેઓને તેમાં ફરીથી ચઢાવીને આશ્રમમાં એકલી કાલિન્દીને મૂકી દઇને અનુપમા તથા અરુણ સાથે એરોપ્લેન મુંબાઇની બ્હાર કોઇ અજાણી જગ્યાએ જવા ઉપડયું હશે. એ અજાણી જગ્યા કઇ? બાઇ અને બાળકને કયાં લઇ જવાયાં હશે?

હવાઇ રસ્તા માટે 'ચિન્હ' કામ ન લાગે. એ રસ્તાની નિશાનીઓ શોધી શકાય એવું સાધન હજી વિજ્ઞાનીઓ શોધી શકેલા નથી. જાલિમસિંહે એરોપ્લેનના મથકેથી જુદાં જુદાં શહેરોની પોલિસ ઓફીસોએ સંદેશા મોકલ્યા અને ઉપર કહેલા નંબરવાળું શકદાર એરોપ્લેન જ્યાં જોવામાં આવે ત્યાં તેને થોભાવવું તથા તેમાંના ઉતારૂઓને ગીરફતાર કરી લેવા એવી સૂચનાઓ આપી દીધી. બાદ તે મુખ્ય પોલિસ ઓફીસે ગયો. ડેપ્યુટી પોલિસ કમીશ્નર તે વખતે ત્યાં આવેલો ન્હોતો. પોતાની કામગીરીનો અત્યાર સુધીનો ટુંક રીપોર્ટ લખીને જાલમસિંહે, તે અમલદારના ટેબલના ખાનામાં મૂકયો અને પોતે રાહ જોઇ રહ્યો કે, કોઇ જગ્યાએથી એરોપ્લેનની ભાળ આપનારો કાંઇ સંદેશો આવે છે કે કેમ?

આશરે વીસ મિનિટ બાદ પૂના ખાતેથી ટેલીફોનનો સંદેશો આવ્યો: 'એરોપ્લેન નં. વી. ટી. એમ. ૫૭ પૂના ખાતે ઉતરેલું હતું; પણ તેના 'પાઇલોટ' ની લાશ તેમાં પડેલી હતી! તજવીજ ચાલુ છે કે, એનું ખૂન કોણે કરેલું છે?' આ સમાચાર આશ્ચર્ય ઉપજાવનારા હતા. ખૂની અવશ્ય કાળો તમંચો હોવો જોઇએ, એમ જાલિમસિંહને લાગ્યું પણ તેણે તેના સંબંધી પૂનાની પોલિસને કશો ઉલ્લેખ કર્યો નહીં. પરંતુ ઇન્સ્પેકટર રમાકાંત સંબંધી પૂછપરછ કરી. તેને જવાબ મળ્યો કે: તેઓ અમારી પાસે આવેલા નથી અથવા તેઓ અહીં હોવા વિષેનો રિપોર્ટ પણ અમાને મળ્યો નથી. જાલિમસિંહને સ્હેજ ભય ઉપજ્યો કે, રખેને બદમાશોની પૂંઠ લેવા જતાં ઇન્સ્પેકટર રમાકાંતને હાણ થઈ હોય. આથી તેણે કાળા તમંચા વિષે પૂનાની પોલિસને ખબર આપવી ઉચિત લેખી. તેણે સૂચના કરી કે છૂપા જાસુસો મોકલીને તપાસ કરાવો. એરોપ્લેનમાં એક ભુજંગીલાલ ઉર્ફે કાળો તમંચો, એક બાઇ અને એક બાળકને લઇને મુંબાઇથી ન્હાસી છૂટેલો છે. તેની પાછળ ઇન્સ્પેકટર રમાકાંત અને એક ખાનગી ગૃહસ્થ નામે શ્રીકાંત પૂના આવેલા છે. ભુજંગીના ચ્હેરાનું તેમજ રમાકાંત અને શ્રીકાંતના ચ્હેરાનું વર્ણન જાલિમસિંહે પૂનાની પોલિસ–ઓફિસને પૂરૂં પાડીને જણાવ્યું કે બની શકે છે તો હું થોડાક કલાકના અરસામાં પૂના ખાતે આવી પહોંચીશ.'

બાદ તે જનરલ હોસ્પિટલે ગયો. ત્યાંના મોટા ડૉકટરને મળતાં તેને ખબર અપાઈ કે કાલિન્દી થોડીક વાર ઉપર સ્હેજ શુદ્ધિમાં આવી હતી અને તેણે કેટલીક લવરી કરી હતી.

'એમ? તે શું બોલી હતી?' જાલિમસિંહે પૂછ્યું.

મોટા ડૉકટરે જણાવ્યું: 'તેની પાસે બેઠેલી નર્સોએ તે વિષે નોંધ લીધેલી છે.'

'મને ત્યાં જવા પરવાનગી આપશો!'

'દર્દીને કાંઈ પણ નહીં' કહેવાની શરતે જ પરવાનગી આપું.'

જાલિમસિંહે તે શરત કબુલ મંજુર રાખી અને મોટો ડૉક્ટર તેને દર્દીના રૂમમાં લઇ ગયો.

'તને વીલ જોઇએ છે? વીલ તો કયાં છે તે હું એકલી જ જાણું છું. એ જ્યાં છે ત્યાંથી કોઇને પણ હાથ લાગશે નહીં. માર...મુવા...મારી નાંખ...પણ હું તે વિષે તને રજમાત્ર પણ બાતમી આપીશ નહીં, દુષ્ટ...?'

ઊલ્ટા સંદિગ્ધ શબ્દો કાલિન્દી હોસ્પિટલના બિછાનામાં થોડીક શુદ્ધિ દરમ્યાન લવી હતી અને પાછી બેશુદ્ધિમાં પડી ગઈ હતી. એ નર્સોએ તે શબ્દો પોતાની નોંધપોથીમાં ટપકાવી લીધા હતા. જાલિમસિંહે પણ તે નોંધી લીધા અને તે ઉપરથી તેણે અનુમાન કર્યું કે જે પીનમાંના ફોટા માટે આ બધી કરપીણ ધમાધમી થયેલી માનવામાં આવે છે તે એકલું જ કારણ આ કેસમાં નથી પણ કાંઇક છુપાવેલા વીલનું યે કારણ છે. એ વીલ કોનું છે? એ વીલ ક્યાં મૂકવામાં આવેલું છે ? અને બદમાશ ભુજંગી તે મેળવવા માટે કેમ તલસાટ કરી રહ્યો છે? જાલિમસિંહે આ બધા પ્રશ્નો પોતાની નોંધપોથીમાં ટપકાવી લીધા. પણ તેના જવાબો અત્યારે તે સહેલાઇથી મેળવી શકયો નહીં, કારણ કે, એ પ્રશ્નો પર પ્રકાશ ફેંકનારી કોઈ પણ હકીકત તેની સમક્ષ મોજુદ ન હતી. આ કેસમાં કોઈ 'વીલ'ની ચોરીનો ઉલ્લેખ થયેલો ન હતો. કોઇકના વીલથી કોઇકને ફાયદો થાય તે માટે આ બધા ખૂની યત્નો થઇ રહ્યા હોવાનું યે ક્યાં યે સૂચન થયેલું ન હતું, માત્ર હવે તો કાલિન્દીની વધુ લવરી ઉપર આધાર રાખવાનો રહ્યો. જાલિમસિંહે નર્સોને દર્દીની લવરી બરાબર નોંધતાં રહેવાની સૂચના આપી અને પોતે ત્યાંથી વિદાય થયો. તે પુનઃ મુખ્ય પોલિસ ઓફિસે પાછો ફર્યો. એ વખતે તેને ખબર આપવામાં આવી કે પૂનાથી ઇન્સ્પેક્ટર

રમાકાન્ત સંબંધે કાંઇક સંદેશો આપને પોતાને જ કહેવાનો હતો. આપ ન્હોતા એટલે તે સંદેશો અહીં કોઇને કહેવામાં આવ્યો નથી.

'ત્યાંની પોલિસ-ઓફિસેથી સંદેશો આવેલો ?'

'હા.' તુર્ત જ જાલિમસિંહે પૂનાની મુખ્ય પોલિસ ઓફિસે ટેલીફોનનું સાંધણ જોડયું. થોડીવારે રમાકાન્તનો અવાજ સંભળાયો : 'ભુજંગીલાલ અને ફક્ત તેનો એક સાથીદાર અનુપમા અને અરુણને લઇને અહીં વી. ટી. એમ. ૫૭ નંબરના એરોપ્લેન મારફત આવેલા. અમો તેમના કરતાં અગાઉ અહીં આવી પહોંચેલા. અમોને શક ઉપજેલો કે, બદમાશ કદાચ એરોપ્લેનનો ઉપયોગ કરશે તો ? વિમાન મેદાનમાં ક્યારે ઉતરે તેની અમે રાહ જોઇ રહ્યા હતા. આખરે અમારું અનુમાન સાચું નીવડયું. બદમાશ તેમાંથી ઉતર્યો અને પોતાના સાથીદારને તેણે ટેકસી ભાડે કરી લાવવા મોકલ્યો. અમો જે જગ્યાએ છુપાઇ રહેલા તે જગ્યાએથી બદમાશનો સાથીદાર પસાર થતાં અમે તેના પર હલ્લો કર્યો અને તેણે જીવ પર આવીને લડવા માંડયું. બચાવને માટે તેણે બદમાશને 'સરદાર સરદાર' એમ કહીને બૂમો મારી એટલે ભુજંગી પણ ત્યાં આવી લાગ્યો. અમો ત્રણ લડતા હતા તે દરમ્યાન એરોપ્લેનમાંથી અનુપમા અને અરુણ નીચે ઉતરીને ન્હાસવા લાગ્યાં. બદમાશે આ જોઇને તુર્ત જ પોતાના સાથીદારને ખંજર મારીને તેનો અંત આણ્યો અને પોતે અનુપમા અને અરુણની પાછળ પડ્યો. અનુપમાને તે પકડી શક્યો. તે જ વેળા ત્યાંથી એક ટેકસી પસાર થતી હતી તેમાં તેણે અનુપમાને નાંખી અને ટેકસી ચાલુ થઇ ગઇ. મેં શ્રીકાંતને સૂચવ્યું કે તમે એની પાછળ જાઓ. એક બીજી ટેકસીમાં તેઓ તેની પાછળ ગયા અને મેં અરુણની શોધ કરવા માંડી. સારે નસીબે તે એક ઝાડ નીચે જઇને બેસી પડ્યો હતો. મને તો તે ઓળખતો હતો એટલે તેને સમજાવી લેતાં વાર લાગી નહીં. એને મેં પોલિસ-ઓફિસે લઇ જવા ઠરાવ્યું ત્યાં તેણે

મને ખબર આપી કે 'બિચારા વિમાનીને દુષ્ટ બિહારીએ મારી નાંખ્યો છે!' બિહારી એ ભુજંગીનું બીજું આગલું નામ છે. એરોપ્લેનમાં મેં જોયું તો પાઈલોટ મરણ પામેલો હતો. તેના હાથમાં દશ રૂપીઆની બનાવટી નોટ હતી. જેની ઉપર ડેપ્યુટી પોલિસ કમિશ્નર સાહેબની ટુંકાક્ષરી સહી હતી. અનુમાન થાય છે કે–એ નોટ માટે બે વચ્ચે ઝઘડો થયો હશે અને ઝઘડાનો અંત બદમાશે ખૂનમાં આણ્યો છે! શ્રીકાંત બદમાશની પાછળ પડ્યો છે. અનુપમા બદમાશને હસ્તક છે, અરુણને હું બચાવી શક્યો છું. બાળક છે એટલે ખૂબ ગભરાઇ ગયેલ છે. પોતાનાં સ્વજનોથી તે વિખૂટો પડ્યાથી વારંવાર પોતાની માતાને અને શિક્ષિકા રજનીને ખૂબ યાદ કરે છે. અરુણને પૂરતું પોલિસ રક્ષણ અપાયલું છે. તમારે હવે ધ્યાનમાં રાખવાની બાબત જણાવું છું. કાળા તમંચાના કુલ સાત સાથીદારો હતા. એમાંથી કાલિન્દી નં.૧ છૂટી પડી. રમજુ ડ્રાઇવર નંબર ૨ નું મોત આનંદ–ભુવન લૉજમાં નીપજ્યું. નંબર ૩ નું મોત અહીં પૂનામાં બદમાશના હાથથી જ થયું. એટલે હવે તેના ૪ સાથીદારો બાકી રહ્યા. તેઓમાંનો એકકે સાથીદાર અહીં તેની પાસે નથી. એટલે મુંબાઇમાં જ તેઓ ક્યાંક વેરવિખેર હાલતમાં છૂપાયલા રહ્યા છે. તેઓની શોધ તમો ત્યાં કરો. અમો અહીં આ બદમાશને જીવતો કે મુવેલો પકડ્યા સિવાય રહેનાર નથી.'

જાલિમસિંહે પોતાને એક પીન જેમાં ભુજંગીનો ફોટો છે તે મળ્યાની તેમ જ કાઇક બેદી વીલ જેના વિષે કાલિન્દી લવરી કરી હતી તેની હકીકત રમાકાંતને કહીં. રમાકાંતે તે હકીકત નોંધી લઇને જણાવ્યું કે શ્રીકાંત કદાચ તેનાં રહસ્ય ખોલી શકશે. થોભો અને હું તેને મળું ત્યાં સુધી રાહ જુઓ.' વાતચીત અત્રે બંધ કરવામાં આવી.

૪૧

## અરવિંદનું અવિચારી સાહસ

જાલીમસિંહે, આ પછી, શાં પગલાં લેવાં તે વિષે વિચાર ચલાવ્યા બાદ બોરીવલી ખાતે અરુણ-કુંજમાં ટેલિફોન કર્યો. ત્યાં રજની, લવંગિકા, અરવિંદ અને તેની માતા હતાં, એવું તે જાણતો હતો. તેણે પૂછપરછ માટે લવંગિકાને હોશિયાર સન્નારી તરીકે પસંદ કરી. ટેલિફોનમાં તેણે તેને પૂછ્યું. 'આપને એ ત્રણ બાબતો માટે મારે પ્રશ્નો કરવા છે.'

'પૂછો. હું જે જાણતી હોઈશ તે કહીશ.' લવંગિકાએ જવાબ દીધો.

'મિ. શ્રીકાંત વિષે આપનો કેવો અભિપ્રાય છે?'

'તેઓ તદ્દન લાયક ગૃહસ્થ છે. અરવિંદકુમારના અને તેમના કુટુંબના પરમ હિતેચ્છુ છે. એમના વિષે કોઈ પ્રકારની શંકા લાવી શકાય તેમ નથી. એમના ઉપર આવેલો આરોપ ખરો હોવાનો હું મક્કમપણે ઇન્કાર કરૂં છું.'

'આપ કોઇ 'પીન' વિષે કાંઈ જાણો છો?'

'પીન? કેવી પીન?'

'તે એક હીરાની પીન છે. તેમાં ભુજંગીલાલના ચ્હેરાનો ફોટો છે. અરવિંદ-કુંજ ખાતે હમણાં હું તપાસ કરવા ગયો હતો ત્યાંથી મળી આવી છે. એ પીન કોની છે?'

'હું ધારૂં છું કે, તે કાલિન્દીબાઇની હશે; અથવા તો ખુદ મિ. ભુજંગીલાલની હશે.' લવંગિકાએ જાણી બૂઝીને જુઠ્ઠી વાત કરી; એટલા વાસ્તે કે, જો અનુપમાની તે 'પીન' વિષે અરવિંદને પૂછપરછ કરે તો નાહક પોતાને અને અરવિંદને ચડભડાટ થાય. એ પ્રસંગ ટાળવા માટે 'આપદ્ ધર્મ' તરીકે તેણે 'અથવા' પ્રયોગવાળો જવાબ વાળ્યો.

'પોતાને શોધનારાંને નિશાની મળે તે બદલ આ 'પીન' કાલિન્દીબાઈએ જ અરવિંદ-કુંજમાં નાંખી હોય એમ હું માનું છું પણ એ 'પીન' બદલ જ કાલિંદીબાઈ ઉપર આફત ગુજરી નથી. પણ એક 'વીલ' સંબંધે યે આફત ગુજરી હોય એમ અનુમાન થઈ શકે છે.' જાલિમસિંહે કહ્યું.

આશ્રમમાં શું બનેલું તે લવંગિકાને જાલિમસિંહે ટૂંકમાં કહ્યું. અને તે પછી કાલિન્દીને અરવિંદ-કુંજમાં કરવામાં આવેલા જખ્મો વિષે તેમ જ તે અત્યારે હોસ્પિટલમાં હોવા વિષે તથા ત્યાં તેણીએ કરેલા 'વીલ'ના બબડાટ વિષેની હકીકત પણ કહી.

લવંગિકા ગંભીર બની ગઈ. તેણે જાલિમસિંહને કહ્યું: 'આપ અહીં આવો. રૂબરૂમાં આ બાબતમાં વાતચીત કરવી સલામત છે. મને શંકા ઉપજે છે કે...'ઓહ!' એકાએક તેણે અહીં તીણી ચીસ પાડી. જો ટેલિફોનમાં ગાઈ રહી..."બદમાશ! કાળો તમં.. ખૂન... મદ...' આટલું જ તે તૂટક ફૂટક બોલી અને તેના હાથમાંથી ટેલિફોનનું રિસિવર પડી ગયું કે શું થયું તે જાલિમસિંહને સમજાયું નહીં પરંતુ જાણે રિસિવર ટેલિફોન-યંત્રથી અલગ હોય અને એ સ્થળે થતા અવાજો પોતાને સંભળાતા હોય એમ એને લાગ્યું; એટલે તે ત્યાંથી ખસ્યો નહીં અને રિસિવર કાને ધરેલું જ રાખીને જે કાંઇ સંભળાય તે સાંભળવા લાગ્યો. તેણે મર્દાની અવાજ સાંભળ્યો: 'બાઈ! અહીંની તિજોરીના ચાવીઓ ક્યાં છે?'

'મને ખબર નથી.' લવંગિકા જવાબ દેતી સંભળાઈ.

'જુઠું' ના બોલો. એક વૃદ્ધ સન્નારી જેમને હું દોરડાંથી હમણાં જ સજ્જડ બાંધીને આવ્યો છું તેઓ કહે છે કે, ચાવીઓ તમારી પાસે છે. તમે કહો છો કે, ખબર નથી. આમ જુઠું બોલીને તમો લોકો અમને છેતરવા માગતાં હો તો યાદ રાખજો કે, તમારૂં ખૂન કરીને પણ હું તે ચાવીઓ લઇશ.'

'ખૂન? આટલાં બધાં ખૂન કરીને તમે લોકો શું તૃપ્ત થશો

નથી કે, હજી વધુ ખૂનની અને તે પણ નિર્દોષના ખૂનની વાત કરો છો ?'

'કશી જ લપ્પન છપ્પન કરવાની જરૂર નથી. ચાવીઓ આપો છો કે પછી ધડાધડીનો મામલો નિહાળવો છે ?'

'મારી પાસે ચાવીઓ નથી.'

'તો કોની પાસે છે ?'

આ વખતે એક ત્રીજો અને મર્દાની અવાજ સંભળાયો; દુષ્ટ શ્રીકાંત! તને ચાવીઓ જોઈએ છે? એક અબળાને તે ખાતર તું સતાવે છે? લે...ચાવીઓને તું મોતની ભેટ!...એકાએક અત્રે ગોળીબાર સંભળાયો. જાલિમસિંહે ટેલિફોનમાં તે બરાબર સાંભળ્યો. તેણે કલ્પના કરી લીધી કે–એ મર્દાની સ્વર અરવિંદકુમાર-નો હોવો જોઈએ. ટેલિફોન દ્વારા તે અરવિંદકુમારને–આશ્વાસનનો અને પોલિસ–મદદ મોકલવાનો સંદેશો કહેવા તત્પર થતો હતો ત્યાં ખુરશીઓનું અફળાવું, ભારે ચીજોનું ફેંકાવું, દોડાદોડી વગેરે ધમા-ધમીના અવાજો ટેલિફોનમાં ઉપરા ઉપરી સંભળાવા લાગ્યા. 'નક્કી, અરવિંદકુમારનો ગોળીબાર નિષ્ફળ નીવડ્યો છે અને બદમાશનો પિત્તો તેથી ઊછળ્યો છે. પરિણામે તેની અને અરવિંદકુમારની વચ્ચે મારામારી થઈ રહી છે' આવું જાલિમસિંહે કલ્પી લીધું, ક્ષણાર્ધ વીતતાં 'ઓહ...હા!...મુવો!..' એવા શબ્દો જાલિમસિંહને કાને અથડાયા. બાદ બારણાં અફળાયાં અને પછી શાંતિ ફેલાઇ. બે લડનારાઓમાંથી એક જણનું મૃત્યુ થયું હોવાની ભયંકર કલ્પના જાલિમસિંહને ઊપજી. મૃત્યુ નીપજાવનાર ન્હાસી છૂટ્યો છે, એમ તેને લાગ્યું. હવે તે સ્હામે કાંઇક કહેવા તત્પર થયો. એટલામાં રિસિવરમાંથી અવાજ સંભળાયો; 'એલાવ! આ પોલિસ ઓફિસ છે કે?' સ્વર ચોક્કસ લવંગિકાનો હતો. જાલિમસિંહે 'હા' પાડી એને કહ્યું: 'તમારે શું કહેવાનું છે? હું જાલિમસિંહ ઇન્સ્પેક્ટર છું. તમે

લવંગિકા બ્હેન છો ને?'

'હા. લવંગિકાએ જવાબ દીધો: 'અમને જલ્દીથી પોલિસની મદદ પહોંચાડો...'

અધવચ્ચે જ જાલિમસિંહે કહ્યું: 'ન ગભરાશો, બહેન! મેં તમારે ત્યાં બનેલા બનાવની તમામ વાતચીત અહીંથી સાંભળી છે. એ એક નસીબદાર સંજોગ હતો કે, તમારે ત્યાંનું રિસિવર, યંત્રથી અલગ ખૂલ્લું રહ્યું અને હું આ છેડેથી બધું સાંભળી શક્યો! હવે હું જાણવા માગું છું કે, એ ધડાધડીનું છેવટ શું આવ્યું છે? 'મુવો' એ શબ્દો કોના હતા? ન્હાસી કોણ ગયું?'

'મુવો.શબ્દ અરવિંદકુમારના હતા! બદમાશ એમને ઘાયલ કરીને ન્હાસી છૂટયો છે! તેઓ ખૂબ જ ઘાયલ થયેલા છે. ઘામાંથી ઘણું લોહી વહી જાય છે. મને ભય ઉપજે છે કે કાંઇ ન બનવાનું બની જશે તો? ડૉકટરી મદદની તત્કાળ જરૂર છે.'

'ગભરાશો નહીં. હું એ મદદ મોકલાવું છું અને જાતે ત્યાં આવી પહોંચું છું. ગોળીબાર કોણે કરેલો?'

'ગોળીબાર અરવિંદ-કુમારે કર્યો હતો. બદમાશ તેનાથી ઘવાયો હતો. પણ તેણે એક મોટી લાંબી છરીથી એમના પર હુમલો કર્યો અને આખરે એ છરી એમને મારીને તે ન્હાસી છૂટયો છે.

'ઉફ! ધર્મીને ઘેર ધાડ અને પાપીને લીલાલ્હેર!' દુનીયા કેવી દોરંગી છે? હું આ આવ્યો, બહેન! ડૉકટરી મદદ પણ ઝટ મોકલું છું. હિમ્મત રાખજો. ગભરાશો નહીં.' જાલિમસિંહે તે પછી સિવિલ હોસ્પિટલનો નંબર જોડીને ટેલિફોનમાં ખબર આપી કે: બોરીવલી અરુણ-કુંજમાં એમ્બ્યુલન્સ-ગાડી મોકલાવો. તે સાથે એક ડૉકટરને પણ, ઘવાયલા માટેની પ્રાથમિક મદદનાં તમામ સાધનો સાથે ત્યાં મોકલો. હું પણ તે જગ્યાએ જઈ પહોંચું છું.'

બાદ તેણે કેટલાક પોલિસમેનોને બોલાવ્યા. અને એક મજબુત

તથા ઝડપી ગતિવાળી પોલિસ-મોટર-ગાડીમાં સર્વેની સાથે બેસીને તે અરુણુ-કુંજ તરફ જવા ઉપડ્યો.

## ૪૨

## દોઢ લાખના દાગીના ગુમ!

જાલિમસિંહ જ્યારે મોટર-ગાડીમાં અરૂણુ-કુંજમાં આવ્યો ત્યારે તેને માલુમ પડયું કે-દરવાજા પર રખાયલો પહેરેગીર બેશુદ્ધ હતો અને તેની સારવાર કરનાર કોઇ જ ત્યાં ન હતું. બીજા નોકરોની રૂમો તરફ તપાસ કરાવતાં તેઓને બેશુદ્ધ કરેલા હતા એમ માલુમ પડયું. બદમાશના કામકાજનો ભેદ ઊંડો હોવાનું માનીને તે લવંગિકા પાસે ગયો. તો તે, બેશુદ્ધ થયેલી રજનીની સારવાર કરતી એક કોચમાં બેઠેલી હતી. અરવિંદ બેશુદ્ધ હાલતમાં જમીન પર પડેલો હતો.

'ન ગભરાશો, બ્હેનો!' જાલિમસિંહે કહ્યું: 'અમો આવી પહોંચ્યા છીએ. આ બ્હેન ધમાધમી વખતે તમારી સાથે હતાં?'

'ના. રજની બાજુના ઓરડામાં સુતેલી હતી. બદમાશ નાઠો તે બાદ હું તેના ઓરડામાં જઇને તેને અહીં લઇ આવી. અરવિંદ કુમારની આ હાલત જોઇને બિચારી ભયથી અને ગભરાટથી બેશુદ્ધ થઇ ગઇ છે.'

'નોકરોને અને પહેરેગીરને બદમાશે બેશુદ્ધ કરેલા છે અને હાં...માજીને આપ તપાસી આવ્યાં છો? બદમાશે તેમને દોરડાંથી બાંધેલા હોવાનું તમને કહ્યું હતું તે મેં ટેલિફોનમાંથી સાંભળ્યું હતું.'

'ના. માજી પાસે હું જઇ શકી નથી.' લવંગિકા બોલી.

આ વખતે એક પોલિસમેને જાલિમસિંહ પાસે આવીને ખબર આપી કે નોકરોને અને પહેરેગીરને અમે શુદ્ધિમાં લાવ્યા છીએ.

આ બંગલાનાં વૃદ્ધ શેઠાણી આપને કાંઈક 'સ્ટેટમેંટ (નિવેદન) લખાવવા માટે બોલાવે છે. તેઓ દોરડાંથી બંધાયલી હાલતમાં હતાં. અમે તેમને છૂટાં કર્યાં છે.'

પોલિસમેનને લવંગિકા અને રજનીના રક્ષણનું કામ સોંપીને જાલિમસિંહ કમળાદેવી પાસે જઈ પહોંચ્યો. એમના શયનખંડમાં એક બાજુએ તિજોરી હતી. આ તિજોરી જાલિમસિંહે ખુલ્લી જોઈ તે તરત જ તિજોરી પાસે દોડી ગયો. તેનું બારણું તેની ચાવી વડે જ ઉઘાડવામાં આવેલું હતું.

'બદમાશ આમાંથી કાંઈ લૂંટી ગયો છે કે?' તેણે કમળાદેવીને પ્રશ્ન કર્યો.

'હા. એમાંનાં બધાં ઘરેણાં ગાંઠાં તે લઈ ગયો છે.'

'તમને દોરડાંથી બાંધ્યા પછી તેમણે બળજબરીથી ચાવીઓ ઝુંટવીને આ કામ કર્યું હશે. મને સ્હેજ વિગતવાર આ બનાવની હકીકત કહેશો?'

'એ કાળાં કપડાંવાળા બદમાશે પોતાના હાથમાં તમંચો રાખેલો હતો. તેણે મને ચાવીઓ આપવા કહ્યું. મેં ના પાડી એટલે તે મને મારી નાંખવા તૈયાર થયો. છતાં મેં તેને ચાવીઓ ન બતાવી એટલે એણે મને દોરડાં બાંધ્યાં, મારા મ્હોંમાં કપડાંનો ડુચો ખોસ્યો. એ પછી મારા બિછાનાના ઉશીકા નીચેથી તેણે ચાવીઓ શોધી કાઢીને લઈ લીધી. એ પાપીએ ચાવીઓથી તિજોરી ઉઘાડી અને એમાંથી નિરાંતે બધું ઉઠાવીને તે જતો રહ્યો!'

'કાંઈ રોકડ રકમ આ તિજોરીમાં હતી?'

'રૂપીઆ સો–સવાસોની નોટો હતી.'

'તિજોરીમાં તો એણે કાંઈ જ બાકી રાખ્યું જણાતું નથી.'

'શેનું રાખે? જાણે એના બાપે જ બધું એકઠું કર્યું હોય તેમ

તે બધું જ ઉસેડી ગયો હશે. પણ ફોજદાર ! શું તે શ્રીકાંત હતો?'

'એણે આપને શું એમ કહ્યું કે પોતે શ્રીકાંત હતો?'

'હા. એ બોલ્યો કે, 'માજી, હવે હું તમારો તાબેદાર 'શ્રીકાંત' રહ્યો નથી! પણ તમે ભેગું કરેલું બધું ભોગવવા ઇચ્છનાર 'શ્રીકાંત' છું. 'શ્રી' એટલે પૈસો અને 'કાંત' એટલે તે ભોગવનાર! માજી! ચાહે તો તમે મને દુશ્મન ગણો; કે વારસ ગણો. ખુશીથી આપે આપ્યું નથી તો મારી તાકાદથી હું તે લઉં છું અને હું જ ભોગવીશ. અરવિંદ અને અરુણ બેયનાં ખૂન થશે. અનુપમા મને ફરીથી પરણશે અને પછી બસ આ શ્રીકાંત લીલાલ્હેર કરશે!' ફોજદાર! કોઈ દિવસ જે શ્રીકાંતે આવું કહ્યું ન હતું તે શું આમ ભ્રષ્ટ વાતો કરવા તૈયાર થાય એવો હળાહળ કળિયુગ આવી ગયો છે?'

'માજી! કળિયુગ આવ્યો છે એમ શી રીતે માની શકાય? આપ જેવાં પુણ્યશાલીનાં પુણ્યથી તો આપનું ગુમ થયેલું રત્ન-આપના નાના દીકરા અરુણભાઇને અમે હેમખેમ બચાવી શક્યા છીએ અને તે પે શ્રીકાંતની મદદ વડે!'

'હેં! ફોજદાર! શું તમે સાચું કહો છો? મને ક્યારનું મનમાં એમ થતું હતું કે—અરવિંદ કદાચ આવું બોલે; પણ શ્રીકાંત કદાપિ આવું ન જ બોલે અને અમારી લક્ષ્મી ઉપર તે ભ્રષ્ટ દાનત ન જ કરે. શું શ્રીકાંતે મારા અરુણને બચાવ્યો છે? એ એવો હિમ્મતવાન અને બહાદુર છે, એવી મને મૂળથી ખબર છે. અહીં તો નક્કી ત્યારે કોઇક નકલી માણસ એનું નામ ધારણ કરીને આવ્યો હશે અને......'

'આપને બધું જ જુઠ્ઠું કહીને તે લૂંટ ચલાવીને તે ચાલ્યો ગયો છે!' જાલિમસિંહે અધવચ્ચ કહ્યું: 'શ્રીકાંત તો અત્યારે આ શહેરમાં પણ નથી. પૂનામાં તેઓ અમારા એક ઇન્સ્પેકટરની મદદમાં કામ કરી રહેલા છે. અહીં જે લૂંટારો આવ્યો હતો તે ખચિત જ કોઇક

બદમાશ હતો. અરવિંદ-કુમારને અને તેને લડાઇ થઈ હતી, એમાં જો કે તે તેમને ઘાયલ કરી ગયો પણ તેથી કોઈ રીતે ગભરાવા કારણ નથી. ડૉકટરી મદદથી સૌ કાંઈ સારૂં થઈ જશે અને અરવિંદ-કુમારને ઘાયલ કરનાર બદમાશે જેમ તમારી આગળ પોતાને 'શ્રીકાંત' કહીને 'વ્હાલાંમાં વિચ્છેદ' પડાવવા તજવીજ આદરી તેમ અરવિંદકુમારના નિર્મળ મનમાં પણ તેણે એવું જ ઝેર રેડયું છે. આપે એ વાત માની નથી. અરવિંદકુમાર, કમનસીબે, તે સાચી માની બેઠા છે. એ બાબતમાં સમય આવ્યે જરૂર બધો રહસ્ય-સ્ફોટ થશે. દરમ્યાન; આપ નિશ્ચિંત રહેશો કે, આ કામ શ્રીકાંતનું નથી. તેણે તો અરુણકુમારને બચાવ્યા છે અને ઇશ્વરકૃપા હશે તો, બદમાશની આખીયે ટોળીને પકડાવીને સજા કરાવવામાં તેઓ ફત્તેહમંદ થશે.'

'ફોજદાર ! તમે ઘણા સારા માણસ લાગો છો' કમળાદેવી એ કહ્યું: 'તમારાં આ બધાં વેણથી મારો બધો ઉકળાટ અને મારી બધી ચિંતા દૂર થયાં છે અને મને ઘણી જ શાંતિ વળી છે.'

'દરેક આફતનો અંત આવે છે જ. આફત સદાકાળ રહેતી નથી—જેમ અંધારી રાત નથી રહેતી તેમ. અંધારા પછી ઉજાસ આવે છે જ. માટે લેશ માત્ર ગભરાશો નહીં.' જાલિમસિંહે કહ્યું: 'તિજોરીમાંથી ગયેલા દાગીના શા શા હતા તેની યાદી આપ લવંગિકા બહેનને એક કાગળમાં ઉતરાવશો તો મહેરબાની થશે. અમે એ યાદી મુજબના લૂટાયલા દાગીના મેળવવા ચોગરદમ તપાસ કરીશું એટલે તે મળ્યા વિના રહેશે જ નહીં. હું લવંગિકા બહેનને આપની પાસે મોકલું છું.' આમ કહીને જાલિમસિંહ લવંગિકાના ઓરડામાં આવ્યો.

રજનીને એ વખતે ઊંઘ આવી ગઇ હતી. જાલિમસિંહે લવંગિકાને અહીં બનેલા બનાવો સંબંધી પ્રશ્નો પૂછીને પોતે જ જે કાંઇ સાંભળેલું અને પોતાને જે શંકાઓ હતી તેને લગતી વિગતોના

અંકોડા મેળવીને બનાવની આખીયે સાંકળ સાંધી લીધી.

બદમાશ જ્યારે લવંગિકાને ખૂનની ધમકી દેતો હતો ત્યારે અધવચ્ચ વાતચીત દરમ્યાન અરવિંદ બારણાના ઉંબરામાં તમંચા સાથે આવી લાગ્યો હતો. બદમાશની પૂંઠ તે વેળા બારણા તરફ હતી. લવંગિકા અરવિંદને બરાબર જોઇ શકી હતી, અરવિંદે બદમાશ પર જ્યારે ગોળીબાર કર્યો ત્યારે લવંગિકા એક બાજુએ ખસી ગઇ તેથી જ બચવા પામી હતી. અરવિંદના તમંચાની ગોળી બદમાશને પગમાં વાગી હતી. પણ તે જબરો સહનશીલ જણાયો હતો. એક 'ઉંહકાર' સરખો યે નહીં કરતાં ઝડપથી તે પાછો વળીને અરવિંદ તરફ ધસ્યો હતો. એમ કરતાં એક ખુરશી ઉઠાવીને તેણે અરવિંદ તરફ ફેંકી હતી. અરવિંદ બીજીવાર ગોળીબાર કરવા તૈયાર થતો હતો પણ બદમાશે તેની છેક નજદીક ધસી જઇને હિમ્મત અને બળથી તેનો હાથ પકડીને ઊંચો કરી દીધો હતો. બાદ તે હાથ આમળીને તેમાંથી તેણે તમંચો ઝુંટવી લીધો હતો અને બારી મારફત બહાર ફેંકી દીધો હતો. બેઉ વચ્ચે તે પછી બથ્થંબથ્થા ચાલી હતી. અહીંથી તહીં તેઓ ગબડતા હતા તેથી ફર્નીચર આમ તેમ ઉથલી પડ્યું હતું. દરમ્યાન, એકાએક બદમાશે એક છરીથી અરવિંદકુમારના ખભામાં સખ્ત ઘા કર્યો હતો અને છરી પાછી કાઢી લઇ, ખિસ્સામાં મૂકીને, બારણાં બહાર જતો રહ્યો હતો. એમ કરતાં તેણે બારણાં બંધ કરી દીધાં હતાં. પણ બહારથી સાંકળ વાસવી તે કદાચ ભૂલી ગયો હશે કે પછી તેની દરકાર કરી નહીં હોય. લવંગિકા, બદમાશના જવા પછી, અરવિંદ પાસે દોડી ગઇ હતી. તેના ઘામાંથી પુષ્કળ લોહી વહેતું જોઇને તેના દિલમાં ઘણો જ ગભરાટ વ્યાપી ગયો હતો. એવામાં એની નજર ટેલિફોન તરફ જતાં રિસિવર ટેબલપર જ પડેલું જોઇને તેણે પોલિસ-ઓફિસ રિંગ પૂછપરછ કરી હતી. આ પછીની હકીકતથી જાલિમસિંહ વાકેફ હતો.

જાલિમસિંહે આ બાબત ટુંકાક્ષરી પદ્ધતિથી નોંધપોથીમાં લખી લીધી. એ વખતે જનરલ હોસ્પિટલેથી એમ્બ્યુલંસ ગાડી આવી પહોંચી, તેની સાથે એક ડૉકટર પણ આવેલો હતો. ડૉકટરે અરવિંદનો ઘા તપાસ્યો અને જરૂરી મલમપટ્ટો કરીને તેને હોસ્પિટલમાં મોકલવાની જરૂરીઆત દર્શાવી. પ્રથમ તો, લવંગિકાને એ અરવિંદના દરજ્જાને છાજતું ન લાગ્યું. ચાહે તે ખર્ચ થાય પણ તેની સારવાર ઘેર જ થવી જોઇએ, એમ કહ્યું; પણ જાલિમસિંહે અને ડૉકટરે તેને સમજાવી કે, અત્યારે તેને હોસ્પિટલમાં રાખવામાં આવે એ જ ઠીક છે. ત્યાં દવાનાં પુષ્કળ સાધનો અને સારવાર માટે નર્સો હોય એટલે દર્દી ઉપર વધારે કાળજીથી ધ્યાન આપી શકાય. શ્રીમંતો માટેના ખાસ વિભાગમાં એમને રાખવામાં આવશે અને જરૂર કરતાં અર્ધી મિનિટ પણ વધુ વખત એમને ત્યાં રહેવાનો આગ્રહ કરવામાં આવશે નહીં, આ સમજુતી પછી લવંગિકાએ અરવિંદને હોસ્પિટલમાં લઈ જવા દેવાની 'હા' પાડી. ડૉકટર એમ્બ્યુલંસ–ગાડીમાં તેને સંભાળપૂર્વક સુવાડીને લઈ ગયો.

આ વખતે એક પોલિસમેને આવીને જાલિમસિંહને ખબર આપી : 'સાહેબ, સાંતાક્રુઝ રેલ્વે સ્ટેશન આગળના એક રેલ્વે–ક્રોસિંગ નજદીક એક મોટર–સાઇકલને અને ફાસ્ટ પેસેંજર ટ્રેનને અથડામણ થઇ છે. પરિણામે સાઇકિલસ્ટ છુંદાઇને મરણ પામ્યો છે. એ સાઇક્લિસ્ટનાં વસ્ત્રો કાળાં હતાં, તેના ખિસ્સામાંથી 'કાળા તમંચા'નો કાર્ડ નીકળ્યાં છે.'

'આ ખબર તને કોણે કહી ?'

'સાંતાક્રુઝ રેલ્વે સ્ટેશનેથી મુખ્ય પોલિસ–ઑફિસે ટેલિફોનમાં કહેવાયલી અને ત્યાંથી અહીં કહેવામાં આવી.'

'બરાબર' જાલિમસિંહ બોલ્યો: 'આપણે અહીં આવેલા છીએ

એ વાત મુખ્ય પોલિસ–ઑફિસે જાણીતી છે. વળી આપણે કાળા તમંચાનાં કુકૃત્યોની જ તપાસમાં છીએ અને અહીંનો કાળા તમંચાનો માણસ ન્હાસી ગયેલો છે. એટલે જ આ ખબર આપણને કહેવામાં વખત ગુમાવવામાં ના આવ્યો, તે ઠીક થયું, કાળા તમંચાના સાથીદારોમાંથી આ એક વધુનું મોત થતાં કુલ ૪ જણનો નાશ થયો. હવે તેના ફક્ત ૩ સાથીદાર બાકી રહે છે. વારુ; પણ એ બદમાશ પાસેથી કાંઇ દાગીના મળી આવ્યા છે કે નહીં?'

'એ પૂછવું જોઇશે.'

'ટેલિફોનમાં વડી પોલિસ–ઑફિસ મારફત પૂછો.'

પોલિસમેન ટેલિફોન કરવા ગયો. દરમ્યાન કમળાદેવી પાસે લવંગિકાને મોકલીને જાલિમસિંહે ચોરાયલા દાગીનાની યાદી ઉતરાવવાનું કામ સોંપ્યું.

આશરે પંદર મિનિટ વીતતાં જનરલ હૉસ્પિટલેથી ટેલિફોન આવ્યો. અરવિંદ ઉપર ફતેહમંદ વાઢકાપ થઈ હતી. તેના ઘાને યોગ્ય રીતે મલમપટ્ટો કરવામાં આવ્યો હતો; અને દવા આપીને તેને ઉંઘાડી દેવામાં આવ્યો હતો. દર્દી સંબંધે કોઇ પણ જાતનો ભય નથી, એવી ખાત્રી મોટા ડૉકટર તરફથી આપવામાં આવી.

આ ખબર જાલિમસિંહે કમળાદેવીને અને લવંગિકાને કહ્યા. લવંગિકા, એ વખતે યાદી તૈયાર કરી ચૂકી હતી. તે ઉપરથી માલુમ પડ્યું કે–એકંદર દોઢ લાખ રૂપીઆના દાગીના અને ઝવેરાતની લૂંટ થઇ હતી!

જાલિમસિંહે વડા પોલિસ–ઑફિસના સંદેશાની રાહ જોઇ. દશેક મિનિટ દરમ્યાન લવંગિકાને તેણે બીજી યાદી બનાવવા કહ્યું. એ યાદીની એક નકલ તેણે પોતાની પાસે રાખી અને બીજી નકલ પોલિસ ઑફિસના દફતરમાં રાખવા ઠરાવ્યું. દશ મિનિટને અંતે મુખ્ય પોલિસ ઑફિસેથી સદેશો આવ્યો. સમા

ચાર સ્નાનના હતા! બદમાશ પાસેથી એક પણ દાગીનો નીકળ્યો ન્હોતો! તેમજ રેલ્વે-ક્રોસિંગ કે જ્યાં અકસ્માત થયો હતો ત્યાં પણ દાગીનાની પોટકી ન્હોતી!

જાલિમસિંહે મનમાંજ સવાલ કર્યો: 'દાગીના ગયા ક્યાં? શું હવામાં પીગળી ગયા? નક્કી, બદમાશના કોઈ સાથીદારને તે આપવામાં આવ્યા હોવા જોઇએ; અથવા કોઇ રખડતા રાહદારીને હસ્તક તે પોટકી આવી હોય અને કોઇની જાણ બહાર તે ઉઠાવીને પસાર થઇ ગયો હોય!

જાલિમસિંહે વડી પોલિસ-ઓફિસે કેટલીક સૂચનાઓ આપવાની જરૂર વિચારી: 'સાંતાક્રુઝ ખાતેના રેલ્વે પોલિસ સત્તાવાળાઓને જણાવો કે, રેલ્વે-ક્રોસિંગ આગળ ચોગરદમ પૂછપરછ કરે. ત્યાં નજદીકમાં રહેનારાંઓમાંથી કોઇને હસ્તક આ દોઢ લાખનો માલ આવ્યો હોય તો તેઓની દાનત ફટકી જાય એ કુદરતી છે. આવી ચીજો કોઈ આપોઆપ પોલિસને સોંપવા આવે એ તો અશક્ય છે. આ ઉપરાંત, રાહદારીઓ વિષે, જે ફ્રાસ્ટ-પેસેંજર સાથે સાઈકલ અથડાઇ હતી તેમાં મરનારનો કોઈ સાથીદાર ચાલાકીથી ચઢી બેઠો હોવા વિષે, એમ દરેક જાતની તપાસ સંભાળપૂર્વક કરવાની જરૂર છે."

પોલિસ-ઓફિસેથી આ હુકમનો અમલ કરવા ખાત્રી આપવામાં આવી.

જાલિમસિંહ, આ પછી, અરૂણ-કુંજમાં પહેરેગીર સંબંધી વ્યવસ્થા કરીને, દાગીનાની યાદી સાથે ત્યાંથી વિદાય થયો.

## ૪૩

## અનુપમાને સતામણી

પ્રકરણ ૪૦ માં જણાવ્યા મુજબ, બદમાશ ભુજંગી અનુપમાને લઇને ટેકસીમાં બેઠો અને ટેકસી હાંકી મૂકી. એની પાછળ રમાકાંતની સૂચનાથી શ્રીકાંત પણ બીજી એક ટેકસીમાં બેઠો. બેઉ ટેકસીઓ બુધવાર પેઠમાં મકાન નં. ૨૮૪૮ આગળ થોભી ગઈ. એ મકાનનું તાળું ખોલીને બદમાશ અનુપમાને અંદર લઈ ગયો. શ્રીકાંત પણ હવે પોતાની ટેકસીમાંથી ઊતરી પડયો. તે બેઉ ટેકસીઓ વિદાય થયા બાદ શ્રીકાંતે ધીમેથી તે મકાનનું બારણું હડસેલ્યું. તે ખૂલ્લું થઇ ગયું. પણ શ્રીકાંત વગર વિચાર્યે અંદર પેઠો નહીં. બદમાશની પ્રકૃતિથી તે વાકેફ હતો. તેણે શંકા કરી કે રખેને 'કરોળીઆની જાળમાં માખી' સપડાવવાની યુકિત મુજબ બદમાશે આ બારણું ખૂલ્લું રાખ્યું હોય; અને હું અંદર જાઉં એટલે મારા ઉપર તે હુમલો કરે! બદમાશની પાછળ પોતાની ટેકસી હતી તે કદાચ બદમાશ જોઇ ગયો હોય એવી શંકા પણ શ્રીકાંતને ઉપજી. આથી તે ખૂલ્લા થયેલા બારણામાં પેઠો નહીં. પોતાના ખિસ્સામાં તેણે હાથ નાંખ્યો. સાવચેતી ખાતર રમાકાન્તે તેને આપી મૂકેલો તમંચો ખિસ્સામાં મોજુદ હતો. શ્રીકાંતે આ મકાનમાં કોઇ બીજે રસ્તેથી દાખલ થવા ઠરાવ્યું. તે તેના પાછળના ભાગમાં ગયો. એક બારી અર્ધી ખૂલ્લી હતી. સાવધાનીથી તે અંદર પેઠો. એ જ વખતે એક બીજા ઓરડામાં અનુપમા અને બદમાશ વચ્ચે ચાલતી વાતો તેના સાંભળવામાં આવી. તે ચૂપકીદીથી તે વાતો સાંભળવા લાગ્યો. બદમાશે કહ્યું: 'આશા આ આટઆટલે દૂર હું તને કેમ લાવ્યો છું તે તું જાણે છે? કેવળ એ જ ઇરાદાથી કે, મારી જીવનભરની ઉમેદ પૂરી થાય. તું જાણે છે કે, તારી માતાએ મને વચન આપ્યું હતું કે, તારૂં લગ્ન મારી સાથે કરવામાં આવશે

પણ તેણે બેવફાઇ બતાવી—'

'ખબરદાર. બિહારી !' અનુપમા અધવચ્ચે બોલી: 'મારી માતા સંબંધી એક પણ આડોઆવળો શબ્દ બોલવાની તારે જરૂર નથી. ભૂતકાળની વાતોના પોપડા ઉખેડવાથી હવે શું વળે તેમ છે ? તું મૂળથી કાવાદાવા, પ્રપંચ અને કૂડકપટમાં જ પ્રવૃત્ત રહેનારો માણસ છે. તેં જે વચન મેળવ્યું હશે તે એવાં જ કામ બદલ હશે. પણ નાદાન ! જેનો પાયો જ અનીતિ ઉપર હોય, અધર્મ ઉપર હોય, તે વચન કદાપિ સાચા વચન રૂપ ઠરી શકે જ નહીં. એવાં વચનમાં કદાપિ પવિત્રતા જળવાઈ રહે નહીં, આથી જ તારી અભિલાષા ફોકટ નીવડે છે અને તું હજી પણ એ વચનની યાદ આપે છે એ તારી કેવળ મૂર્ખતા છે. શું તું એમ માને છે કે, એક પરણેલી હિંદુ સ્ત્રી પોતાના પતિને તરછોડીને બીજા કોઇને ચ્હાય ? અમૃત તજીને ઝેર પીવા જેવું કામ કોઈ પણ હિંદુ સ્ત્રી કરે નહીં. આથી, તારી જીવનભરની ઉમેદથી તું હવે હાથ ધોઈ નાખ અને ડાહ્યો હોય તો મને અહીંથી છૂટી કર.'

'હા: હા: હા: હા:' બદમાશ ખડખડાટ હસી પડ્યો; અને બોલ્યો: શી પવિત્રતાની પૂંછડી ?! શું હિંદુશાસ્ત્રનાં પુરાણોની અભ્યાસી સન્નારીના જેવી બડી બડી વાતો ! પણ એમાંનો એકકે શબ્દ કબૂલ રાખવા હું તૈયાર નથી. તું કહે છે કે, મારા કામકાજનો પાયો અધર્મ અને અનીતિનો રચ્યો છે. આશા, મને કહીશ કે, ધર્મ અને નીતિની તારી વ્યાખ્યા શી છે ?'

'બેશક, હું કહી શકું તેમ છું કે, ધર્મ અને નીતિ એટલે શું. સાંભળ—'

બેસ–બેસ–એ તારી પુરાણોક્ત ધર્મ–નીતિ મને નથી સાંભળવી. હું તો આધુનિક જનવૃત્તિ પ્રમાણે માનું છું કે માણસને જેના ઉપર પ્રેમ હોય તેને મેળવવા માટે હરકોઇ રીતે યત્નો કરી. છૂટવા, એનું જ નામ ધર્મ અને એનું જ નામ નીતિ.'

'હું એ વ્યાખ્યા અવિચારી ઠરાવું છું. यद्यपि शुद्धं लोक विरुद्धं ना चरणीयं ना करणीयं એવા શ્રી. શંકરાચાર્યના ઠરાવેલા નીતિધર્મ અનુસાર પરિણીત હિંદુ સ્ત્રીએ લગ્ન પૂર્વેના પોતાના કોઇ પણ પ્રેમીને 'ભાઇ' ગણવો જોઇએ, એમ જ હું માનું છું. મારા એ ધર્મથી હું લેશમાત્ર પણ વિચલિત થવા માગતી નથી. માટે 'પ્રેમ' 'પ્રેમ'ની જે બધી વાતો તું કરે છે તે બંધ પાડ અને મને છૂટી કર.'

'છૂટાં થવાની તારી અધીરાઇનો અંત એક જ રીતે આવશે. 'મને વચન આપ કે, તું મારી સાથે રાજીખુશીથી આવશે.'

'બદમાશ? શા માટે?'

'તું અકળાઇને મારા માટે ચાહે તેવાં વિશેષણ વાપરશે તો પણ હું અકળાવાનો નથી. તને મારી સાથે રાજીખુશીથી હું એટલા જ વાસ્તે લઈ જવા માગું છું કે, પુષ્કળ પૈસો, પુષ્કળ સાહેબી અને પુષ્કળ વૈભવમાં આપણે એક નવી દુનીઆ વસાવીશું. તું સવાલ કરીશ કે, એ બધું કયાં છે? તારૂં ધ્યાન હું ખેંચું છું પેલા 'વીલ' તરફ, પેલા 'ફોટા' તરફ કે જે માટે મેં અરવિંદ-કુંજમાં તને અને તારી માતાને અબલા આશ્રમમાંથી આણ્યાં હતાં.'

'રજનીના પિતાનું અસલ 'વીલ'? એ 'વીલ' કે જેમાં તેણે પોતાની સંપત્તિ અમુક છૂપી જગ્યાએ દાટી હોવાનું લખ્યું છે અને રજનીને તે બક્ષીસ કરી છે, તે વીલ?'

'હા એ અસલ 'વીલ' ઉપરથી મેં અને તારી માતાએ એક બનાવટી 'વીલ' ઘડયું હતું, જેમાં તારી માતાને રજનીના પિતાએ પોતાની બધી મિલ્કત બક્ષીસ આપી દીધાનું જણાવેલું હતું. એ અસલ 'વીલ' તારી માતાએ કયાંક છુપાવ્યું હતું. મેં તેનો નાશ કરી નાંખવા તેને સૂચવ્યું હતું પણ તેણે તેમ કર્યું ન્હોતું. એ અસલ 'વીલ'માં દાટેલી મિલ્કતનું સ્થળ જણાવેલું છે. આ 'વીલ' મળે તો હઝારો રૂપીઆનો માલખજાનો હાથ લાગે તેમ છે.'

'અને 'ફોટો' કયો? એક ફોટાનો તો મારી માતાએ તારા દેખતાં જ નાશ કર્યો હતો એમ તેણે કહ્યું હતું. તો પછી તું કયા ફોટાની વાત કરતો રહ્યો છે?'

'એ ફોટો અસલ 'વીલ'ના સંપત્તિ જ્યાં છુંપાયેલી છે તેનો છે, બનાવટી વીલમાં અમોએ અસલ 'વીલ'ની વિગતો લખી ન્હોતી. એ બનાવટી વિલમાં તો માત્ર રજનીના પિતાનું વિસલપુરનું મકાન અને શૅરોનાં કેટલાંક કાગળોમાં તારી માતાને બક્ષિસ આપવાનો ઉલ્લેખ છે. પણ જે ફોટો હું કહું છું તે અને અસલ 'વીલ' એ બન્ને મહત્વનાં છે, આશા; તું જો માની જાય તો, એ સંબંધમાં મારી બધી ચિંતા દૂર થઇ જાય.'

'હું માની જાઉં એટલે શું? હું એ 'વીલ' કે 'ફોટા' વિષે કાંઇ જ જાણતી નથી.'

'જુઠ્ઠું ના બોલ. તારી માતાએ તને એ કયાં છૂપાવેલાં છે તે કહ્યું જ હોવું જોઇએ. કાલિન્દી એવી મૂર્ખ નથી કે, એ વાત મરણ સુધી પણ પોતાના દિલમાં છૂપાવેલી રાખી જાય.'

'હું સોગંદપૂર્વક કહું છું કે, તું ખોટી ભ્રમણામાં છે. તેં મારા ઉપર શક લાવીને અરવિંદ–કુંજમાં એ 'વીલ' અને એ 'ફોટા' માટે બધે નકામી ફેંદાફેંદ કરી હતી પણ તેં જોયું કે, ત્યાંથી ના નીકળ્યું. મારી માતાને તેં ગુસ્સામાં મરણતોલ ઘાયલ કરી તો પણ તારૂં કશું ના વળ્યું—'

'મેં તારા ઉપર જ મદાર બાંધ્યો છે. અહીં હું તને એટલા જ વાસ્તે લાવ્યો છું કે, તું એ 'વીલ' અને 'ફોટા' સંબંધી હકીકત મને કહે; કારણ કે, હું ખાત્રી પૂર્વક માનું છું કે, તારી માતાએ તને તે હકીકત કહી જ હોવી જોઇએ. જો તું 'ના' પાડતી હોય કે, નથી કહી એમ જણાવતી હોય તો હું તને જુઠ્ઠા-બોલી કહું છું.'

'જે જેવો હોય તેવાં જ બીજાંને દેખે ! તું જીવનભર લબાડી રહ્યો છે; પ્રપંચી, દુષ્ટ, કૂડકપટમાં રાચનારો અને ખૂની કૃત્યો કરતાં પણ નહીં ડરનારો રહ્યો છે એટલે તને તો અમારા જેવાં સારાં માણુસો પણ તેવાં લાગે ! પણ નાદાન ! તારામાં અને મારામાં જમીન આસ્માનનો તફાવત છે, એ ખ્યાલમાં રાખજે. તું કદાપિ મારા વિષે તારી દુષ્ટ આશાઓ પાર પાડી શકીશ નહીં. કદાપિ તારી કોઇ વાત મંજુર નહીં રાખું અને—'

'વીલ' કે 'ફોટા' વાસ્તે તું એક પણ શબ્દ મને નહીં કહે ?'

'ના, ના અને ના.' અનુપમાએ મોટેથી મક્કમપણે કહ્યું.

'તું જાણે છે તેમ છતાં પણ 'ના' પાડે છે? આશા, આનું પરિણામ સારૂં નહીં આવે.'

'હું જાણુતી નથી એ સત્ય વાત છે. એમ છતાં પણ જો હું જાણુતી હોત તો યે તારા જેવા દુષ્ટને તો મરણાન્તે પણ કહેત નહીં.'

અર્થાત્ મોતના પરિણામથી પણ તું બ્હીતી નથી, એમને !'

'હા. મને તું મોતની ધમકી એક બાજુ આપે છે અને બીજી બાજુ જીવનભરની ઉમેદ સાથે ન્હાસી જઇ નવી દુનિઆ વસાવવાનું એવા બધા દંભી લવારા કરે છે; ખરૂં ને ? દુષ્ટ ! તારા ઉપર ઇતબાર કોણુ રાખી શકે ? હું તને ધિઃક્કારૂં છું—હૃદયથી ધિઃક્કારૂં છું—તારો નાશ થાય, એમ ઇશ્વરને પ્રાર્થના કરૂં છું !'

બદમાશે ફરીથી અત્રે ભયંકર અટ્ટહાસ્ય કર્યું. તે બોલ્યોઃ 'અહો હો ! જાણે શંખણીની પ્રાર્થના પરમેશ્વર જલ્દીથી સાંભળવાનો હતો અને મારો નાશ કરી નાંખવાનો હતો ! મૂર્ખ બાઇ ! મારી ધમકી અને મારા નમ્ર શબ્દો, એ બે વચ્ચેનો ભેદ તું નથી પારખી શકતી ? પ્રથમ હું નમ્ર શબ્દોથી તને વિનવી ચૂક્યો. તને સુખ આપવા મેં સૂચનાઓ કરી તેને તેં દાદ દીધી નહીં. એ પછી ધમકી સિવાય મારે બીજું શું કરવાનું બાકી રહે ? મને એ અસલ 'વીલ'

જોઇએ–એનો 'ફોટો' જોઈએ. તું તે આપ–નહીં તો, જેમ તારી માને મારતાં હું પાછો હઠ્યો નહીં તેમ તને મારતાં પણ હું પીછે હઠ નહીં કરૂં એ યાદ રાખજે.—'

'મારો નિર્ણય એક જ છે. હું તને ધિઃકકારૂં છું. દુષ્ટનો સંગ મને ના જોઈએ.'

'એમ ? ઠીક છે.' બદમાશ આમ કહીને તે મકાનમાં આમ તેમ ફરવા લાગ્યો. એકાએક તે બારણા તરફ ગયો. તેણે બહાર આડું અવળું જોયું અને પછી બારણાં અંદરથી બંધ કરીને સાંકળ ચઢાવી દીધી. અનુપમા, એની નજર પોતાની તરફ ન્હોતી એવું નિહાળીને છૂટવાનો માર્ગ શોધવા લાગી. અચાનક જ તેની નજર એક બારણા તરફ ગઇ. એક બીજા ઓરડાનું એ બારણું હતું. ઝડપથી તે તેમાં પેસી ગઇ; અને બારણાં વાસી દીધાં. જે ઓરડામાં શ્રીકાંત ઊભો હતો તેમાં જ તે આવી હતી.

શ્રીકાંતને તેણે જોયો. તે ચોંકી. પોતાના નાક પર આંગળી અડકાડીને શ્રીકાંતે તેને ચૂપ રહેવા ઇશારત કરી, અને હાથથી આશ્વાસન આપ્યું. અનુપમાના દિલમાં બદમાશ બિહારીને જોતાં જે ભય અને ધિઃક્કારની લાગણીઓ ઉપજતી હતી તે શ્રીકાંતને જોતાં ન ઉપજી. તેના દિલે કાંઇક રાહત મેળવી કે પોતે એક શુભેચ્છકની પાસે છે. એવામાં બંધ બારણાં ખખડયાં. શ્રીકાંત અનુપમાની નજદીક ગયો. બારણાં ખખડયાં પણ ઉઘડયાં નહીં અને બદમાશનો અવાજ સંભળાયોઃ 'આશા ! બારણાં ખોલી નાંખ નહીંતર બળજબરીથી ઉઘાડીને પણ હું આ ઘડીએ તને ઠાર કરીશ.' શ્રીકાંતે અનુપમાને ફરીથી ચૂપ રહેવા ઇશારત કરી એટલે તેણે બદમાશને કાંઇ જ ઉત્તર વાળ્યો નહીં. એને પોતાની પાછળ એક બાજુએ ખૂણામાં ઊભી રાખીને શ્રીકાંતે બદમાશનો સ્હામનો કરવા માટે તૈયારી કરી રાખી તે બારણાની બારસાખ આગળ પોતાના હાથમાં તમંચો રાખીને ઊભો રહ્યો. એ ન્હાનકડો છ નળીનો

તમંચો હતો. એક પછી એક એમાંથી ૭ વખત ગોળીબાર કરવામાં આવે તો ગોળીઓ છૂટે એવો તે તમંચો હતો. શ્રીકાંતે તે તમંચો બરાબર તપાસી લીધો.'

બારણાં ખખડાવ્યા છતાં અને બૂમો પાડ્યા છતાં જ્યારે અનુપમા ન જ બોલી ત્યારે બદમાશે બારણાં તોડવા આરંભ્યાં. તેના પર કુહાડીના ઘા પડતા હોય એવો ખખડાટ થઇ રહ્યો. અનુપમાને લેશ માત્ર નહીં ગભરાવા ઇશારત કરીને શ્રીકાંત તમંચા સાથે શાંતિથી ઊભો રહ્યો. આખરે કેટલીકવારે બારણાં તૂટયાં અને જ્યાં બદમાશ તે ઓરડામાં દાખલ થયો કે, તરત જ શ્રીકાંતે તેની સામે જઇ પહોંચીને પડકાર કર્યો: 'સાવધાન! હાથ ઊંચા કરીને તાબે થઇ જા!'

## ૪૪

## કોશીષનાં ફળ

જાલિમસિંહ જ્યારે સાંતાક્રુઝ રેલ્વે સ્ટેશને પહોંચ્યો ત્યારે રેલ્વે પોલિસ ખાતાનાં માણસોએ રેલ્વે-ક્રોસિંગનો કેબીનવાળો અને ત્યાં આસપાસ રહેતા રેલ્વેના મજુરોની ઓરડીઓની ઝડતી લીધેલી હતી અને તેઓને ત્યાંથી કશું જ નહીં નીકળ્યાથી તેઓને રેલ્વે સ્ટેશને બોલાવીને વધુ બારિકાઇથી ઉલટપાલટ જુબાનીઓ લેવા માંડી હતી. તેઓની નોંધવામાં આવેલી હકીકત ઉપરથી અકસ્માત સંબંધી એવો ખ્યાલ આવી શકતો હતો કે, સાઇકિલસ્ટને કેબીન-વાળાએ ચેતવણી આપી હતી કે, તેણે ક્રોસિંગની બીજી બાજુએ જવા કોશીષ કરવી નહીં તેમ છતાં તેણે ટ્રેન આવતા પહેલાં રેલ્વેના પાટા ઓળંગી જવા હઠ આદરી હતી. એ સાઇકિલસ્ટને અને કેબીનવાળાને તે પહેલાં ખૂબ રકઝક થઇ હતી. બીજા મજુરો પણ તે પ્રસંગે ત્યાં આવ્યા હતા અને ઝાંપો બંધ છે માટે નહીં જવા સાઇકિલસ્ટને સમજાવ્યો હતો પણ તેણે પોતાને ઘણી જ ઉતાવળ છે

એમ જણાવીને પોતાનું હઝારો રૂપીઆનું એક અગત્યનું કામ બગડે છે એ દલીલસર જવાની હઠ કરી હતી. આખરે બળજબરીથી તે ગયો હતો, જેમ કરતાં તેને ફાસ્ટ પેસેંજરને અકસ્માત નડ્યો હતો.

'એ માણસના પગ ઉપર તમે કોઇએ તાજો ઘા પડેલા જોયો હતો ? એણે પોતાના પગે પાટો બાંધેલો હતો ?' જાલિમસિંહે કેબીન-વાળાની અને મજુરોની કેફીઅત વાંચી રહ્યા બાદ પૂછ્યું.

'ના. એનો પગ તો તદ્દન સાજો હતો. એને પગે પાટો ન્હોતો. અને જુઓ, હમણાં પણ એના પગમાં કોઈ ઘા પડેલો જણાતો નથી.' કેબીનવાળાએ મરનારના બેઉ પગ બતાવીને કહ્યું.

'મેં એ પગ જોઈને જ આ સવાલો પૂછ્યા હતા.' જાલિમસિંહે કહ્યું: 'આ લાશ જોતાં જણાય છે કે, તેની ગર્દન ઉપર ટ્રેનનાં પૈડાં ફરી વળ્યાં છે; એટલે એનું ડોકું અને ધડ જુદાં પડી ગયાં છે. પણ એના પગમાં લગીરે જખ્મ થયેલો નથી. એટલે, જે શકમંદ આસામીને માટે હું તજવીજ ચલાવું છું તે આ નથી. આ કોઈ બીજો જ છે–જોકે 'કાળા તમંચા'ની ટોળીનો તો તે છે જ.'

'તમો જેના વિષે તપાસ ચલાવો છો તેના પગે શું જખ્મ થયેલો હતો?' રેલ્વે ઈન્સ્પેકટરે પૂછ્યું.

'હા. એના પગમાં ગોળી મારીને ઈજા કરવામાં આવેલી હતી.' જાલિમસિંહ બોલ્યો: 'એ આદમી બોરીવલીના એક બંગલામાંથી નાઠો હતો. પગમાં ગોળી વાગી હોય અને તે બહાર ખેંચી કાઢવામાં ન આવી હોય એવી હાલતમાં સાઈકલ ઉપર સ્વાર થઈને આટલે બધે દૂર તે ઝડપથી આવી શકે, એમ માનવું શંકાસ્પદ થઈ પડે છે. સિવાય, એની પાસેથી એકપણ દાગીનો મળી આવ્યો નથી. આ જોતાં, સાબીત થાય છે કે, આ તે માણસ નથી કે જેને હું શોધું છું. કેબીનવાળો વર્ષોનો જૂનો રેલ્વે નોકર છે. બે વર્ષ બાદ તો તે નોકરીમાંથી ફારેગ થનાર છે. અકસ્માત પછી તે

અકસ્માતના સ્થળેથી એક મિનિટને માટે પણ ખસ્યો નથી એમ સોગંદ ઉપર કહે છે. એની બાજુમાં કેટલાયે મજુરો ઊભા હતા, એમ કહેવામાં આવ્યું છે. એ બધા મજુરોના દેખતાં દાગીનાની પોટકી ઉઠાવી લેવી, એ સ્હેલી બાબત નથી. કોઇ પણ માણસ એ પોટકી ઓળવવા જતાં ખચિત પકડાઈ જાય. એટલે આ અકસ્માતનું જે તાત્પર્ય હું કાઢું છું તે એ કે આ આસામી બેશક 'કાળા તમંચા'ની ટોળીનો છે પણ બોરીવલીથી ઘવાઇને નાઠેલો તે આ નથી. સંભવિત છે કે, અગાઉથી રચી રાખેલા બેત અનુસાર, એ જ ઘવાયલા માણસ પાસેથી દાગીના સંભાળી લેવા માટે કદાચ આ માણસે ઝટપટ રેલ્વે ક્રાસિંગની પાર જવાની ઉતાવળ કરી હોય–પણ એવા તેના હેતુ વિષે આપણે કાંઈ જાણતા નથી.'

જાલિમસિંહનો આ અભિપ્રાય રેલ્વે પોલિસ ખાતા તરફથી નોંધી લેવાયો, બાદ જુદાં જુદાં રેલ્વે સ્ટેશનોએ કરેલા તારના સંદેશા ઉપરથી ઉતારૂઓની ઝડતીમાંથી કાંઇ નવી વાત માલુમ પડે તો તે પોતાને જણાવવા સૂચના આપીને જાલિમસિંહ ત્યાંથી વિદાય થયો. સાંતાક્રુઝ રેલ્વે સ્ટેશનેથી નીકળીને તે પોતાની મોટરમાં મુખ્ય પોલિસ–ઓફિસે ગયો. અહીંથી તેણે પુનઃ કુતરા 'ચિત્તા'ને તથા કોન્સ્ટેબલ વીરશંગને પોતાની સાથે લીધા અને તેઓએ બોરીવલી ખાતે અરૂણ–કુંજ નજદીક જઇને ગુપચુપ તપાસ આદરી. જાલિમસિંહને હવે પાક્કો શક ઉપજ્યો હતો કે–બદમાશ અહીંથી વેગળો જઇ શકયો જ નહીં હોય; કારણ કે, તેના પગમાં ગોળી વાગેલી હતી.

એની માન્યતા કેટલીક તપાસને અંતે સાચી પડી. અરૂણ–કુંજ આગળથી લોહીના ડાઘને આધારે તે બંગલા પાસેના મેદાનમાં 'ચિત્તો' દોડવા લાગ્યો. એની પાછળ વીરશંગ પગપાળો દોડયો અને જાલિમસિંહ મોટરમાં ગયો. મેદાનને છેડે આવેલાં ત્રણેક ઝુંપડાંમાંથી એક ઝુંપડાના બારણા નજદીક જઇને 'ચિત્તો' ઊભો રહ્યો. તરત જ તેમાંના માણસોને પડકાર કરીને જગાડવામાં

આવ્યાં. એક પુરુષ અને એક સ્ત્રીએ જાગીને બારણાં ખોલ્યાં, કે તરત જ જાલિમસિંહે વીરશંગ અને 'ચિત્તા, સાથે તેમાં પ્રવેશ કર્યો.

'શું છે? અમારો શો ગુન્હો છે?' આમતેમ એ ત્રણેને તપાસ કરતા જોઈને એ સ્ત્રી-પુરુષે પૂછ્યું. પણ તેઓને કશો જ જવાબ દેવામાં આવ્યો નહીં 'ચિત્તા' એ ત્યાં જમીન ઉપર ચાદર ઓઢીને સૂતેલા એક માણસના મ્હોં ઉપરથી ચાદર ખેંચી કાઢી. એ માણસ જાગ્રત થઇ ગયો અને બોલ્યો: 'કોણ છો તમે? આ કુતરાને કેમ અટકાવતા નથી? ભલા આદમીઓ! ઊંઘમાંથી મને કેમ જગાડયો?'

'જાલિમસિંહે તેને તાબે થવા ફરમાવ્યું અને વીરશંગને તેના પગ તપાસવા કહ્યું. તપાસમાં પોલ પકડાઈ ગયું! એના પગમાં જખ્મ હતો. જખ્મ ઉપર પાટો બાંધેલો હતો! તુર્ત જ વીરશંગે જાલિમસિંહની ઇશારતથી તેને હાથકડી પહેરાવી દીધી.

'પણ આમ શા માટે?' એ જખ્મી માણસે પૂછ્યું.

'તને આ જખ્મ શાથી પડયો છે?' જાલિમસિંહે પૂછ્યું.

'લાકડાં ચીરતાં કુહાડી વાગી છે!' તેણે જવાબ દીધો.

'શું બાંધ્યું છે?'

'જંગલની વનસ્પતિ!'

'જુઠું! તેં 'આયડોફોર્મ' લગાડેલું છે. એ દવા તું કયાંથી લાવ્યો? એની ચોખ્ખી ગંધ આવે છે તેથી ઘા ઉપર તેં કોઇક નિષ્ણાત ડોકટર પાસે જઇને મલમપટ્ટો કરાવ્યો. છે, એવું સાબીત થાય છે. ગરીબ મજુરોનાં ઝુંપડામાં એ દવા હોય જ નહીં. બોલ, સાચું શું બન્યું છે?' જાલિમસિંહે તેને દબડાવ્યો.

'જે કહ્યું તે જ! હું જુઠું બોલતો નથી! તમને પોલિસનાં આદમીઓને તો ટેવ જ પડી છે કે, અમને ગરીબોને સતાવવા!' તે બોલ્યો.

વીરશંગ કપાટનો એ માણુયની પથારીના ઉશીકા તરફ નજર કરી રહ્યો હતો. તેણે ઉશીકા તરફનો ભાગ ઉલ્ટાવીને જોયો. કાળાં કપડાંમાં બાંધેલી એક પોટકી તેણે ત્યાંથી ઉઠાવી લીધી !

આ 'કાળા તમંચા'ની ટોળીનો જ આદમી છે. આ પોટકીમાં દાગીના જ છે. જુઓ, સાહેબ ' એમ કહેતો વીરશંગ જ્યાં જાલિમસિંહને તે પોટકી આપવા જતો હતો ત્યાં તો ઝુંપડીવાળા માણસે વીરશંગના માથામાં એક લાકડીનો ફટકો માર્યો અને તેની સાથેની બાઈએ એક છરો કાઢીને જાલિમસિંહ તરફ ફેંક્યો. જાલિમસિંહનું ધ્યાન વીરશંગ તરફ હોવાથી છરો તેના ખભાને જરાક જખ્મ કરીને નીચે જમીન પર પડ્યો.

'બદમાશો! હજી યે તમો લોકો સીદ્ધા રહેવા માગતા નથી'? ' એમ દાંત કચકચાવીને બોલતો જાલિમસિંહ જ્યાં પોતાના કમરપટ્ટામાંથી તમંચો કાઢવા તત્પર થતો હતો ત્યાં બાઈએ તેને ધક્કો મારીને પાડી નાંખ્યો અને ઝુંપડાવાળો માણસ કાળા કપડાંમાં વીંટાળેલી પોટકી વીરશંગ પાસેથી ઝુંટવીને બહાર નાઠો. જાલિમસિંહે ' ચિત્તા ' ને તે આદમીની પાછળ દોડાવ્યો. બાઈ ઝુંપડા બહાર નીકળીને ' ચોર ! ચોર ! મદદ ! મદદ '! એવી બૂમો પાડવા લાગી.

વીરશંગ આ વખતે હોશમાં આવી ગયો. તેણે કહ્યું : ' સાહેબ, પોટકીમાં ચોરાયલા દાગીના જ હતા, એ આપે જોયા ? '

જાલિમસિંહે તે નહીં જોયાનું જણાવીને કહ્યું: ' કાળા તમંચાના જે સાગ્રીતોને આપણે શોધતા હતા, તે જ આ બે છે. નં. ૫ અને નં. ૬ ! ઝુંપડીવાળો પોટકી લઇને નાઠો છે અને 'ચિત્તો' તેની પાછળ પડ્યો છે. ઝુંપડાવાળાની બૈરી પણ બદમાશ છે. એ લોકોને ભેગા કરવા માગતી લાગે છે. હોશિયાર ! આપણે હલ્લો લાવનારાઓની સામે થવું.'

બહારથી એ વખતે બાઇ લોકોને કહેતી સંભળાઇ: 'કોઇક બે ગડીઆઓ, પોલિસના વેષમાં અહીં આવ્યા છે. મારો ધણી

તેમના પંઝામાંથી છટકીને ખરા પોલિસને બોલાવવા ગયો છે. માટે આ વેષધારીઓને માર મારીને પાંશરા કરો.'

વીરશંગ ઝુંપડાના બારણા આગળ આવ્યો. છ–સાત આદમીઓને એણે ડાંગો સાથે ત્યાં આવેલા જોયા. તેઓ તેના ઉપર હલ્લો કરવા તૈયાર થયા. વીરશંગે ઝડપથી પોતાની કમ્મરના પટામાંથી તમંચો કાઢીને તેઓ સામે ધર્યો અને કહ્યું: 'અમો અહીંની પોલિસ-ફોજના માણસો છીએ. આ બદમાશ બાઈ જુઠું બોલે છે. એનો ધણી ચોરીનો માલ લઇને નાઠો છે. જુઓ, પેલો અમારો કુતરો એની પાછળ પડ્યો છે અને એને જરૂર પકડી પાડશે. તમારે અમારા કામ વચ્ચે આવવાની જરૂર નથી. જો મારું કહેવું નહીં માનો તો મારે તમંચાથી તમારા ઉપર ગોળીબાર કરવો પડશે.'

'શું છે?' જાલિમસિંહે ઝુંપડીમાંથી ત્રાડ નાંખી: 'ચેતવણી આપ્યા છતાંયે એ લોકો ન માનતા હોય તો બેલાશક ગોળીબાર કરવા માંડ. એમની હઠીલાઈનું ફળ એમણે ભોગવવું જ જોઈશે.'

'અંદરથી બીજો વેષધારી તમને ડરાવવા આમ બોલે છે!' બાઈએ કહ્યું: 'જુઓ છો શું? ફટકારો આ આદમીને?'

પણ તમંચાવાળા ઉપર ડાંગોવાળાઓએ હલ્લો કરવો, એ કાંઇ બચ્ચાંના ખેલ ન્હોતા. એટલે વીરશંગ ઉપર હલ્લો કરવા માગનારાઓના મનમાં જબરી ગડભાંગ થઈ રહી. રખેને એના ગોળીબારથી જાન જાય તો? જાણી બુઝીને મોતના પંઝામાં ધસી જવું કોને ગમે?

વીરશંગે એકવાર ફરીથી ચેતવણી આપીને તેઓને તેમનાં ઝુંપડાંમાં ચાલ્યા જવા ફરમાવ્યું. તે ઉપરથી એક સવાલ કર્યો: 'તમે સાચા પોલિસ છો, તેની ખાત્રી શી?'

'કાલે પોલિસ–ગેટ ઉપર આવજો, તમને પૂરતી સાબીતી આપીશું.' વીરશંગે જવાબ દીધો. એ વખતે વીરશંગના હાથમાંનો તમંચો બેદરકારીથી જરાક નીચો થઈ ગયો હતો. તક જોઈને એક

ડાંગવાળાએ તેની ઉપર પોતાની ડાંગ મારવા હાથ ઊંચો કર્યો. ત્યાં તો ચેતી જઇને વીરશંગે ગોળીબાર કરીને તેને હેઠે પાડયો. જાલિમસિંહ હવે બારણામાં આવ્યો. એની પાસે પણ તમંચો હતો એવું જોઈને બદમાશો નાઠા. વીરશંગે હવામાં ખાલી ગોળીબાર કર્યો. બાઇ બદમાશોની સાથે નાસવા માંડી, એવું જોઇને જાલિમસિંહે બૂમ મારીને તેને થોભી જવા હુકમ કર્યો. ગોળીબારથી નાંહક પોતાનો પ્રાણ જશે, એમ એ બાઇને ખાત્રી થવાથી તે થોભી ગઇ. બીજાઓ પોતાનાં ઝુંપડાં ભરાઈ ગયા.

એ બાઇને તુરંત પકડી લેવામાં આવી અને ઝુંપડામાં બેસાડી ને વીરશંગ તેના ઉપર તકેદારી રાખવા લાગ્યો. આ વખતે કુતરો થોડેક દૂર ધુરકાટ કરવા લાગ્યો. જાલિમસિંહ તેની પાસે દોડી ગયો. 'ચિત્તા' એ ન્હાસતા ઝુંપડીવાળાને ખૂબ જ લોહીલુહાણ કરી નાંખ્યો હતો. પુષ્કળ જગ્યાએ બચકાં ભરીને એનાં પ્હેરવાનાં કપડાનાં ચીંથરાં બનાવી દીધાં હતાં. એ જખ્મીયલાના હોશકોશ પણ ઠેકાણે ન્હોતા. જાલિમસિંહને જોઈને ઈશારતથી તે બે હાથ જોડીને કુતરાના પંઝામાંથી પોતાને બચાવવા વિનંતિ કરતો હતો. નજદીક જ થોડેક દૂર દાગીનાની પોટકી પડી હતી. જાલિમસિંહે તે લઇ લીધી અને 'ચિત્તા'ને થાબડીને એ માણુસથી દૂર કર્યો.

'બદમાશ! હવે તું ઠેકાણે આવ્યો; ખરૂં કે? નાઠો ન હોત તો કંઇ પંચાત થાત કે? તમે લોકો 'વાયું' ન કરો, પણ હાયું' કરો' એ સ્વભાવને લીધે જ મુશ્કેલીઓમાં આવી પડો છો! ચાલ, ઊભો થા. ઝુંપડીમાં ચાલ.' જાલિમસિંહે હુકમ કર્યો.

મહામહેનતે એ માણુસ લથડીઆં ખાતો ચાલ્યો અને ઝુંપડીમાં આવ્યો. જાલિમસિંહે અને વીરશંગે આ ત્રણે જણને 'કાળા તમંચા' વિષે પૂછપરછ કરી. પણ તેઓએ તેના માણસો તરીકે પોતે હોવાની 'ના' જ પાડયા કરી. આ પોટકી કેવી રીતે તેને હાથ આવી એમ પગે ઘવાયલાને પૂછતાં તેણે રસ્તામાંથી જડી એમ કહ્યું અને

ઘા તો લાકડાં ફાડતાં જ પડયાનું કહ્યું. તજવીજ કરતાં લાકડાં આસપાસમાં કયાંયે ફાડેલાં દેખાયાં નહીં; આ બદમાશો જુઠ્ઠા છે, એમ નિર્ણય કરી લઇને જાલિમસિંહે તેઓને મોટરમાં નાંખ્યા.

બાદ 'ચિત્તા' અને વીરશંગની સાથે જાલિમસિંહ મોટરમાં બેસી ગયો અને શહેર તરફ હાંકી મૂકી.

મેદાનમાં એ ઝુંપડાંથી થોડેક દૂર કેટલાંક મકાનોની હારકતાર શરૂ થતી હતી. એમાંના જમણી બાજુના એક મકાન બહાર લાલ બત્તી સળગતી હતી; અને બત્તીના ફાનસ ઉપર 'ડા. પેરતનજી પાપડીવાળા' નામના એક પારસી ડૉકટરનું નામ લખેલું હતું. જાલિમસિંહે મોટર થોભાવરાવી. વીરશંગને તેણે તપાસ માટે મોકલ્યો. તેણે ડાકટરને જગાડયો. તેને પૂછપરછ કરતાં એ વાત બહાર આવી કે એ જ ઘવાયલો માણસ જેણે પોતાનું નામ 'લખમણ ગુલાબ' આપ્યું હતું તે થોડાક વખત ઉપર એક ગાડામાં બેસીને આવ્યો હતો અને પગમાંથી ગોળી ખેંચાવા ગયો હતો.' એ ગોળીનો ઘા શાથી પડયો, એ વિષે ડૉકટરે પૂછપરછ કરેલી, જેના જવાબમાં તેણે કહ્યું હતું કે, પોતે ખેતરમાં સૂતો હતો ત્યારે લશ્કરીઓ ગોળીબાર કરતા હતા તેમાંથી ભૂલમાં પોતાને આ ગોળી વાગી હતી. લશ્કરના અમલદારે એ ભૂલ જોઈને એને રૂ. ૨૦ ડૉકટરી મદદ માટે આપ્યા હતા. આ ફી ડૉકટર પાપડીવાળાને તેણે આપી હતી. એ, ફી ચલણી નોટોમાં હતી. જાલિમસિંહે આ નોટો જોવા માગી. ડૉકટરે તે બતાવી અને તપાસતાં એ નોટો તે જ માલુમ પડી કે-જેમની ઉપર ડેપ્યુટી પોલિસ કમિશ્નરની ટુંકાક્ષરી સહીઓ હતી !!

આ બદમાશોનું પોલ પકડાઇ ગયું. તેઓએ કહેલી બધી વાતો તકલાદી અને અસત્ય ઠરી અને તેઓ કાળા તમંચાની ટોળીના નં. ૫ અને ૬ સભાસદો હતા, એવું ચોક્કસ થઈ ચૂકયું. એ નોટો, પુરાવા માટે કબજે કરી લઇને જાલિમસિંહે ડૉકટરને તેમની રીતસર પહોંચ આપી.

આ સ્થળેથી હવે જાલિમસિંહ વગેરે મુખ્ય પાલસ-ઓફિસે ગયા. બદમાશોને જેલમાં પૂરીને જાલિમસિંહ બોલ્યોઃ 'હવે બે જણ બાકી રહે છે. નં. ૭ અને ખુદ 'કાળો તમંચો' પોતે!' તેણે નં. ૫ અને ૬ પાસેથી હજી પણ કાંઇ બાતમી મળે તો તે મેળવવા યત્ન કરી જોયો; પણ તેઓનું 'ઉંહું' ચાલુ જ રહ્યું. ચિંતા નહી!' જાલિમસિંહે ઠરાવ કર્યો: 'એ બેનો પત્તો મેળવ્યા સિવાય હું જંપીશ નહીં.'

જાલિમસિંહે હાથ કરેલો મુદ્દા માલ, કમળાદેવી તરફથી લખાવવામાં આવેલી યાદી સાથે સરખાવ્યો. એકકે એક દાગીનો યાદી સાથે બરાબર મળી રહ્યો. એ સાબીત થઈ ગયું કે ઝુંપડીમાંથી પકડાયલો ચોર, કમળાદેવીના દાગીના લઈને ન્હાસનાર બદમાશ હતો; બાજો તેનો સાગ્રીત હતો; અને તે બન્ને 'કાળા તમચા'ની ટોળીના હતા.

## ૪૫

## પાપના છાંટા!

**પૂના** ખાતે બુધવાર પેઠના મકાનમાં શ્રીકાંતે બદમાશ મુંજગીને એક ઓરડાના ઉંબરામાં તમંચાથી ઘેર્યો, એટલે બદમાશે સ્ફુર્તિથી પોતાના પગનો ઝટકો મારીને તેના હાથમાંથી તમંચો જમીન ઉપર પાડી નાંખ્યો; અને તેના પર પગ મૂકીને તેણે પોતાના ખિસ્સામાંથી પોતાનો તમંચો કાઢીને શ્રીકાંત તરફ ધર્યો. શ્રીકાંતના હાથ ઊંચા કરાવીને તેણે કહ્યું "બચ્ચાજી! મને દુનીઆના ઉતારને તું મગતરૂં તાબે કરી શકે? જા, જા, એમ કરવા માટે તો તારે કેટલા યે અવતાર લેવા જોઇશે!' એ વખતે એની નજર ખૂણામાં લપાઇને ઊભેલી અનુપમા તરફ ગઈ. તેણે તેને કહ્યું: 'ચાલ, મારી પાસે આવ. હું આજ આ તારા સંરક્ષકના દેખતાં તારી સાથે મારૂં લગ્ન કરીશ.'

'નાદાન! ગમે તેમ બોલતાં શરમાતો નથી? પરિણીત હિંદુ સ્ત્રી, આવી મૂર્ખાઇભરેલી માગણી સ્વીકારવા કરતાં ખચિત મૃત્યુ જ...'

'મરવું' હોય તો તેયે ઉત્તમ વિચાર છે! હું તને ઠાર કરતાં અચકાઉં, એમ નથી, હોં કે!' બદમાશે કહ્યું.

'બિહારી! 'શ્રીકાંતે અત્રે કહ્યું: 'તું જે ભેદ આશા પાસેથી જાણવા માગે છે તે એના મૃત્યુ સાથે જ જશે, એ તું ભૂલી જાય છે!'

આ કટાક્ષ સાંભળતાં જ બદમાશ ચોંક્યો. પણ હસીને તેણે કહ્યું: 'એ ભેદ કોઈ જ જાણે નહીં અને મૃત્યુ સાથે તે દટાઇ જાય તેની મને પરવા નથી!'

'હું એ ભેદ એક શરતે કહેવા તૈયાર છું.' અનુપમાએ કહ્યું.

'એમ? તું ભેદ કહીશ? બોલ, તારી શરત શી છે?'

'મિ. શ્રીકાંતને કશી જ ઈજા નહીં કરતાં છોડી મૂકવા; અને મને મારા પતિને ત્યાં સુરક્ષિત પહોંચાડવી.'

'અહો! જાણે તદ્દન સહેલી હોય એવી શરતો કરીને શું? એમાંની એક પણ શરત મને મંજુર નથી. જો એમ છતાં તું હઠ જ ચાલુ રાખવા માગતી હોય તો—'

'મને છૂટો ના કરીશ. મારું ચાહે તે કરજે. પણ આશા ઉર્ફે અનુપમાને તો તારે વહેવારૂ દૃષ્ટિએ પણ છૂટી કરવાની જરૂર છે. તે જીવતી હશે તો કોઈવાર તને ભેદ કહેશે.' શ્રીકાંતે સૂચવ્યું.

બદમાશે થોડો વખત વિચાર કરીને કહ્યું: 'વારૂ; અનુપમા! હું તને તારા મુકામે મોકલવા કબૂલ થાઉં છું.'

'પણ શ્રીકાંતનું શું?'

'મૂર્ખ સ્ત્રી! એ તો મારો કટ્ટો દુશ્મન છે. એણે તો મારી અનેક ઈચ્છાઓનો ચૂરો કરી નાંખ્યો છે. એને હું કદાપિ છુટો નહીં કરૂં.'

આ વાતચીત દરમ્યાન બદમાશ બેફામ બન્યો હતો. એના હાથમાંનો તમંચો શ્રીકાંત તરફ બરાબર તાકવાનું તે વિસરી ગયો હતો. હુમલાની આ સરસ તક છે એવું જોઈ ને શ્રીકાંતે પોતાની

તમામ હિમ્મત એકઠી કરીને બદમાશના શરીર ઉપર છલંગ મારી. એનો તમંચાવાળો હાથ એણે મજબૂતાઇથી પકડીને ઊંચો કર્યો કે જેથી તમંચામાંની ગોળી છૂટે તો હવામાં જ જાય. એણે એ ઉપરાંત ખૂબ બળ વાપરીને બદમાશને જમીન પર પટકાવી પાડ્યો. પડતાં બદમાશને બારણાંમાંનો એક ઢીલો થઇ ગયેલો અને અર્ધો બહાર આવેલો ખીલો માથામાં વાગ્યો. એની દરકાર નહીં કરતાં શ્રીકાંતથી છૂટા થવાની કોશિષ સખ્ત બળથી એણે ચાલુ રાખી.

શ્રીકાંતે બૂમ મારી: 'અનુપમા! મોટા બારણા મારફત બહાર જઇને મદદ માટે બૂમો પાડ. લોકોની મદદ લઇને જલ્દી પાછી ફર.'

અનુપમાના દિલમાં આથી હિમ્મત આવી. એ બેઉને ઊંબરામાં લડતા છોડીને, ઊંબરાની એક બાજુએથી સ્ફુર્તિથી બીજા ઓરડામાં ગઇ અને બારણાં ઉઘાડી નાંખીને તેણે બહાર નીકળતાં વેંત બૂમો મારવી શરૂ કરી: 'ખૂન! ખૂન! પોલિસ! મદદ!'

આ બાજુ બદમાશ અને શ્રીકાંત વચ્ચે જબરી રસાકસી ચાલી. બન્ને મરણીઆ થયા હતા, એ ચોક્કસ હતું. હુંકારા કરતા જાય અને એક બીજાને મચક આપે નહીં. બદમાશને જ્યાં ખીલો વાગ્યો હતો ત્યાં માથામાંથી દડ દડ લોહી વહી જતું હતું.

બહારના ભાગમાંથી અનેક માણસોનો કોલાહલ સંભળાવા લાગ્યો; દોડાદોડનાં પગલાં સંભળાવા લાગ્યાં. તેઓ આવે છે એવું જોઇને બદમાશે એક છેલ્લી સખ્ત કોશીષ કરી, મોટો હુંકાર કરીને પોતાના શરીરને ઘુમાવી નાંખતાં તેણે શ્રીકાંતને હડસેલો મારીને ઉથલાવી નાંખ્યો અને એનાથી તે છૂટો થઈ ગયો. ઊભો થઇને લથડીઆં ખાતો, માથામાં પડેલા ઘામાંથી નીતરેલા લોહીથી જાણે રક્તપીધેલ મનુષ્ય હોય એમ લોહીથી ખરડાયલા ચહેરાની જરીકે દરકાર નહીં કરતો, તે બદમાશ શ્રીકાંતવાળો તમંચો કે જે ભોંય ઉપર પડ્યો હતો તે હાથમાં લઇને ફોડવા તૈયાર થઇ ગયો. પણ

ગોળીબાર કરવાની તક એને મળી નહીં; કારણ કે શ્રીકાંત પાછો તેને વળગી પડ્યો. બદમાશની કમ્મરની આસપાસ શ્રીકાંતે પોતાના બન્ને હાથની ચૂડ ભરવી. બદમાશે તમંચો નળી વતી ઝાલ્યો અને તેના કુંદાના ઉપરા ઉપરી પાંચ–છ ફટકાઓ તેણે શ્રીકાંતના માથામાં લગાવી દીધા. શ્રીકાંત અર્ધો હોશકોશ વગરનો બની ગયો. પણ હજી યે તેણે પોતાના હાથની ચૂડ છોડી નહીં. એ જ વખતે બહારના લોકોનું એક મોટું ધાડું અનુપમા સાથે મકાનની અંદર પ્રવેશ્યું. અનુપમા તે ધાડાને મોખરે હતી.

બદમાશ સમક્ષ જબરદસ્ત મુંઝવણભરેલી સમસ્યા ઉત્પન્ન થઇ. ગોળી કોને મારવી? અનુપમાને કે શ્રીકાંતને? એ સમસ્યાનો ઉકેલ કરવાનો વખત તેની પાસે ફાજલ ન હતો. પણ તેને લાગ્યું કે લોકોના ટોળાને જો પોતાની નજદીક એક વખત આવવા દીધું તો બધા જ તેને ઘેરીને પકડી લેશે અને પછી ન્હાસવાની તક રહેશે નહીં; માટે તે ટોળાને અટકાવવા માટે અને તેમના મનમાં ભયંકર આઘાત કરવા માટે અનુપમા ઉપર જ ગોળીબાર કરવો ઉચિત છે. અનુપમાએ એનું જરીકે હિત જાળવ્યું ન હતું. અનુપમાએ છેક છેલ્લી ઘડીએ પણ શ્રીકાંતના કહેવા મુજબ વર્તીને આ ટોળાને અહીં આણ્યું હતું. જો અનુપમાએ એનો જાન લેવાની તક આ રીતે ગુમાવી નથી તો હવે એને જીવતી રાખ્યે શો ફાયદો? અર્ધી ક્ષણમાં આ ભયંકર ખૂની વિચારોથી પ્રજ્વલિત થઇને એ બદમાશે દિલમાં ખૂબ રોષ લાવીને એક જ ગોળીથી અનુપમાનો અંત લાવવા માટે એના તરફ તમંચો ફોડ્યો.

તમંચાની ગોળીનો 'ધડામ્' અવાજ સાથે અનુપમાનો તીણો ચિત્કાર ભળ્યો અને તે જમીન પર ફસડાઈ પડી. બદમાશના પેટ નીચેના પેડુમાં શ્રીકાંતે જોરથી પોતાનું માથું આ વખતે પછાડ્યું. દુઃખને નહીં ગણકારતાં એ રાક્ષસી દિલના માણસે સ્હામે આવનારાઓને અટકાવવા માટે બીજો ગોળીબાર કરવા માટે પોતાનો હાથ

લંબાવ્યો. ત્યાં તો... એની પીઠ પાછળથી બે મજબૂત હાથો વડે એનો હાથ પકડી લેવાયો! એ જ મજબૂત હાથોએ એનો હાથ ફરજીઆત ઊંચો કરાવ્યો. બદમાશે તમંચાનો ઘોડો દાબ્યો હતો. એમાંથી ગોળીબાર તો થયો પણ તે, સ્હામે આવનારાઓ ઉપર નહીં પણ હવામાં ઊંચે! એ ગોળી છત પર અથડાઇને નીચે જમીન પર પાછી પડી. એનાથી કોઇનો પ્રાણ ગયો નહીં. એ ગોળીનું છૂટવું વ્યર્થ ગયું.

બદમાશના હાથમાંથી એ વખતે બળપૂર્વક તમંચો ઝાલી લેવાયો અને એના બન્ને હાથમાં હાથકડી પહેરાવી દેવાઈ! એ કામ કોણે કર્યું? એ કામ કરનાર પોલિસ ખાતાના ત્રણ છૂપા જાસૂસ પઠાણો હતા. જ્યારે અનુપમાએ એકત્ર કરેલા રાહદારીઓ મુખ્ય દ્વારમાંથી આ મકાનમાં પેસતા હતા ત્યારે આ ત્રણ જણે એ મકાનમાં કાંઇક જબરો ઉત્પાત થયો છે, એમ માની લઇને મકાનમાં દાખલ થવા માટે કોઇક અલગ અને ન્યારો માર્ગ શોધ્યો. તેઓ પણ રાહદારીઓ તરીકે જ રસ્તામાંથી આ વખતે જતા હતા અને અનુપમાની બૂમોથી એ મકાન તરફ ખેંચાઈ આવ્યા હતા. એ મકાનના પાછલા ભાગમાં જતાં આ ત્રણ પોલિસ-જાસૂસોએ બારણાં તો અંદરથી બંધ દીઠાં; પણ બારી ખુલ્લી દીઠી. ત્રણે જણ સાવચેતીથી તે બારી મારફત અંદર પેઠા. બદમાશ એક ગોળી છોડી ચૂક્યો હતો એટલે અનુપમાને બચાવવા માટે તેઓ મોડા પડ્યા; પરંતુ બીજી ગોળીથી વધુ ઘમસાણ મચાવતો તેને રોકી શક્યા! સ્હામેના રાહદારી માણસોનું ટોળું પણ હવે બદમાશની લગોલગ આવી લાગ્યું. સર્વેએ મળીને શ્રીકાંતને તેનાથી છૂટો પાડ્યો; અને પાણી છાંટીને તેને સ્વસ્થ બનાવ્યો. શ્રીકાંતે માણસોને કહ્યું: 'મુખ્ય પોલિસ-ઓફિસે ટેલિફોનથી અથવા તો ટેકસીમાં જઇને પણ કોઇકે ઇન્સ્પેકટર મિ. રમાકાંતને આ બનાવની ખબર આપવી જરૂરી છે; ઉપરાંત એકાદ માણસે નજદીકમાં રહેતા કોઈ ડૉકટરને જલ્દી બોલાવવાની જરૂર છે.'

જે ત્રણ પોલિસ–જાસૂસોએ યુક્તિપૂર્વક મકાનમાં દાખલ થઈને બદમાશને હાથકડી કરી દીધી હતી તેઓમાંના એકે કહ્યું: 'તમારે હવે કાંઈ જાતની ચિંતા કરવાની નથી. અમે બધો યોગ્ય બંદોબસ્ત કરીએ છીએ.'

'તમારી પાસે આ હાથકડી ક્યાંથી ?' શ્રીકાંતે તેઓને પૂછ્યું.

'અમો ડીટેકટીવ ખાતાના માણસો છીએ.' એકે ઉત્તર આપ્યો અને બે જણ ઝડપથી ત્યાંથી વિદાય થયા. શ્રીકાંતે એ ડીટેકટીવોનો આભાર માન્યો. એણે કહ્યું: 'પણ મને શંકા છે કે, બાઈના સંબંધમાં અમો આભારલાયક નહીં ઠરી શકીએ.'

'કેમ એમ કહો છો ?'

'તમે એમને તપાસી જુઓ.'

શ્રીકાંત અનુપમા જ્યાં ધરણી પર ઢળી પડી હતી ત્યાં દોડી ગયો. અને જોયું તો તે બિચારી લાકડા જેવી જડ હાલતમાં હતી ! એના હૃદયમાં જ બદમાશની ગોળી સોંસરી પેસી ગઈ હોવાથી તત્કાળ એનું મૃત્યુ નીપજ્યું હતું. એની નાડી ચાલતી ન હતી. એનો શ્વાસોશ્વાસ પણ ચાલતો ન હતો. પાંપણ ફરકતી ન હતી. ડોળા સ્થિર હતા ! શ્રીકાંત ગળગળો થઇ ગયો. ક્રોધથી બદમાશ તરફ મુક્કી ઉગામતો તે ત્રાડી ઊઠ્યો: 'હતભાગી ! આખરે તેં ફૂલને છૂંદી નાંખ્યું ! ઓ સિતમગર ! ઓ ઘાતકી ! ત્હારા હાથમાં એથી શું આવ્યું ? તું રૌરવનર્કનો અધિકારી ઠર્યો છે ! ઇશ્વરના દરબારમાં પણ તને આ કૃત્ય બદલ શાંતિ મળવાની નથી !'

'હાઃ હાઃ હાઃ' બદમાશે કઠોર હાસ્ય કરતાં તિરસ્કારભર્યા અવાજે કહ્યું: 'મને શું મળ્યું એમ તેં પૂછ્યું ? **વેરની તૃપ્તિ !** મારે મન એ ગાજરની પીપુડી હતી. વાગી ત્યાં સુધી વગાડી, ના વાગી એટલે કરડી ખાધી ! એણે મારા હૃદયના છેક ઉંડાણમાં કારી જખ્મ કર્યો હતો. મેં એના હૃદયને વીંધી નાંખ્યું. હું એ કહેતાં

લેશમાત્ર અચકાતો નથી કે, મેં એને મારી નાખી છે–એનું કારમું ખૂન કર્યું છે, પણ શ્રીકાંત! જો હજીએ મને તક મળે તો એના કુટુંબના એકેક એકનો જીવ લઇને એનાં મૂળ ઉખેડી નાંખું! અને તને પણ કાચો ને કાચો કરડી ખાઉં! વેર! વેર! આહ! મારા વેરની આગ આજે ઠીક બુઝાઇ છે. હવે મારૂં ચાહે તે થાય તેની મને પરવા નથી...'

'પાગલ! ચૂપ રહે. બકવાદ ના કર. વેર લેનાર મોટો જોયો ન હોય તો! તારા બાપનું રાજ અહીં ચાલતું હશે કે, તું ચાહે તેનાં ખૂન કરે તે તને કરવા દેવાય!' આમ કહીને છૂપી પોલિસ ખાતાના ત્યાં ઊભેલા પહાણે બદમાશના જડબામાં છ–સાત સખ્ત મુક્કાઓ મારીને એને બોલતો બંધ કર્યો.

એક ડૉકટર એ વખતે આવા લાગ્યો. એની ચિકિત્સામાંથી કાંઈ તત્વ નીકળ્યું નહીં, 'હું દિલગીર છું કે, મારો કાંઈ જ ઉપાય ચાલી શકે તેમ નથી! એ બિચારી ખૂબસુરત બાનુ મરણ પામી છે!' પોતાની ટોપીથી લાશને વંદન કરતાં ડૉકટર બોલ્યો.

પોલિસ–ઓફિસે ટેલિફોન કરવા ગયેલો માણસ પણ એ વેળા ત્યાં આવી પહોંચ્યો. તેણે કહ્યું: 'ઇન્સ્પેકટરો આવે છે. બદમાશ પકડાયો તેથી તેઓ ખૂશ થઇ ગયા છે.' ડૉકટર મરણ સંબંધી રિપોર્ટ લખી આપીને વિદાય થયો.

ઇન્સ્પેકટર રમાકાંત વગેરે જ્યારે આવી પહોંચ્યા ત્યારે અનુપમાના અવસાનથી તેમને ઘણું દુઃખ થયું. બદમાશને પકડીને દોરડાંથી મજબુત રીતે બાંધવામાં આવ્યો અને સખ્ત પોલિસ–પહેરા નીચે પોલિસ–મોટર–ગાડીમાં ત્યાંથી લઈ જવામાં આવ્યો. તે ભયંકર ખૂની હોવાથી તેને ભરેલી બંદૂકોવાળા કૉન્સ્ટેબલોની સખત ચોકી નીચે પોલિસ–ગેટની કાચી જેલમાં પૂરવામાં આવ્યો.

બદમાશ કેવી મહેનત આપીને પકડાયો, એ સંબંધીની

હકીકત શ્રીકાંત જ્યારે પોલિસ ઓફિસમાં લખાવતો હતો ત્યારે મુંબાઈથી જાલિમસિંહનો ટેલિફોનનો સંદેશો આવ્યો: "કાલિન્દી સિવિલ હોસ્પિટલમાં મરણ પામી છે!" અને સ્હામી ખબર અપાઇ કે: "કાળો તમંચો આખરે પકડાયો છે; પણ બદમાશે અનુપમાનું ખૂન કર્યું છે!" કાલિન્દીના મૃત્યુનો સંયોગ જોતાં, શ્રીકાંત બોલ્યો: 'આખરે મા અને દીકરી એક જ વખતે મરણ પામ્યાં! બદમાશ ભુજંગીની સોબતનું ફળ બહુ જ ભયંકર આવ્યું! એ બદમાશ પોતે તો ખુવારીને માર્ગે ગયો પણ સાથે સાથે બદ-સલાહથી આ બેને પણ તે માર્ગે ઘસડી ગયો!—જો કે પાછળથી મા-દીકરી આપણને ઉપયોગી થઈ પડ્યાં હતાં."

રમાકાંતે કહ્યું: 'કાદવ કીચ્ચડમાં ચાલનાર ચાહે તેટલી સંભાળ લે તો પણ તેનાં કપડાંને તેના છાંટા ઉડ્યા વિના રહેતા નથી. કાજળની કોટડીમાં પ્રવેશ કરનાર ગમે તેટલી દરકાર લે તો પણ કાજળની એક રેખ પણ તેને અડક્યા વિના રહેતી નથી. તે મુજબ પાપનો એવો બુરો પ્રભાવ છે કે, પાપીના પાપના છાંટા ઉડ્યા વિના રહેતા જ નથી! આ બિચારાં બે! એમનાથી સુખ ભોગવી શકાયાં નહીં! દેવસમા પતિ સાથે અનુપમા પરણી; સંપત્તિની લીલા લહેર એની સમક્ષ હતી પણ ભાગ્ય ફૂટેલું તેથી આખરે હાલહવાલ હાલતમાં એનું મૃત્યુ થયું! ભાગ્યની ગતિ ન્યારી છે!

## ૪૬

## બુઝાયેલી આગનો તણખો

જાલિમસિંહ નં. ૭ ના કાળા તમંચાના સાથીદારને શોધી કાઢવા માટે કંઈ કંઇ વિચારણા અને તપાસ બાદ એક નવી યુક્તિ યોજી. તેણે મુંબાઇના ગંદા લત્તાઓમાં છુપી પોલિસનાં માણસોને મોકલીને અંધારી આલમના અનેક ગુંડાઓ સંબંધે તપાસ ચલાવરાવી. પણ ત્યાંથી કોઈ મળ્યા નહીં એટલે તેણે નં. ૫, ૬ અને તેઓની

સાથે પકડાયલી બાકીને જુદી જુદી કોટડીઓમાં પૂરીને સામ, દામ, દંડ અને ભેદ એ ચાર પ્રકારની યુક્તિઓ અજમાવીને વશ કરવા ધાર્યા. એ ત્રણે પુરુષોએ તો લાલચ કે ધમકીને ગણકાર્યાં નહીં. તેઓએ પ્રાણાન્તે પણ હઠ છોડી દેવા ના પાડી; આથી તેઓને સેંટ્રલ જેલમાં લઇ જવામાં આવ્યા; જ્યાં દરેકને અંધારી કોટડીમાં ૧૨ કલાક સુધી પૂરી રાખ્યા અને મુદ્દલે ખોરાક અપાયો નહીં. અરુણ-કુંજમાંથી શ્યામ્રને ન્હાસી છુટેલો બદમાશ જેવો ને તેવો મક્કમ માલુમ પડ્યો. પણ ઝુંપડીવાળો કંઇક ડગ્યો. એને ખોરાક વિના ચેન પડતું ન હતું. અંધારી કોટડીથી તેનો દમ રૂંધાઇ ગયો હતો. મૃત્યુની બીક તેના હૃદયને પોચું બનાવી રહી હતી. એટલે તેણે કહ્યું: 'અમો કાળા તમંચાની ટોળીના આદમીઓ છીએ એમાં શક નથી પણ બીજાઓનાં રહેઠાણ વિષે અમને કોઈ વાર કશી ખબર અપાતી ન હતી."

જાલિમસિંહે આ માણસને આશ્વાસન આપીને અલગ જગ્યાએ લઈ જઈને ખોરાક આપ્યો અને કહ્યું: 'વારુ; તેનું રહેઠાણ તું જાણતો નથી તો ફીકર નહીં પણ તે લોકોનાં નામ તો તું જાણતો હોઇશ ને? જરાક કહ્યું તો હવે પૂરું કહી દઇને સુખી થા. તને પ્રમાણિક ધંધે ધાપે ચઢાવી દઈશું અને હઝારો મુક્ત-બંદીવાનો આજે સુખનો રોટલો ખાઇ રહ્યા છે તેમ તને પણ સુખની ચાવી બતાવી દઇશું."

બદમાશે કહ્યું: "એનું ખરું નામ હું જાણતો નથી પણ એનાં ત્રણ નામો હતાં: પાંડુ, વિકાજી અને પ્રદુ.'

'ત્યારે તો તે પરેલ કે દાદર ખાતે રહેતો હોવો જોઇએ. એના ચ્હેરાનું અને શરીરનું વર્ણન આપ એટલે બસ.'

'તે કાળો છે; તેની ઊંચાઈ આશરે પા ફીટ છે. તે ઘાટીઓના જેવાં કપડાં પહેરે છે. તેનો એક હોઠ કપાયલો છે અને આંખો સ્હેજ ભુરાશ પડતા રંગની છે.'

'શાબાશ.' જાલિમસિંહે કહ્યું: 'હવે તને અમે છૂટો કરી દેવા તજવીજ કરીશું.' જાલિમસિંહને નં. ૬ તરફથી મળેલી આ માહિતી પૂરતી લાગી. એણે પરેલ તરફ હોઠ કપાયલા અને ભુરી આંખોવાળાની તપાસ માટે જાસૂસો મોકલી દીધા.

એક બાજુ જ્યારે એની સાથે જાલિમસિંહ વાતોમાં પ્રવૃત્ત હતો ત્યારે બીજી બાજુ વીરશંગે ઝુંપડાવાળાની સ્ત્રીને ફોસલાવવી શરૂ કરી હતી. તેણે તેને મનપસંદ નવાં વસ્ત્રો લાવી આપવા; રૂા. ૫૦) રોકડા આપવા અને તેને તેમ જ તેના ધણીને મીલની નોકરી ઓછામાં ઓછા માસિક રૂા. ૩૫) ના પગારની અપાવવા લાલચ આપી હતી. એ લાલચ સાથે તેણે ધમકી પણ શરૂ રાખી હતી કે આ ગુન્હાનું પરિણામ તમે લોકો જાણો છો? તમારામાંના પુરુષોને તો ફાંસી સિવાય બીજી કોઇ સજા થશે નહીં; જ્યારે તું બાઇ માણસ હોવાથી તને સ્હેજ ૭ કે આઠ વર્ષની સખ્ત જેલની શિક્ષા થશે. સખ્ત જેલ પામેલાંઓને શું કરવું પડે છે તેની ખબર છે? ઊભે ઊભે આઠથી દશ કલાક સુધી ચક્કી પીસવી પડે છે. એમાં અમુક મણ અનાજ તો દળાવું જ જોઇએ. જો તેમ થઈ શક્યું નહીં તો સાંજનો ખોરાક અપાતો નથી. સખ્ત જેલની શિક્ષા પામેલાને પથ્થર ફોડવા લઇ જવામાં આવે છે; તેઓને દોરડાં વણવાનું કામ સોંપાય છે. આ બધાં કામો અમુક પ્રમાણમાં તો કરવાં જ જોઇએ. તેમ ન થાય તો વધારાની સજા થાય છે. આવાં દુઃખ હાથે કરીને વ્હોરવાની શી જરૂર? બાઇ! તારા ધણીને ફાંસી થતાં તેનાથી તો તું હમેશને માટે વિખુટી પડવાની પણ તે ઉપરાંત, તારે જેલ ભોગવની પડશે! એક ત્રાહિત બદમાશને ખાતર આટલું બધું દુઃખ ભોગવવાની તને શી જરૂર છે? પાયમાલીને પોતાના જ હાથથી નિમંત્રણ આપનાર મૂર્ખાં છે. સુખ ના મળતું હોય તો જુદી વાત છે; પણ સુખ તો તૈયાર છે. એ ખોઈને દુઃખની આગમાં ભૂસ્કો મારવો ન જોઇએ.

વીરસંગની આ સમજાવટથી બાઈનું મન સ્હેજ પીગળ્યું; પણ તેણે એક મુશ્કેલી રજુ કરી કે 'અમારો સરદાર બહુ જ કિન્નાખોર છે. તે જાણે કે, અમે તેને દગો દીધો છે, તો અમે જ્યાં હોઇએ ત્યાં તે અમોને મારી નાખ્યા વિના રહે જ નહીં. અગાઉ આવી રીતે તેણે ટોળીના ઘણા દગાખોરોને માર્યા છે.'

વીરસંગે કહ્યું: 'તારા સરદારની શી ગત થઈ છે તે જાણતું છે? ચાલ, હું તને પોલિસ–દફ્તર બતાવું.' તે તેને પોલિસ–ઓફિસે લાવ્યો અને પૂનામાં કાળા તમંચાનું શું થયું હતું તે સંબંધી આખો યે રિપોર્ટ તેના દેખતાં મોટેથી વાંચ્યો અને છેવટનો શેરો વાંચીને તો તે ચોંકયો. એમાં જાલિમસિંહની સહીથી લખાયલું હતું કે: 'પૂનામાં આખરે ઇન્સ્પેકટર મિ. રમાકાંતે કાળો તમંચો ઉર્ફે ભુજંગીને પકડવામાં પૂરી સફળતા મેળવી છે!' આ છેલ્લી વાતની વીરસંગને ખબર ન હતી પણ જ્યાં તે દફતરમાં નોંધાયલી તેણે જોઈ ત્યાં તો આનંદથી મલકાઇ જઇને તેણે બાઇને કહ્યું: 'હવે તારા સરદારના શા ભાર છે કે તે કોઇનો યે જાન લઇ શકે? ઉલટું, આ પછી તો તને અંતિમ જશ મળવાની તક ઊભી થાય છે. બાકી રહેલા બદમાશને પકડાવીને એ ટોળીનો એકેકએક માણસ દુનિયામાં ગુન્હા વડે કોઇની ખરાબી કરવા છૂટો ન રહે, એવું કરવાથી તો સરકાર તરફથી તને ખૂબ શાબાશી મળશે. માટે, તું ચાલ, તને પોલિસ–રક્ષણ આપીને અમો લઈ જઇશું એટલે તારો વાળ સુદ્ધાં યે કોઇ વાંકો કરી શકશે નહીં. એ બદમાશનું રહેઠાણ અમને બતાવી દે; પછી અમે તેને પકડવાની બધી પેરવી અમારી મેળે કરી લઈશું.'

બાઇએ તમામ બાબતો ઉપર વિચાર ચલાવી જોયો. સરદાર પકડાયો છે, એ બીનાએ તેના વિચારો ઉપર ખાસ અસર કરી. હવે તેના તરફની બીક મટી ગઈ; પોલિસ તરફથી પ્રામાણિક જીવન નિભાવ માટે જોગવાઇ કરી આપવામાં આવશે; આ ગુન્હા માટે

કરશી સજા થશે નહીં અને અત્યારે પોલિસ-રક્ષણ આપીને બદમાશને ત્યાં લઇ જવામાં આવશે. આ બાબતોએ તેને બાતમી આપવા પ્રેરી. તેણે કહ્યું: 'હું તમને એ બદમાશના મકાને લઈ જઇશ.' રાતના બાર વાગ્યા પછી તેને ત્યાં જવાનું વીરશંગે ઠરાવ્યું.

જેલમાંથી જ્યારે ઝુંપડીવાળા મારફત **પાંડુ** સંબંધી બાતમીઓ એકઠી કરીને **જાલિમસિંહ** પોલિસ-ઓફિસે પાછો ફર્યો ત્યારે **વીરશંગે** બાઈ પીગળ્યાની હકીકત તેને કહી. **જાલિમસિંહ** તરત જ તેની પાસે ગયો. તેણે તેને પૂછ્યું: "બાઈ, તું અમને કોઈ ભળતે સ્થાને તો નહીં લઇ જાય ને? અથવા તો, છટકી જવા માટે તો તું આ યુક્તિ નથી કરતી ને?"

'ના, સાહેબ. હવે મારા શા ભોગ લાગ્યા છે કે, એવા ધંધા કરૂં?'

'તો એ આદમીનું રહેઠાણ અને નામ તેં અમને શા માટે નથી કહ્યાં? એ આદમીને તું કેવી રીતે ઓળખે? તને એની સાથે કોઇ ગુન્હામાં કામ કરવાની તક મળી હતી?'

'એ આદમી અમારે ત્યાં ઘણીવાર આવતો. મારે તો કદાપિ આ ટોળીનાં કામોમાં ભળવું પડતું નહોતું. હું તેઓનાં કામકાજથી માહિત રહેતી હતી એટલોજ તે ટોળી સાથેનો મારો આડકત્રો સંબંધ. એ આદમીનું નામ **પાંડુ** છે. એ જાતનો મરાઠો છે. એ પરેલમાં લુકમાનજી લસણવાળાની ચાલીમાં ત્રીજે માળ છેલ્લી ઓરડીમાં રહે છે.' બાઈએ આ માણસનું વર્ણન પણ આપ્યું. તેના ધણીએ આપેલા વર્ણન સાથે તે બરાબર મળતું આવ્યું એટલે હવે 'આ લોકો જુઠ્ઠું બોલતાં નથી' એવી ખાત્રી **જાલિમસિંહને થઈ.** **જાલિમસિંહે** મધરાતે જ લુકમાનજીની ચાલી પર છાપો મારવા ઠરાવ્યું. તેણે પૂના ખાતે ટેલિફોન કરીને ઇન્સ્પેક્ટર રમાકાંતને ખબર આપી કે 'પકડાયલા કાળા તમંચાને મુંબાઇ લાવવાની ઉતાવળ ન

કરશો. એની ટોળીનો છેલ્લો માણસ પકડાવાની અણી ઉપર છે. એ પકડાયા બાદ હું તમને ખબર આપું ત્યારે જ બદમાશ-સરદારને લાવશો.' રમાકાન્તે જાલિમસિંહની સૂચના લક્ષમાં રાખવા જણાવ્યું.

રાત્રિના બાર વાગ્યા બાદ લુકમાનજીની ચાલી આગળ બિલકુલ અવાજ ન થાય એવાં યંત્રોવાળી એક મોટર-ગાડી આવી પહોંચી. એમાંથી જાલિમસિંહ, વીરશંગ અને સાત પોલિસમેનો નીચે ઊતર્યા. એ બાદ ઝુંપડાવાળી બાઇ પણ તેમાંથી ઊતરી. તેણે ત્રીજા માળની છેલ્લી રૂમ બતાવી, જેની એક બારી રસ્તા ઉપર પડતી હતી. જાલિમસિંહે અને વીરશંગે તે રૂમ પાસે જવા નિસરણી ઉપર ચઢતા પહેલાં બારી પાસે બે પોલિસમેનોને પહેરા માટે મોકલી આપ્યા અને એકને મોટરમાં બેસાડેલો રાખ્યો. ડ્રાઇવરને પણ કેટલીક સૂચના આપી. આ રીતે ચાલીના છેક નીચે બે બાજુએ તકેદારીનો બંદોબસ્ત કરીને તેઓ સર્વે ત્રીજે માળ ગયા. એ રૂમનાં બારણાં અંદરથી બંધ હતાં. ગેલેરીની પાછલી બાજુએ પાછલે બારણે બે પોલિસ મેનોને જવા જાલિમસિંહે ફરમાવ્યું. બાદ બારણાં ખખડાવ્યાં.

અંદરથી કોઇ મર્દનો સ્વર સંભળાયો: 'કોણ છે?'

જાલિમસિંહે ધીમા અને જાડા કૃત્રિમ સ્વરે જવાબ દીધો: 'કાળો તમંચો'

'ઘરમાં કોઇ નથી. સ્હવારે આવજો.' થોડીવાર ચૂપકીદી પછી એક કૃત્રિમ સ્ત્રી-સ્વર સંભળાયો.

'તમે છો ને? ખોલો, જરૂરી કામ છે.'

'અમો ઓરત લોકોની સાથે તમો અત્યારે વાતચીત નહીં કરી શકો.'

'પણ મોત અને જીવનનો સવાલ છે.'

'હું એમાં કાંઇ ન સમજું.'

'બોલે છે કે નહીં ? બીજે રસ્તે આવવું પડશે.'

કાંઈ જવાબ મળ્યો નહીં. કંઇકવાર સુધી ચૂપકીદી ચાલુ રહી. હવે જાલિમસિંહની ધીરજ ખૂટી. બળજબરીથી ઓરડીનાં બારણાં ઉતાર્યા સિવાય છૂટકો નથી એમ તેને લાગ્યું.

એટલામાં નીચેથી કોઇનો પડકારો સાભળાયો: 'એ...ઈ...કોણ છે તું ? દોરડાં મારફત નીચે કેમ ઉતરી ! દાદરા મારફત કેમ ના ઉતરી ?'

જાલિમસિંહ તરતજ કઠેરા આગળ દોડી ગયો. નીચે નજર કરતાં એને માલુમ પડયું કે કોઇ બાઈને ઘેરીને બારી આગળના પોલિસમેનો ઊભા રહ્યા હતા. ફાલતુ પોલિસમેન અને ડ્રાઈવર પણ તે વખતે ત્યાં જઇ પહોંચ્યા. જાલિમસિંહે બે પોલિસમેનની મદદથી વીરશંગને આ ખોલીમાં પ્રવેશ કરવા માટે બીજી ખોલીમાંના આદમીઓને જગાડવા સૂચના આપી અને પોતે ચાલીની છેક નીચે ગયો. તેણે પોતાની સાથે બાતમીદાર સ્રીને લીધી. નિસરણીઓ ઊતરતાં તેણે તે બાઇને એક સવાલ પૂછી લીધો: 'પાંડુને સ્રી છે ?' બાઇએ 'ના' પાડી. ત્યારે નક્કી પાંડુ જ સ્રી-વેશમાં ન્હાસી જાય છે એવો જાલિમસિંહને શક ઉપજ્યો. સવાલજવાબ વખતે અવાજમાં વિચિત્ર રીતનો તફાવત પડતો હતો ત્યારથી જ જાલિમસિંહના મનમાં એ શંકા જન્મી હતી. નીચે જતાં વેંત તેણે લગીરે ગુંચ-વાયા વિના, એ ઓરતનો સાલ્લો ખેંચી કાઢયો. એણે તમામ પુરુષશાઈ કપડાં અંદર પહેરેલાં માલુમ પડયાં ! ચાર-પાંચ થપાટો લગાવી દઇને તેણે તેને કહ્યું: "બદમાશ ! પાંડુ ! તું સ્રી-વેશમાં ન્હાસી જતો હતો, ખરૂં કે ?" એણે કાંઈ જ જવાબ દીધો નહીં. એનો ચહેરો તપાસવામાં આવતાં એનો હોઠ કપાયલો જણાયો. એની આંખો ભુરાશ પડતા રંગની હતી.

'આ પાંડુ જ છે ને ? ' જાલિમસિંહે બાતમીદાર બાઇને પૂછયું.

'હા, એ તે જ અમારી ટોળીનો સાથીદાર છે.'

'તું મને ક્યાંથી ઓળખે, બાઇ? હું તો તને ઓળખતો નથી!' પાંડુએ બાઇને સવાલ કર્યો.

'પાંડુભાઈ, શા વાસ્તે જુઠું બોલો છો? તમે અમારે ઝુંપડે તો ઘણી વખત આવતા હતા! અફીણનો કસુંબો પીને તમે ઘણી વાર અમારે ત્યાં સૂતા પણ હતા!'

'જુઠ્ઠાબોલી તો તું છે! તું રાજમહેલમાં રહે છે કે ઝુંપડામાં તેની મને ખબર પણ નથી! મેં તને કદી દીઠી નથી. નાહક ખોટી બાતમી આપીને મને પકડાવવામાં તને ફાયદો શો મળશે?'

'તો શું તમારાં ખૂન અને લૂંટનાં કામ માટે અમારે નાહક જેલ ભોગવવી? હવે તો અમારો કેડો છોડો? તમારા સરદાર પકડાઈ ગયા છે; બીજા બધાના હાલહવાલ થઈ ગયા છે; તમે જ ફક્ત બાકી રહ્યા હતા. હવે તમે–'

"બહેન! મારી એક વાત સાંભળી લે–" આમ કહેતો પાંડુ ઓચિંતો જ પોતાને પકડનારાઓના હાથમાંથી વછુટયો અને એકદમ તે બાઈ ઉપર હુમલો કરીને તેણે તેના શરીર પર ચાકુના ઘા કરવા માંડયા. આ ઝનુની માણસને જાલિમસિંહ વગેરેએ એકદમ પકડી લઇને તેના હાથમાંથી બળજબરીથી ચાકુ ઝુંટવી લીધું; તેને હાથકડી પહેરાવી દીધી અને દોરડાથી મજબુત બાંધી લીધો. બાઈની હાલત કફોડી થઇ ગઈ. તુર્ત જ પોલિસ-મોટર ગાડીની અંદર તેને નાખીને જનરલ હોસ્પિટલે રવાના કરવામાં આવી.

બદમાશને હવે મજબુત પહેરા સાથે ત્રીજે માળ લઈ જવામાં આવ્યો. વીરશંગે બીજી રૂમનાં માણસોને જગાડીને વચલા બારણા-માંથી પાંડુની ઓરડીમાં પ્રવેશ કર્યો હતો અને ઝડતી લઈને ઘણું ઘણું હાથ કર્યું હતું. એ હાથ આવેલી ચીજોમાં એક બેગ હતી. એના ઉપર રજની નામ અંગ્રેજીમાં લખેલું હતું, એમાં ખાનદાન

ગુજરાતી સ્ત્રીઓ પહેરે છે એવાં કપડાં હતાં. એ બેગ ઉપરાંત, સાત જુદી જુદી જાતનાં ઘડીઆળો, પાંચ ઇંડીપેંડેંટ પેનો, જેમાંની એક તો ઘણી ભારે કીંમતની હોય એમ જણાયું તે, તેમ જ દશ ચશ્માં જોડી મળી આવ્યાં, ત્રણ સોનાની વીંટીઓ પણ એ જથ્થામાં હતી.

'બદમાશ! મેળાઓમાં કે ગીરદીમાં જઈને લોકનાં ખિસ્સાં કાતરીને તેં આ બધો માલ મેળવ્યો છે કે? કોઇ કોઇ દુકાનોમાં વેષાંતરથી પેસીને પણ આમાંની કોઇક ચીજો તફડાવી છે ને?' જાલિમસિંહે પાંડુને પૂછ્યું.

'નહીં', સાહેબ, મેં જાતે ખરીદેલો છે.'

'તું પૈસાદારનો દીકરો ખરોને? આ બધું ખરીદવા જેટલી કમાણી તેં કયાંથી કરી? આ નામવાળી બેગ તેં કયાંથી તફડાવી? યાદ રાખજે, જે સન્નારીનું નામ આ બેગ ઉપર છે, તેને અમે ઓળખીએ છીએ, એને ત્યાંથી તું ચોરી લાવ્યો છે તેની સાબીતી મળ્યા વિના રહેવાની નથી! માટે, સાચી વાત કહી દે.'

'આ બેગ તો મેં જુનો માલ વેચનારા એક દુકાનદારને ત્યાંથી સસ્તામાં ખરીદી છે. અહીં કશું જ ચોરીનું કે લૂંટનું છે જ નહીં.'

'ઠીક, ઠીક, બધું જોયું જશે!'

વીરસંગે વધુ ઝડતી લઈને એક કાળો ઝબ્બો શોધી કાઢ્યો અને બનાવટી ચલણી નોટોનું એક બંડલ પણ શોધી કાઢ્યું. કાળો ઝબ્બો તપાસવામાં આવતાં તેના ખિસ્સામાંથી 'કાળા તમંચા'નાં છાપેલાં કાર્ડ નીકળ્યાં!

'ઓહો! અમને ક્યારનો તું મૂરખ બનાવી રહ્યો છે પણ તારૂં પાપ તો છાપરે ચઢીને પોકારી ઉઠ્યું છે, એ જુએ છે ને?! જાલિમસિંહે પાંડુને કહ્યું.

'અરે સાહેબ, કોઇએ અદાવતથી મારે ત્યાં આ ચીજો મૂકી હોય અથવા તો તમારો આ હવાલદાર પોતાની સાથે લાવીને મારે

ત્યાં મૂકીને મને ગુન્હાપાત્ર ઠરાવવા મથતો હોય, એ માટે હું કાંઇ જવાબદાર નથી!' પાંડુએ દલીલ કરી.

'એમ? ત્યારે તો તું 'પ્હોંચેલ માયા' છે; દલીલો અને યુક્તિઓથી ગુન્હો કેમ દૂર કરવો, એ પણ જાણે છે! ઠીક, ઠીક. અદાલતમાં બધું યે જોયું જશે.' જાલિમસિંહે કહ્યું.

હોસ્પિટલેથી આ વખતે પોલિસ મોટર–ગાડી પાછી ફરી અને ડ્રાઇવરે 'હોર્ન' વગાડીને ખબર આપી. એટલે બદમાશને ખૂબ સાવચેતીથી ચાલીમાંથી નીચે ઉતારીને તમામ પોલિસમેનોના મજબુત પહેરા સાથે મોટર–ગાડીમાં નાંખીને લઇ જવામાં આવ્યો.

## ૪૭

## ઉપસંહાર

જાલિમસિંહ બીજે દિવસે સહવારે પૂના ખાતે મુખ્ય પોલિસ–ઓફિસે ટેલિફોનનાં સંદેશાથી ઇન્સ્પેકટર રમાકાન્તને નં. ૭ ની ધરપકડના સમાચાર કહેવાની તૈયારીમાં હતો ત્યાં "હલ્લો મિ. જાલિમસિંહ! શું ચાલે છે?" એવો અવાજ તેને કાને સંભળાયો. તેણે એ બોલનાર તરફ નજર કરી. એ શ્રીકાંત હતો. 'અહો! તમે અહીં ક્યાંથી?" એણે આશ્ચર્યચકિત થતાં પૂછ્યું.

શ્રીકાંતે એક ખુરશીમાં બેસતાં જવાબ દીધો: 'હું ગઇ કાલ રાતના મુંબાઇ આવ્યો છું. તમે ટેલિફોનમાં સંદેશો કહેલો કે, બદમાશ ભુજંગીને હમણાં અહીં ના લાવશો અને કાલિન્દી મરણ પામી હતી એટલે હું અહીં તપાસ કરવા આવ્યો કે એના બંદી વીલ સંબંધી કાંઇ બાતમી મળી શકી છે કે કેમ?–'

'તમને ઇન્સ્પેકટર રમાકાન્તે કાલિન્દીની લવરી વિષે વાત કહી હોવી જોઇએ. એ વીલની હકીકત તમે જાણો છો?'

શ્રીકાંતે પૂનાના બુધવાર પેઠના મકાનમાં પોતે છુપાઇને અનુપમા અને ભુજંગી વચ્ચે ચાલેલી એ વીલ સંબંધીની વાત તેને કહી. 'પીન' તો અનુપમાની હતી એ વાત શ્રીકાંત જાણતો હતો. એ 'પીન' જાલિમસિંહને અરવિંદ-કુંજની અગાશીમાંથી મળી હતી. શ્રીકાંતે તે વિષે ખુલાસો કર્યો કે પાછો પકડનારાઓને નિશાની આપવા માટે જ અનુપમાએ તે ત્યાં જાણી બૂઝીને નાંખી દીધી હોવી જોઇએ. પણ વીલ કે ફોટા વિષે હું માહિતગાર નથી. એ વીલ સંબંધીના કેટલાક દુઃખદ અને નાપસંદ પૂર્વ-બનાવો વિષે હું જાણું છું.' તેણે રજનીનો પૂર્વ-ઇતિહાસ અને કાલિન્દી-ભુજંગીની બદમાશીઓની હકીકત જાલિમસિંહને કહીને ઉમેર્યું: 'વીલ રજનીના પિતાનું હતું. એ અસલ વીલ સંબંધમાં કાલિન્દીએ ભુજંગીને જબરદસ્ત છેતરપીંડી કરેલી જણાય છે. અસલ વીલનો નાશ કરવાને બદલે તેણે તે ક્યાંક ભુજંગીની જાણ બહાર છુપાવી દીધેલું લાગે છે. એમાં રજનીના પિતાની સંપત્તિની હકીકત હોવાથી એ સંપત્તિ આપત્કાળે પોતાને જ કામ લાગે અને ભુજંગીને હાથ ન જાય એવો કાલિન્દીનો હેતુ હોવો જોઇએ. આ 'વીલ' વિષે કાલિન્દી મરતાં મરતાં કાંઈ જ ખુલાસો કરી ગઇ હોવી જોઇએ.'

'ના.' જાલિમસિંહ બોલ્યો: 'એણે એક જ વાર જે લવરી કરી હતી તેની નોંધ ઉપરથી મેં મિ. રમાકાંતને ટેલિફોન કરેલો. એ પછી તે કશું જ કહેવા પામી નથી. ભેદ તેના મૃત્યુ સાથે તે લઇ ગઈ છે. રાતે તમે મને મળ્યા હોત તો હું તમને તે વિષે કહેત.'

'પણ મારો આશય કાલિન્દીની લવરી પરથી વીલનું સ્થાન જાણવાનો ન્હોતો. મેં તો, આ કેસમાં જાણીતા થયેલા ચમત્કારી દેવી ગોળા ઉપર આધાર રાખ્યો હતો.'

'હંઅંઅં...પણ અસલ ગોળો તો બદમાશ જ અહીંથી લઈને છટકી ગયેલો છે. એ તમે ભૂલી ગયા? મિ. રમાકાન્ત પણ

કેવા ભૂલકણા? તમે તો નક્કામો ફેરો ખાધો!'

શ્રીકાંત હસ્યો. બાદ બોલ્યો: 'અમે એ ગોળા સંબંધમાં પોલિસ-ખાતાને છેતર્યું છે—'

જાલિમસિંહ ચોંક્યો: 'એટલે?'

'બદમાશને હસ્તક સાચો ગોળો કોઇ કાળે જવા પામ્યો નથી. જે બનાવટી ગોળો આપણે ઝાડ નીચે જોયો હતો તેજ એને મળ્યો હતો. નિરર્થક જોઇને તેણે તે ત્યાં જ છોડી દીધો હતો!'

'અને અસલ ગોળો?'

'વસ્તુતઃ એ ગોળો ઈન્સ્પેક્ટર રમાકાંતે અને મેં અરુણ-કુંજમાં એક દિવાલમાં છૂપા ગોખલામાં છૂપાવેલો. કોઈને તેની જાણ ન્હોતી—લવંગિકાને પણ ન્હોતી! છેક ડ્રેવર 'વીલ'ના રહસ્યથી એ ગોળા મારફત વાકેફ થવા અમારો ઇરાદો હતો. અમે એ વડે સૌને-પોલિસખાતાને પણ ચકીત કરવા માગતા હતા; પણ કિસ્મતે અમને યારી આપી નથી!–'

'એટલે? શું એ ગોળો તેના છૂપા સ્થાનમાંથી કોઇ ચોરી ગયું?'

'ના. કર્મની ગતિ જુઓ, શ્રીમાન્! હું ગઇ કાલે મધ્ય રાત્રે લવંગિકા અને રંજનીના દેખતાં છૂપા સ્થાનમાંથી ગોળાની પેટી બહાર કાઢીને જ્યાં પેટી ઉઘાડું છું તો અંદર ગોળો ફુટી ગયેલો માલુંમ પડ્યો! એમાંનું પાણી જતું રહેલું હતું-કાચના ટુકડે ટુકડા થઇ ગયા હતા!'

બેઉ જણ ક્ષણભર અવાક્ બની ગયા. બાદ જાલિમસિંહ બોલ્યો: 'મને આવી દૈવી ચીજોમાં શ્રદ્ધા છે. પણ એમાં દૈવી કૃપાનો પણ હાથ હોવો જોઈએ, એમ માનું છું. માનવજગત્માં આવી દૈવી વસ્તુઓ મળવી દુર્લભ હોય છે. અને મળે છે તો તેનો ઉપયોગ દૈવ કરવા દેતું નથી? એનો જ આ પરચો!'

'તમારી માન્યતા સાથે હું મળતો થાઉં છું. એ ગોળો આપી

જનાર સંન્યાસિનીની વાતો મને યાદ આવે છે. પવિત્ર જીવોને જ સર્વજનના કલ્યાણ માટે આવા ગોળાનો લાભ લેવાનો અધિકાર હોય છે. અમે તો સ્થૂલ સંપત્તિ માટે તેનો ઉપયોગ કરવા માગતાં હતાં. પરિણામે દૈવી પવિત્રતાની ઝાંખી અમને પામરજીવોને થઈ ન હતી!'

'ત્યારે આપે રાત અરુણ-કુંજમાં જ વીતાવી લાગે છે.' જાલિમસિંહે પૂછ્યું.

'રાતે હું ખિન્ન હૃદયે ત્યાં સૂઇ રહ્યો. પછી કાલિન્દી તરફથી કાંઇ જાણવા મળ્યું છે કે કેમ એ તપાસવા અહીં આવ્યો. હવે બદમાશ ભુજંગી ઉપર આધાર છે.'

'એ તો કશો ભેદ જાણતો હોય એમ લાગતું નથી. અને એ તમને ભાગ્યે જ કાંઇ કહેશે.' જાલિમસિંહે કહ્યું પણ થોડીવારે તેને એક વિચાર સ્ફુર્યાથી તે બોલ્યો: 'તમે પૂનાના પોલિસ અધિકારીઓની મદદ લેજો. પોલિસ-પદ્ધતિ એ તેઓ કળે કળે તેની પાસેથી વાત કઢાવવામાં મદદગાર થશે. તે ન જ માને તો પછી, રજનીના પિતાના મકાને તપાસ કરવા જજો. કાં તો જમીનમાં ખાડો ખોદીને કે પછી દિવાલમાં કોઈ છુપા ગોખમાં એણે ધન છુપાવ્યું હોય એ સંભવિત છે.'

'હા. એ સરસ સૂચના છે. વિસલપુર જઇને અમે તપાસ કરીશું.'

'રજની સંબંધી એક હકીકત પૂછવાની છે.' આમ કહીને જાલિમસિંહે નં. ૭ ના બદમાશ પાસેથી મળેલી 'રજની'ના નામાક્ષરની બેગની હકીકત કહી. એ બેગ જોઇને શ્રીકાંત બોલ્યો: 'તે રજનીની જ હોવી જોઇએ; કારણ કે, એના પૂર્વ-જીવનમાં બદમાશ ભુજંગી એને સતાવતો હતો. આપણે અરૂણ-કુંજમાં જઇને તેને પૂછીએ તો?'

શ્રીકાંતની આ સૂચના જાલિમસિંહે મંજુર કરી. તેઓ બન્ને જણ અરૂણ-કુંજમાં આવ્યા. એ બેગ રજનીને બતાવતાં તે બોલી ઊઠી: 'આહા! સૂર્યપૂર રેલ્વે સ્ટેશને મારી જે બેગ ચોરાઇ હતી, તે આ જ છે!' એણે એમાંનાં કપડાં પોતાનાં તરીકે ઓળખી કાઢ્યાં.

તે બેગના ઢાંકણાની અંદર જાડા મીણુ કાપડનું અસ્તર હતું. તેમાં ફળ દીધેલું એક પાકીટ ચોઢેલું હતું. રજનીએ પોતાની પાસેની ચાવીથી તે ઉઘાડયું. એમાંથી રૂ. ૧૫ ની ચલણી નોટો અને લવંગિકાનો લખેલો એક પત્ર નીકળ્યો. સૂર્યપૂરથી રજની નીકળી તે અગાઉ બે માસ ઉપર લવંગિકાએ વિસલપુર ખાતે લખેલો એ પત્ર હતો. સરનામાની યાદદાસ્ત માટે રજનીએ તે જાળવી રાખ્યો હતો.

'આ મારૂં તે વખતનું ધન!' નોટો હાથમાં લેતાં રજની બોલી: 'આટલા પૈસા લઇને હું નવા જીવનજંગમાં ઝુકાવવા મુંબાઇ જવા ઉપડેલી પણ બદમાશે પોતાના સાથી મારફત મને લૂંટી–'

'એ આપત્તિને પ્રસંગે અરવિંદકુમારે તેને બચાવી.' લવંગિકાએ સુર પૂર્યો. 'અને એમનાં માતુશ્રીએ, શ્રીકાંતભાઇની ભલામણથી શિક્ષિકા તરીકે એને રોકી લઈ ને એના શુન્ય જીવનમાં રસપ્રવાહ રેડયો.'

'મને કોઇ જાતનો યશ તેમાં ઘટતો નથી. યોગ્યને હંમેશાં યોગ્ય મળી રહે છે, એ જગજૂનો નિયમ છે. શ્રીકાંતે કહ્યું,

'આનું નામ ભાગ્યની બલિહારી!' જાલિમસિંહ બોલ્યો: 'જો ભાગ્યમાં હોય છે તો ગયેલું ધન પાછું આવી મળે છે; અને પ્રભુકૃપાનો સર્વ લાભ મળે છે; અને જો મળવાનું લિખિત નથી હોતું તો કોટિ યત્ને પણ તે નથી જ મળતું. કદાચ, હવે એમના પિતાની છૂપી સંપત્તિ પણ એમને પાછી મળે–'

'હેં? શું એ સંભવિત છે?' લવંગિકાએ પૂછયું.

'એ વિષે હમણાં કાંઇ કહેવું નિરર્થક છે. પોલિસ–તપાસ પૂરી થયા પછી વાત!' આમ કહી શ્રીકાંત અને જાલિમસિંહ વિદાય થયા.

શ્રીકાંત પૂના આવ્યો. નં. ૭ નો કાળા તમંચાનો સાથી પકડાયાની, તેણે રજનીની ચોરેલી બેગ મળી આવ્યાની અને દૈવી ભેળો ફુટી ગયાની હકીકત શ્રીકાંતે રમાકાન્તને કહી અને વીસલપુર જવા સૂચના કરી. તેમાં રમાકાન્તે સંમતિ આપ્યાથી તેઓ ઉપડવાની

તૈયારી કરતા હતા ત્યાં બદમાશ ભુજંગી તરફથી એક સંદેશો લઈને એક કોન્સ્ટેબલ આવી લાગ્યો: 'તે કોઇ અગત્યની બાતમી આપવા માટે આપને બેને બોલાવે છે.' તેણે કહ્યું.

બન્ને જણ કાચી જેલના સળીઆ બહાર જઇને ઊભા રહ્યા. ભુજંગીને જ્યારથી પોલિસ–ગેટની કાચી જેલમાં રાખ્યો હતો ત્યારથી તેના માથામાં વાગેલા ઘાની સારવાર પોલિસ–સર્જન મારફત કરાવવામાં આવતી હતી. પણ ઘાને અંગે એની તબિયત ઉપર માઠી અસર થવા માંડી હતી. એને તાવ આવતો હતો. માથામાં હજી પણ સખ્ત સણકા ચાલુ થતા રહીને ઘાની અંદરના ભાગમાં પરૂ થતું હોવાનાં અને રૂઝ નહીં આવવાનાં ચિહ્ન માલુમ પડતાં હતાં. શ્રીકાંત અને રમાકાંત તેની પાસે ગયા એટલે રડવા જેવો થઈને તે પૂછવા લાગ્યો: 'મારૂં શું થશે?'

'જે બીજાઓનું થયું છે તે. તું ફાંસીને માંચડે ચઢીશ એ નક્કી છે.' રમાકાંતે કહ્યું

'મને ફાંસીની બીક નથી. પણ આ જખ્મ નહીં મટે અને દર્દથી હું મરી જઈશ. એ તો મારાથી સહ્યું નહીં જાય.' એના માથામાં આ વખતે વળી પાછો સણકો ઊઠયાથી તેને સીસ્કારો બોલાવ્યો અને દર્દથી મોઢું વિકૃત કરી નાંખ્યું.

આ દર્દ મારાથી સહ્યું જતું નથી. તમારા ડૉકટરને કહો કે, મને ઝેર આપીને એકદમ મારી નાંખે.' તે કંટાળીને બોલ્યો.

'એમ ન બની શકે.' રમાકાંતે કહ્યું: ડૉકટરથી ખૂન ના થાય. પણ ભાઈ! જો મારૂં તું માને તો, પેલી જેસલ–તોરલની કચ્છી દંતકથાની પેઠે: 'પાપ તારાં સંભાર, જાડેજા, પાપ તારા સંભાર' એ એ રીત ગ્રહણ કર.'

એટલે?'

'તેં જે જે કુકર્મ કર્યાં હોય તે યાદ કરીને ઇશ્વરની માફી માગ.' રમાકાંતે સૂચવ્યું.

'શ્રીમાન્! જો એ રીતે મને દંડ ઓછું થશે એમ તમે માનતા હો તો હું મારાં બધાં પાપકૃત્યો માટે માફી માગું છું.'

'રજની નામની બાળાને તું ઓળખે છે?'

'હા. એનું મેં ઘણું બૂરું કર્યું છે.' અત્રે બદમાશે વિસલપુરમાં પોતે કાલિન્દી ઉર્ફે કૃષ્ણા સહિત રહેતો હતો ત્યારે રજનીના ભોળા પિતા સામે રચેલા કાવાદાવાનો ખ્યાલ આપ્યો.

એ રજનીના પિતાના કોઇ અસલ 'વીલ' અને ફોટા સંબંધી તું કાંઇ જાણે છે?'

'હું એટલું જાણું છું કે–અસલ વિલનો નાશ થયો ન્હોતો. અને કાલિન્દીએ મને એમાં દગો દીધો હતો. તેણે કોઇ છૂપા સ્થાને તે છુપાવ્યું હતું; કારણ કે, એમાં સંપત્તિ કયાં દાટેલી છે, તેની વિગત હતી.'

'એ છૂપું સ્થાન તું જાણે છે?'

'વિસલપુરના મકાનમાં એવાં છુપાંસ્થાન ઘણાં છે. એ સ્થાનો તપાસવા જવા મેં ઇરાદો રાખેલો પણ મને–અવકાશ મળી શકયો નથી. ઇન્સ્પેકટર! હું છેલ્લી ભલાઇ કરી લેવા ખુશી છું. આપની સાથે હું વિસલપુરના મકાને આવું; છુપાં સ્થળ બતાવું; એમાંથી જે કાંઈ નીકળે તે બેલાશક આપ.

રજનીને આપી દો; કારણ કે, તે હકકદાર છે. હું સ્વહસ્તે તેનાં ચરણમાં તે મૂકીને તેની માફી માગવા તૈયાર છું.'

'એ છુપાં સ્થાનોમાંથી સંપત્તિ મળશે ખરી?'

'સંભવ છે ખરો.'

'ઠીક. તને સાથે લઇ જવો કે કેમ એ વિચાર કરવા જેવી વાત છે. અમે તો ત્યાં જઇશું, એ ચોક્કસ છે.' ઇન્સ્પેકટરે કહ્યું.

'મને–હવે નિ:સહાય અને નિરુપદ્રવી બનેલાને, તમામ બાજી હારી ચૂકેલાને, દુ:ખથી પીડાઈને પશ્ચાત્તાપ કરી રહેલાને તે સ્થળે લઈ જવામાં આપને સંકોચ શા માટે થાય છે, સાહેબ! હવે કાંઇ

હું ભરેલા તમંચાઓના બાર કરી શકું તેમ છું? હવે કાંઇ યુક્તિ-ઓથી હું આપને રંજાડી શકું તેમ છું? બળવાન હાથી પણ જેમ કીચ્ચડમાં ફસાઇ જવાથી શકિતહીન બની જાય છે તેમ આજે હું બન્યો છું! હું આપનું શું અહિત કરી શકું તેમ છું? ચાહે તો પુષ્કળ સિપાઇઓનો પ્હેરો સાથે રાખો; પણ મને ત્યાં લઈ જવા કૃપા કરો. મારૂં દિલ છેલ્લું પુણ્યકાર્ય કરવા તલસી રહ્યું છે, કાલિન્દીએ કરેલો અન્યાય, હું ન્યાયમાં પલટાવી આપવા ઇચ્છું છું. મારી છેલ્લી ઇચ્છાનો અમલ ના કરો, સાહેબ?' છેલ્લો પ્રશ્ન તે બહુજ ગદ્ગદ્ કંઠે બોલ્યો.

એક વખતનો આ મદોન્મત્ત હાથી જેવો પાપપાગલ બનેલો માનવી આજ એક દીન હીન અને અશક્ત કંગાલ જેવો રૂદન કરતો હતો! શ્રીકાંતનું દિલ આથી પાગળ્યું. તેઓ બે જણ જ્યારે ઓફિસમાં પાછા ગયા ત્યારે શ્રીકાંતે બદમાશને સાથે લેવા સૂચના કરી. 'વ્યવહારૂ દૃષ્ટિથી જોતાં, એમ બનવું અશક્ય છે.' રમાકાંતે કહ્યું. અઢી કલાક સુધી શ્રીકાંતે તેની સાથે દલીલોથી માથા ફોડ કરી. એ વખતે પૂનાનો એક ઇન્સ્પેક્ટર ત્યાં હાજર હતો. એણે શ્રીકાંતની સૂચના કેવા મજબુત પહેરાથી અમલમાં મૂકી શકાય તે સમજાવ્યું અને આખરે રમાકાંતે બદમાશને વિસલપુર લઈ જવા 'હા' પાડી.

મજબુત પોલિસ-પહેરા સાથે અને બે બાહોશ ઇન્સ્પેક્ટરો સાથે બદમાશને લઈને શ્રીકાંત અને રમાકાંત વિસલપુર પહોંચ્યા. એ મકાનની ચાવી પાડોશીને ત્યાં રહેતી હતી. તે વતી મકાન ઉઘાડીને સૌ અંદર ગયા. ભુજંગીએ ત્યાં જુદા જુદા કેટલાક છુપા સંચ તેઓને ઉઘાડી બતાવ્યા. પાંચેક જગ્યાએથી નિરાશા મળ્યા બાદ એક ઓરડામાં બાકી રહેલો એક છેલ્લો સંચ ઉઘાડવાની તૈયારી ભુજંગીએ કરી. તે પોતાનો હાથ લાંબો કરીને દિવાલમાંનો ખીલો દાબવા જતો હતો ત્યાં એકાએક કોઈ ચીજ છાપરા ઉપરથી એના માથા પર પડી અને તે ઓચિંતી એક ભયાનક

કારમી ચીસ પાડીને જમીન પર ઢળી પડયો!

વીજળીની બત્તીનો પ્રકાશ એના ઉપર નાંખવામાં આવ્યો. અને માલુમ પડયું કે, છાપરામાંથી એક સર્પ પડયો હતો, જેણે બદમાશના માથામાં દંશ માર્યો હતો! બદમાશના અસલ ઘામાંથી એ વખતે ખૂબ લોહી વહેવા લાગ્યાથી દંશ ત્યાં થયો હોય એમ અનુમાન થઇ શકયું.

એ સર્પ સડસડાટ કરતો ચાલી જતો જોવામાં આવતાં તેને પકડવા માટે પોલિસમેનોએ કોશીષ કરી પણ તે વ્યર્થ નીવડી.

ભુજંગી આકળવિકળ થઇ રહ્યો હતો. 'કાલિન્દી! કાલિન્દી!' તે છૂટક ત્રૂટક સ્વરે બોલવા લાગ્યો: 'તારૂં ભયંકર સ્વરૂપ મને ના બતાવ! હા! આખરે અનુપમાના ખૂનનું વેર તેં સર્પિણી થઇને લીધું?....મારી....મારી....શ્રીકાંત! કાળો તમંચો બેશક હું હતો. મેં તમને નક્કામા તગોવ્યા! રજની!.... મેં તને લૂંટી છે. તું એકલી જ ભાગ્યયોગે બચી ગઈ છે. અમો....અમારા ખોદેલા ખાડામાં પડ્યાં! અસલ....વીલ....સંચ....મિલ્કત....પીપળાનું ઝાડ.... ગોળ ઓટલો....શેતરંજ....પથ્થર નીચે....ઓહ! હા!....'

એક પછાડ ખાઇને ભુજંગી અવાચક બની ગયો. એના દેહમાંથી એનો જીવ ઊડી ગયો.

એ બાદ એ ઓરડામાંનો સદર છુપો સંચ તપાસવામાં આવતાં એમાંથી ઉધાઈ ખાધેલાં કાગળીઆંના ટુકડા નીકળ્યા! જંતુઓએ વીલ અને ફોટાનો નાશ કરી નાંખ્યો છે, એમ તે ઉપરથી નક્કી થયું.

એ મકાનના કંપાઉંડમાં પીપળાનું એક ઝાડ હતું, તેની આસપાસ ગોળ ઓટલો હતો. એમાં શેતરંજ રમવા માટે આરસનો પથ્થર ચોઢેલો હતો. તે ઉખાડવામાં આવતાં એક છીછરો ચોરસ ખાડો દેખાયો. એમાં કાંઈ જ ન્હોતું. પણ એક ચિઠ્ઠી હતી:—

'કૃષ્ણા! કોણ કોને છેતરે છે, જો! તારી આંખમાં મીઠું નાંખીને હું બધું ઝવેરાત લઈ ગયો છું!—બિહારી.'

આ ચિઠ્ઠી ઉપરથી સાબિત થઈ ગયું કે, કાલિન્દી માનતી હતી તેનાથી ઉલ્ટું જ બદમાશ બિહારી ઉર્ફે ભુજંગીએ આ ખજાનાની માહિતી મેળવીને કાલિન્દીની જાણ બહાર પોતાને હસ્તક તે લઈને તે વાપરી ખાધો હતો!

* * * *

બદમાશ ભુજંગીના મૃત્યુ પછી, તેના એકરાર પછી અને બદમાશની ટોળીનો નં. ૬ નો સાગ્રીત કે જેનું નામ હાથીઓ હતું તેણે તાજના સાક્ષી તરીકે જુબાની આપ્યા પછી, નં. ૫ અને નં. ૭ ના બદમાશો ઉપર મુંબઈ ખાતે ન્યાયાલયમાં કેસ ચલાવીને તેઓને દરેકને ૨૦-૨૦ વર્ષની સખ્ત જેલની સજા કરવામાં આવી. નં. ૬ નો છૂટકારો કરવામાં આવ્યો.

શ્રીકાંત, રમાકાંત. જાલિમસિંહ, વીરશંગ આદિ સર્વની કામગીરી અને મહેનતનાં પુષ્કળ વખાણ ન્યાયાસન તરફથી થયાં.

કેસ પત્યા પછી નં. ૬ ના હાથીઆને, અપાયલા વચન મુજબ, જાલિમસિંહે એક મીલમાં નોકરી અપાવી.

* * * *

આશરે ૭ માસ બાદ એક પ્રભાતે જગતે જાણ્યું કે અરવિંદ સાથે રજનીનાં લગ્ન નક્કી થઇ ચૂક્યાં છે. એ લગ્નાનંદ આફતો દ્વારા થયેલી કસોટી પછીનો હોવાથી જેમ રાહુઘેર્યા ચન્દ્રનું ગ્રહણ મુક્ત થતાં ચોમેર જનતામાં આનંદોલ્લાસ દેખાય છે તેવો જ આનંદ પ્રસરી રહ્યો. લગ્ન પ્રસંગે રજનીએ પોતાની સાડીમાં એ જ હીરાની 'પીન' ખોસી હતી કે જેણે તેને માથે આફતનાં વાદળાં આણ્યાં હતાં.



# કેટલુંક કાવ્ય સાહિત્ય



**અભિસાર :**

પ્રા. મનસુખલાલ ઝવેરીનાં
પ્રાસાદિક કાવ્યોનો નવો સંગ્રહ
'ચન્દ્રદૂત' સાથે : આકર્ષક રૂપરંગ

રૂા. ૩–૮–૦

**લલિતનો લલકાર :**

સ્વ. લલિતજીનાં બોધા અને
ભાવની મધુરતાથી નીતરતાં ગીતો
અને કાવ્યોનો સંપૂર્ણ સંગ્રહ
૭૦૦ પાનાં રૂા.

**અજંપાની માધુરી :**

શ્રી. 'સ્વમસ્થ' નાં હૈયું હલાવી
નાખે તેવાં દર્દ અને દાઝ ભર્યાં
ગીતો અને કાવ્યોનો સંગ્રહ

રૂા. ૧–૦–૦

**રાષ્ટ્રિકા :**

કવિશ્રી ખબરદાર રચિત પ્રેરક ને
પ્રાણવાન રાષ્ટ્રગીતોનો સંગ્રહ

રૂા. ૨–૮–૦

**પ્રેમધનુષ્ય :**

શ્રી. કોલકનું સંવનન,
મિલન અને વિરહનું
સળંગ પ્રવાહી પ્રણય કાવ્ય

રૂા. ૧–૮–૦



ત્રિપાઠી · બુકસેલર્સ · મુંબઇ